કવિવર રવીન્દ્રનાથ ટાગોર કૃત

# ગિ રિ બા લા



: અનુવાદક :

રમણલાલ સોની





સોલ એજન્ટ

જીવન સાહિત્ય મંદિર : સંદેશ પુસ્તક ભંડાર

૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ. ૨

ગાંધીરોડ, અમદાવાદ.

: પ્રકાશક :

રમણલાલ સોની
વ્યવસ્થાપક: શરદ કાર્યાલય
મોડાસા [જી. અમદાવાદ]

પ્રથમ આવૃત્તિ
૧૯૪૬

કિંમત રૂ. ૪-૪-૦

: મુદ્રક :

મણીલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા રોડ : અમદાવાદ.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરની ટૂંકી વાર્તાઓમાં કલા છે, કલ્પના છે, કવિતા છે; વિશેષે માનવજીવનમાં ઉચ્ચ ભાવનાઓ પ્રેરે તેવું અતુલ બળ તેમાં રહેલું છે. આવી વાર્તાઓના અસલ બંગાળી પરથી થયેલા પ્રામાણિક અનુવાદોની આપણે ત્યાં ઘણા વખતથી ખોટ વરતાતી હતી—આ સંગ્રહ એવી ખોટ પૂરી પાડવાનો નાનકડો પ્રયાસ છે.

મુ. શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક, શ્રી ઉમાશંકર જોષી તથા શ્રી નગીનભાઈ પટેલે કવિવરની વાર્તાઓના અનુવાદો કરવાની મને પ્રેરણા અને ઉત્સાહ આપ્યાં તે બદલ તેમનો જાહેર આભાર માનું છું.

સ્નેહીશ્રી

નંદલાલભાઈ ઠક્કરને

તેમના મમતાળુ પ્રોત્સાહનના સ્વીકાર લેખે



# અનુક્રમણિકા

# ગિરિબાળા

: ૧ :

આગલે દિવસે વરસાદ થયો છે. આજે સવારે વરસાદ બંધ થયા પછી ઝાંખો તડકો નીકળ્યો છે. એ તડકો અને વેરવિખેર થઈ ગયેલાં વાદળો લગભગ પાકવા આવેલા અનાજનાં ખેતરોની ઉપર એક પછી એક પોતાની પીંછી ફેરવી રહ્યાં છે. ખેતરોનો વિશાળ શ્યામ ચિત્રપટ ઘડીકમાં પ્રકાશનો સ્પર્શ થતાં ઉજ્જવળ બની જાય છે, તો બીજી જ ક્ષણે છાયાનો લેપ લાગતાં તે ગાઢ સ્નિગ્ધતાથી અંકિત બની જાય છે.

આખીયે આકાશની રંગભૂમિમાં વાદળ અને તડકો—એ બે જ માત્ર અભિનેતાઓ હતા, અને તેઓ બંને પોતપોતાનો ભાગ ભજવી રહ્યા હતા. ઉપર જ્યારે આ અભિનય ચાલતો હતો ત્યારે નીચે સંસારની રંગભૂમિ પર કેટલી જગાએ કેટલો અભિનય ચાલતો હતો તેનો કંઈ પાર નથી.

આપણે જ્યાં એક ક્ષુદ્ર જીવનનાટકનો પટ ઊંચક્યો, ત્યાં આગળ ગામ છે. ગામમાં જતાં રસ્તા પર એક ઘર દેખાય છે. બહારનો ઓરડો જ એકલો પાકો છે, અને એની બે બાજુએ જર્જરિત ઈંટોની દિવાલ કેટલીક ગારમાટીની ઓરડીઓને ઘેરીને ઊભી છે.

રસ્તા પરની સળીઆવાળી બારીમાંથી જોઈએ તો અંદર એક જુવાન ઉઘાડે ડિલે, પાટ ઉપર બેઠેલો દેખાય છે, એના ડાબા હાથમાં તાડપત્રનો પંખો છે, અને એ પંખો હલાવડલાવ કરીને તાપ અને મચ્છરો ઉડાડવાનો પ્રયત્ન કરે છે; તથા જમણા હાથમાં ચોપડી લઇને વાંચવામાં લીન થયેલો છે.

બહાર જાહેર રસ્તા પર એક નાનકડી છોકરી ખોળામાં જાંબુ લઇને, એકે એકે ખાતીખાતી, પેલી સળીઆવાળી બારી આગળ થઇને વારંવાર જાઆવ કરતી હતી. એના મોંના ભાવ પરથી ચોખ્ખું જણાઈ આવતું હતું કે અંદર જે માણસ પાટ પર પડ્યો પડ્યો ચોપડી વાંચી રહ્યો છે તેની સાથે તેને ગાઢ પરિચય છે. અને કોઈ રીતે તેનું ધ્યાન ખેંચીને તે તેને બેપરવા ભાવે જણાવવા ચાહે છે કે હમણાં તો ભાઈ સાહેબ! હું આ જાંબુ ખાવામાં 'છું, એટલે મને તમારી પરવા નથી.

કમનસીબે, ઘરની અંદર અભ્યાસમાં લીન બનીને બેઠેલો પુરુષ આંખે જરા ઓછું દેખે છે, એટલે દૂર રહીને આ છોકરી મૂગી મૂગી એના તરફ ઉપેક્ષા બતાવી રહી છે તેની તેના પર કશી અસર થતી નથી.

છોકરીને પણ આ વાતની ખબર હતી, એટલે ઘણીવાર સુધી આમ નિષ્ફળ ડોકિયાં કર્યા પછી; એણે એ રીત છોડી દીધી, અને એને બદલે એકાં જાંબુના ઠળિયાનો ઉપયોગ કરવા માંડ્યો. હવે અંધને માટે રીસની વિશુદ્ધતા સાચવવાનું ખૂબ મુશ્કેલ હતું.

બેચાર ઠળિયા જાણે આકાશમાંથી આવીને ઊંમરામાં ઠક કરીને પડ્યા, ત્યારે વાંચવામાં તલ્લીન બનેલા પુરુષે માથું ઊંચું કરીને જોયું. માયાવિની છોકરીને એની ખબર પડતાં તેણે બમણા રસથી ખોળામાંથી ખાવાલાયક પાકાં જાંબુ ફેંકવા માંડ્યાં.

પુરુષે આંખો ઝીણી કરીને, પ્રયત્નપૂર્વક ધારીધારીને જોયું—તેણે છોકરીને ઓળખી. ચોપડી મૂકી દઈ બારી આગળ આવીને તેણે મસતે મોંએ બૂમ મારીઃ 'ગિરિબાલા!'

ગિરિબાલા અવિચલિત ભાવે, પોતાના ખોળામાંના જાંબુની પરીક્ષા કરતી હતી. પોતાની ધૂનમાં ને ધૂનમાં, ધીરે ધીરે તેણે એક એક ડગલું ભરી ચાલવા માંડ્યું. 35055

હવે એ ક્ષીણદૃષ્ટિ યુવાનને સમજ પડી કે પોતે અજાણે કંઈક અપરાધ કરી બેઠો છે તેની તેને આ સજા થઈ રહી છે.

એકદમ બહાર દોડી આવી તેણે કહ્યુંઃ 'કેમ રે, આજે મને જાંબુ ન આપ્યાં?'

ગિરિબાલાએ એ શબ્દો તરફ ધ્યાન આપ્યા વગર જ, બહુ શોધ અને પરીક્ષા કરીને એક સરસ જાંબુ પસંદ કરી લહેરથી ખાવા માંડ્યું.

આ જાંબુ ગિરિબાલાના બાપની વાડીનાં હતાં, અને આ યુવાન તેનો રોજ નાસ્તો કરતો હતો. પરંતુ કોણ જાણે કેમ આજે ગિરિબાલાને તે યાદ આવ્યું નહિ. આજની તેની વર્તણૂક પરથી એવું લાગતું હતું કે તેણે માત્ર પોતાને માટે જ આ જાંબુ ભેગાં કર્યાં હતાં. પરંતુ પોતાની વાડીમાંથી જાંબુ વીણી લાવીને, પારકાના ઘરના બારણા આગળ જઈને મિજાજથી ખાવાનો હેતુ સમજવામાં આવ્યો નહિ.

યુવાને આવીને એનો હાથ પકડયો. ગિરિબાલાએ પહેલાં તો ઊંચીનીચી થઈને હાથ છોડાવી ચાલ્યા જવાનો પ્રયાસ કર્યો, પરંતુ પછી એકદમ એની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં; એ રડી પડી. ખોળામાંનાં જાંબુ જમીન પર નાખી દઈ એ નાસી ગઈ.

સવારે તડકો ચંચલ હતો અને વાદળાં પણ ચંચલ હતાં. હવે સાંજ પડી હતી. સાંજે તે બંનેએ થાકીને શાંત ભાવ ધારણ કર્યો હોય એવું લાગતું હતું. સફેદ ફૂલેલાં વાદળાં આકાશના એક ખૂણામાં જમા થઈને પડયાં હતાં, અને સાંજનો હોલવવાનું કરતો પ્રકાશ, ઝાડનાં પાંદડાંમાં, પુકુરના જળમાં, અને ચોમાસાની પ્રકૃતિના અંગેઅંગમાં ઝગમગતો હતો.

વળી પાછી પેલી બાલિકા પેલી સળિઆવાળી બારી આગળ દેખાય છે, અને ઘરમાં પેલો યુવક પણ બેઠેલો દેખાય છે. તફાવત માત્ર એટલો છે કે આ વખતે છોકરીના ખોળામાં જાંબુ નથી, અને યુવકના હાથમાં ચોપડી નથી. આ સિવાય બીજો પણ મોટો ગૂઢ ભેદ હતો.

આવે સમયે પણ આ છોકરી શું કામ પડયું હશે તે અહીં આવીને આંટા મારતી હશે તે કહેવું કઠણ છે. અને ખરેખર કંઈ કામ પડયું હોય તો પણ ઘરની અંદર બેઠેલા પુરુષની સાથે વાતચીત કરવાની આવશ્યકતા હોય એવું પણ એ છોકરીની રીતભાત પરથી માલમ પડતું નથી. ઊલટું મને તો એવું લાગ્યું કે સવારે પોતે જાંબુ ફેંકીને ગઈ હતી તેમાંના એકને સાંજ સુધીમાં ફણગો ફૂટે છે કે કેમ તે જોવાને તે આવી છે.

પરંતુ ફણગો ન ફૂટવાનાં અનેક કારણોમાં એક મોટું કારણ તો એ હતું કે એ બધાં ફળ અત્યારે યુવકની આગળ પાટ ઉપર

ફસેલાં થઈને પડેલાં હતાં. અને આ છોકરી જ્યારે ધીમે ધીમે નીચી નમીને કોઈ અજાણ્યા કાલ્પનિક પદાર્થને શોધવામાં લીન બની જતી હતી, ત્યારે પેલા લાર્ડ સાહેબ મનનું હસવું છુપાવીને, અત્યંત ગંભીર ભાવે, એક એક જાંબુ ઉપાડીને સબુરથી આરોગી રહ્યા હતા.

છેવટે, એક બે ઠળિયા આકાશમાંથી ગિરિબાલાના પગની પાસે, અથવા કહો કે પગની ઉપર જ આવીને પડ્યા, ત્યારે છોકરીને સમજ પડી કે આ યુવક મારી રીસનું વેર લઈ રહ્યો છે. પરંતુ આ શું યોગ્ય કહેવાય? જ્યારે એ પોતાના નાનકડા હૃદયનો તમામ ગર્વ તજીને આત્મસમર્પણ કરવાની તક શોધતી હતી, ત્યારે એના એ અત્યંત કઠોર રસ્તામાં આવી રીતે વિઘ્ન નાખવું એ શું નિષ્ઠુરતા નથી? પોતે પકડાવા આવી છે એ વાત ઉઘાડી પડી જતાં છોકરીનું મોં શરમથી લાલ લાલ થઈ ગયું, અને તેણે નાસી જવા પગ ઉપાડ્યો—બરાબર એજ વખતે પેલા યુવકે બહાર આવીને એનો હાથ પકડ્યો.

સવારની પેઠે અત્યારે પણ છોકરીએ ઊંચીનીચી થઈને હાથ છોડાવી નાસી જવાનો બહુ બહુ પ્રયાસ કર્યો,—પરંતુ આ વખતે તે રહી નહિ. છેવટે, લાલ લાલ થઈ જઈ, ગરદન વાંકી કરી, પોતાને પકડનારાની પીઠમાં મોં છુપાવી, તે જોરથી હસવા લાગી અને કેવળ માત્ર બાહ્ય આકર્ષણથી જ ખેંચાઈને, હારેલા કેદીની પેઠે પેલા લોઢાના સળીઆવાળા કેદખાનામાં દાખલ થઈ.

આકાશમાં વાદળ અને તડકાની રમત જેવી સામાન્ય છે, તેવી જ પૃથ્વી પર આ બે જીવોની રમત પણ તેવી જ સામાન્ય અને ક્ષીણજીવી છે. વળી, આકાશમાં વાદળ અને તડકાની રમત જેવી અસામાન્ય છે, અને તે રમત નહિ હોવા છતાં રમત જેવી દેખાય છે, તેવી રીતે આ બે ક્ષુદ્ર મનુષ્યોનો એક નવરા ચોમાસાના એક દિવસનો ક્ષુદ્ર ઇતિહાસ સંસારની સેંકડો ઘટનાઓમાં જોઈએ તો કેવળ તુચ્છ લાગે, પરંતુ એ તુચ્છ નથી.

જે વૃદ્ધ વિરાટ વિધાતા અવિચલિત ગંભીર મુખે અનંત કાળ થયાં યુગો યુગોને ભેગા પરોવી રહ્યો છે એ જ વૃદ્ધ વિધાતા આ બાલિકાના સવારસાંજના તુચ્છ હાસ્યરૂદનની અંદર જીવનવ્યાપી સુખ-દુઃખનાં બીજને અંકુરિત કરી રહ્યો હતો.

ગમે તેમ, પણ બાલિકાની એ અકારણ રીસ બિલકુલ અર્થહીન માલુમ પડતી હતી. કેવળ બહારથી જોનારની જ નજરે નહિ, પણ આ ક્ષુદ્ર નાટકના પ્રધાન પાત્ર પેલા યુવકની નજરે પણ. આ છોકરી એક દિવસ ગુસ્સો કરે છે, અને એક દીવસ વળી અપાર સ્નેહ પ્રગટ કરે છે, કોઇ દિવસ હદ ઉપરાંત વધારે ખાવાનું લઇને આવે છે તો કોઇ દિવસ બિલકુલ લાવતી જ નથી.—આનું કંઈ પણ કારણ શોધી કાઢવું સહેલું નહોતું. કોઇ કોઈ દિવસ તે પોતાની તમામ કલ્પના, વિચારશક્તિ અને તમામ કાબેલિયત ભેગી કરીને યુવકને ખુશ કરવા મંડે છે, તો કોઈ દિવસ પાછી પોતાની તમામ ક્ષુદ્ર શક્તિ અને પોતાની તમામ કઠોરતા ભેગાં કરીને તેને આઘાત કરવા માંડે છે, અને તેને દુઃખી ન કરી શકે તો એની કઠોરતા બમણું જોર પકડે છે. અને જો દુઃખી કરી શકે તો એ કઠોરતા અનુતાપના અશ્રુજળમાં ટુકડા ટુકડા થઇને વહી જાય છે અને સ્નેહનો પ્રચંડ પ્રવાહ વહેવા માંડે છે.

આ તુચ્છ વાદળ તડકાની રમતનો પહેલો તુચ્છ ઇતિહાસ બીજા પ્રકરણમાં જરા વિસ્તારથી કહેવાશે.

: ૨ :

ગામમાં બીજા બધા મારામારી, દોડાદોડી, શેરડીની ખેતી, ખોટા કોરટકછરીયા અને શણનો વેપાર કરતા; આડી ભાવની આલોચના અને સાહિત્ય ચર્ચા કરતાં બે જણાં—એક શશીભૂષણ અને બીજી ગિરિબાલા.

આ સાંભળીને કોઇને બહુ ઉત્સુક થવાની કે, બહુ ઉત્કંઠા બતાવવાની જરૂર નથી. કારણકે ગિરિબાલાની ઉમર દશ વરસની છે, અને શશીભૂષણ હમણાં જ એમ. એ; બી. એલ. પાસ થઇને આવેલો છે. બંને પડોશી છે એટલું.

ગિરિબાલાના પિતા હરકુમાર એક વખતે પોતાના ગામના ધણી હતા. હવે કંગાળ હાલતમાં આવી પડવાથી, તેમણે બધું વેચી નાખી પરદેશી જમીનદારની નોકરી સ્વીકારી હતી. જે પરગણામાં તેમનાં ઘરબાર હતાં ત્યાં જ તેઓ નાયબ હતા, એટલે જન્મભૂમિ છોડીને તેમને જવું પડયું નહોતું.

શશીભૂષણ એમ. એ. પાસ થઈ કાયદાની પરીક્ષામાં પાસ થયો છે. પરંતુ હજી કંઈ કામે લાગ્યો નથી. લોકોની સાથે ભળવાનું કે સભા સ્થળે જઇને બે શબ્દો બોલવાનું પણ તેનાથી બનતું નથી. આંખે ઓછું દેખે છે એટલે ઓળખતા માણસને પણ તે ઓળખી શકતો નથી, અને એને લીધે જ આંખો ઝીણી કરીને એણે જોવું પડે છે; લોકો એની એ રીતભાતને ઉદ્ધતાઈ સમજે છે.

કલકત્તામાં લોકોનો મહેરામણ રહ્યો–ત્યાં શાંતિથી એકલા પડી રહેવામાં શોભા હોય છે, પરંતુ ગામડાગામમાં લોકોના મનથી તે નફટાઇ છે. શશીભૂષણના બાપે ઘણા પ્રયત્નો કર્યા, પણ છેવટે નિરાશ થઇને તેણે પોતાના બેકાર દીકરાને ગામડામાં પોતાની સાધારણ જમીનજાગીર સંભાળવાના કામે મૂક્યો હતો. આથી શશીભૂષણને ગામડાના લોકોને હાથે ઘણો ત્રાસ, મશ્કરીઓ અને અપમાનો સહેવાં પડયાં હતાં.

આ અપમાનનું એક બીજું પણ કારણ હતું. શશીભૂષણને એટલો એકાંત પ્રિય હતો કે પરણવાનીએ ના કહેતો હતો–છોકરીઓનાં માતાપિતાઓ એની આ અનિચ્છાને ભયંકર અહંકાર સમજી કેમે તેને માફ કરી શકતાં નહિ.

શશીભૂષણની ઉપર જેમ જેમ વધારે ત્રાસ થવા લાગ્યો તેમ તેમ શશીભૂષણ પોતાની ગુફામાં જ સંતાઈ રહેતા લાગ્યો. એક ખૂણામાં પાટ ઉપર કેટલીક પાકી બાંધેલી અંગ્રેજી ચોપડીઓ લઈને તે બેસી રહેતો–જ્યારે મન થાય ત્યારે દિલ ચાહે તે ચોપડી વાંચતો–આ એનો વ્યવસાય હતો, જમીનજાગીરનું શું થતું હતું તે જમીનજાગીર જાણે ?

એ વાત તો હું પહેલાં જ કહી ગયો છું કે માણસોમાં તેને કેવળ એક ગિરિબાલાની જ સાથે સંબંધ હતો.

ગિરિબાલાના ભાઈઓ નિશાળમાં ભણવા જતા, અને ઘેર આવીને મૂર્ખ બ્હેનને કોઈ કોઈ દિવસ પૂછતાઃ બોલ, પૃથ્વીનો આકાર કેવો છે? તો કોઈ દિવસ તેઓ પૂછતાઃ કહે, સૂરજ મોટો કે પૃથ્વી મોટી?

ગિરિબાલા ફાવે તેમ જવાબ દેતી. એનો જવાબ ખોટો પડતો ત્યારે ભાઈઓ એનો ખૂબ તુચ્છકાર કરી એની ભૂલ સુધારતા. સૂર્ય પૃથ્વી કરતાં મોટો છે એ અભિપ્રાય પુરાવાઓને અભાવે ગિરિબાલાની આગળ સાબીત થઈ શકતો નથી, અને ગિરિબાલા હિંમત કરીને પોતાની એ શંકા પ્રગટ પણ કરતી, તોપણ તેના ભાઈઓ તેને બમણા ઉત્સાહથી કહેતાઃ 'ચૂપ! અમારી ચોપડીમાં છાપેલું છે, ને તું—'

છાપેલી ચોપડીમાં આવું લખેલું છે સાંભળી ગિરિબાલા એકદમ ચૂપ થઈ જતી, હવે એને બીજા કોઈપણ પ્રમાણની જરૂર રહેતી નહિ.

પરંતુ મનમાં મનમાં એને એવી ઇચ્છા હતી કે ભાઈઓની પેઠે હું પણ ચોપડી લઈને વાંચું. કોઈ કોઈ વખત તો તે પોતાના ઓરડામાં બેસીને ગમે તે કોઈ ચોપડી ઉઘાડી, બડ બડ કરીને વાંચવાનો દેખાવ કરતી, અને ફાવે તેમ પાનાં ફેરવ્યા કરતી, ચોપડીના છાપેલા કાળા કાળા ઝીણા ઝીણા અજાણ્યા અક્ષરો જાણે કોઈ મહાન રહસ્ય શાળાના સિંહદ્વારે હારબંધ, ખભા ઉપર ઈ અને એ ને ચડાવીને પહેરો ભરતા હતા, અને ગિરિબાલાના એકે સવાલનો જવાબ દેતા નહોતા. કથામાલાના વાઘ, શિયાળ, ઘોડા કે ગધેડાની એક પણ વાર્તા, આ કુતૂહલવશ બાલિકાને જીતી શકતી નહિ, અને આખ્યાનમંજરીનાં બધાંયે આખ્યાનો બોબડાની પેઠે એની સામું જોઈ રહેતાં.

ગિરિબાલાએ પોતાની ભાઈની પાસે ભણવાની વાત કાઢી હતી,

પરંતુ એના ભાઈઓમાંથી એકએ એની વાત પર ધ્યાન આપ્યું નહોતું.

એક માત્ર શશીભૂષણ ગિરિબાલાને મદદ કરતો હતો.

ગિરિબાલાને મન કથામાલા અને આખ્યાનમંજરી જેવાં રહસ્યપૂર્ણ હતાં, તેવો જ શશીભૂષણ પણ તેને મન પહેલાં તો રહસ્યપૂર્ણ હતો. લોઢાના સળીઆવાળા રસ્તા આગળ, નાનકડા ઓરડામાં આ યુવક એકલો ચોપડીમાં મોં ઘાલી પાટ ઉપર બેસી રહેતો. ગિરિબાલા રસ્તા પર એ સળીઆ પકડીને ઊભી રહેતી, ને આભી બની આ વાંકી કરોડવાળા, વાંચવામાં તલ્લીન બની બેઠેલા અદ્દભૂત માણસને ધારી ધારીને જોયા કરતી. ચોપડીઓની સંખ્યા પરથી એ મનમાં મનમાં નક્કી કરતી કે શશીભૂષણ મારા ભાઈઓ કરતાં વધારે ભણેલો છે. એને મન આ સૌથી મોટી અજબ થવા જેવી બાબત હતી, કથામાલા વગેરે દુનિયાનાં મોટાં મોટાં પુસ્તકો શશીભૂષણ આખેઆખાં વાંચી ગયો છે એ વિષે તેને લેશમાત્ર પણ શંકા નહોતી. આથી, જ્યારે શશીભૂષણ પુસ્તકનું પાનું ફેરવતો ત્યારે તે છક થઈ ઊભી રહેતી–શશીભૂષણના જ્ઞાનનો તો તે પાર પામી શકતી નહિ!

છેવટે આ વિસ્મયમૂઢ બાલિકાએ ટૂંકી નજરવાળા શશીભૂષણનું ધ્યાન ખેંચ્યું. શશીભૂષણે એક દિવસ એક ભપકાબંધ બાંધેલી ચોપડી ઉપાડીને કહ્યું: 'ગિરિબાલા! ચિતર જોવાં હોય તો આવ!'

ગિરિબાલા, એ સાંભળીને, એકદમ નાસી ગઈ.

પરન્તુ બીજે દિવસે તે ફરીથી આવી, અને એજ સળીઆ પકડીને બહાર ઊભી ઊભી., એવા જ મહામૌનપૂર્વક શશીભૂષણનો અભ્યાસક્રમ નિહાળવા લાગી. આજે પણ શશીભૂષણે એને બોલાવી, પરંતુ આજે પણ તે વેણી નચાવતી શ્વાસભેર નાસી ગઈ.

આવી રીતે એમના પરિચયનો સૂત્રપાત થયો, પછી ધીમે ધીમે તે પરિચય વધીને ગાઢ ક્યારે બન્યો, તથા એ બાલિકાએ સળીઆની બહારથી શશીભૂષણના ઘરમાં ક્યારે પગ મૂક્યો, તથા શશીભૂષણની પાટ ઉપર પુસ્તકોના ડુંગર વચ્ચે એ ક્યારે સ્થાન પામી, એની ચોક્કસ તારીખ નક્કી કરવી એ ઐતિહાસિક સંશોધનનો વિષય છે.

શશીભૂષણની આગળ ગિરિબાલાના ભણવા ગણવાનું કામ શરૂ થયું. એ સાંભળી સૌને હસવું આવશે કે આ માસ્તર સાહેબ પોતાના આ ક્ષુદ્ર નિશાળીઆને કેવળ અક્ષર, જોડાક્ષર અને વ્યાકરણ જ નહોતા શીખવતા, પણ ઘણાં મોટાં મોટાં કાવ્યોનો પણ તરજૂમો કરીને એને સંભળાવતા, અને તે વિષે એનો અભિપ્રાય પૂછતા. છોકરી શું સમજતી તે તેનો ભગવાન જાણે, પરંતુ એને આમાં મજા પડતી એ વિષે સંદેહ નથી. સમજાયું ન સમજાયું બધું ભેગું કરીને તે પોતાના બાલહૃદયમાં અદ્‌ભુત કલ્પના ચિત્ર ઊભું કરતી. તે મૂગીમૂગી આંખો ફાડી એક ચિત્તે સાંભળી, વચમાં વચમાં કોઈ વાર કોઈ બિલકુલ અસંગત સવાલ પૂછી નાખતી, અને કોઈ કોઈ વાર ઓચિંતી કોઈ બીજી જ વાતમાં ઊતરી પડતી. શશીભૂષણ એને એમ કરતાં કદી અટકાવતો નહિ—મોટાં મોટાં જગપ્રસિદ્ધ કાવ્યો સંબંધી આ અતિ નાનકડા વિવેચકનો અભિપ્રાય—વખાણ, નિંદા, ટીકા ને ભાષ્ય સાંભળવામાં તેને ખૂબ આનંદ આવતો. આખા ગામમાં આ એક ગિરિબાલા જ એને સમજદાર મિત્ર મળી હતી.

ગિરિબાલાની સાથે શશીભૂષણને પહેલો પરિચય થયો ત્યારે ગિરિની ઉમર આઠ વરસની હતી, હવે તેની ઉંમર દશ વરસની થઈ છે. આ બે વરસમાં અંગ્રેજી અને બંગાળી વર્ણમાલા શીખીને બે ચાર સહેલી ચોપડીઓ તેણે વાંચી નાખી છે. અને શશીભૂષણને પણ ગામડું ગામ આ બે વરસ લગી છેક સંગી વિહીન અને નિરસ લાગ્યું નહોતું.

પરંતુ ગિરિબાલાના બાપ હરકુમારની સાથે શશીભૂષણને સારો મેળ નહોતો થયો. હરકુમાર શરૂઆતમાં આ એમ. એ; બી. એલ. ની પાસે કોરટકચેરીયાનાં કામોમાં સલાહ લેવા આવતો; પરંતુ આ એમ. એ; બી. એલ. ને તેમાં રસ પડતો નહિ. તે તેમાં ઊંડા ઊતરતો પણ નહિ. નાયબની આગળ પોતાનું કાયદાનુંય જ્ઞાન કબૂલ કરતાં તેને જરાયે શરમ આવતી નહિ.

નાયબ સમજતો કે આ શશીભૂષણનો ઢોંગ છે—મને કશું નહિ કહેવા ખાતર જ એ આવો અજ્ઞાનનો દેખાવ કરે છે.

આવી રીતે બે વરસ વીતી ગયાં.

હમણાં એક આસામીને ખબર પાડી દેવાની જરૂર ઊભી થઈ હતી. નાયબ મહાશયે એના નામે જુદા જુદા જીલ્લામાં જુદા જુદા ગુનાની ને માગણાની ફરિયાદો દાખલ કરવાનો સનસૂબો કર્યો. આ બાબતમાં સલાહ આપવા તેમણે શશીભૂષણ પર ખૂબ દબાણ કર્યું.

પરંતુ શશીભૂષણે, સલાહ આપવાની વાત તો આઘી રહી, પણ શાંતિથી નેહતાથી હરકુમારને એવી બે ચાર વાતો સંભળાવી કે હરકુમારને તે બિલકુલ મધુર લાગી નહિ.

આ તરફ પાછા હરકુમાર આસામીના નામે કરેલી એક પણ ફરિયાદમાં જીતી શક્યા નહિ, તેમને શંકા પડી કે શશીભૂષણે પેલા અક્કરમી આસામીને મદદ કરી છે. આથી તેમણે પ્રતિજ્ઞા કરી કે આવા માણસને હું ગામમાંથી કાઢી કાઢ્યા વગર રહેવાનો નથી.

શશીભૂષણે જોયું કે હવે એના ખેતરમાં ઢોર પેસી જાય છે, એની ગાસની ગંજીમાં આગ લાગી જાય છે, એની સરહદ વિષે ઝગડા થાય છે, એના આસામીઓ પહેલાંની પેઠે શાંતિથી માગણું ભરતા નથી, ઊલટા પોતાના નામે ખોટી ફરિયાદો માંડવા દોડે છે, એટલું જ નહિ, પણ સાંજે ઘરમાંથી બહાર નીકળીશ તો તને માર પડશે, ને રાતે તારા ઘરને આગ લાગશે એવી ઘણી વાતો પણ લોકો કાનોકાન તેને સંભળાવવા લાગ્યા.

છેવટે શાંતિપ્રિય નિખાલસ પ્રકૃતિના શશીભૂષણે ગામ છોડી કલકત્તા ભાગી જવાની તૈયારીઓ કરવા માંડી.

શશીભૂષણ ઊપડવાની તૈયારીઓ કરતો હતો એવામાં ગામમાં જોઈન્ટ મેજીસ્ટ્રેટ સાહેબનો મુકામ આવ્યો. બરકંદાજ કોન્સ્ટેબલ, ખાનસામા, કૂતરા, ઘોડા, સાઈસ, વગેરેથી આખું ગામ ઊંચું નીચું થઈ ગયું. વાઘની પાછળ શિયાળવાં દોડે, તેમ છોકરાંનાં ટોળાં સાહેબના મુકામની આસપાસ સશંક કુતૂહલથી ચાંટા દેવા માંડ્યાં.

નાયબ મહાશયે નિયમમુજબ અતિથિસત્કાર ખાતે ખર્ચ લખીને સાહેબને મુરઘી, ઈંડાં, ઘી, દૂધ વગેરે પૂરું પાડવા માંડ્યું. જોઈન્ટ

તેના આખા શરીરનું લોહી ગરમ થઈ ગયું. આખી રાત તેને ઊંઘ આવી નહિ.

બીજે દિવસ સવારે તે હરકુમારને ઘેર જઈ ઊભો.

હરકુમાર શશીભૂષણને જોતાં તેનો હાથ પકડી વિહ્વળ બનીને રોવા લાગ્યો.

શશીભૂષણે કહ્યું: 'સાહેબના નામે બદનક્ષીની ફરિયાદ માંડવી પડશે. હું તમારો વકીલ થઈને લડીશ.'

ખુદ મેજીસ્ટ્રેટ સાહેબની સામે ફરિયાદ માંડવાની વાત સાંભળી હરકુમાર પહેલાં તો બી ગયો પણ શશીભૂષણે તેને છોડ્યો નહિ.

હરકુમારે વિચાર કરવાનો વખત માગ્યો. પરંતુ જ્યારે તેને ખબર પડી કે મારી બદનામીની વાત ચારેકોર ફેલાઈ ગઈ છે, અને દુશ્મનો મોંમાં આંગળાં ઘાલી હસે છે ત્યારે તેનાથી રહેવાયું નહિ. તે શશીભૂષણને શરણે ગયો.

હરકુમારે શશીભૂષણને કહ્યું: 'બાપુ, તું વગર કારણે શું કરવા કલકત્તા જવાનું કરે છે? ના, એ નહિ બને. તારા જેવો એક માણસ ગામમાં હોય તો અમને કેટલી હિંમત રહે? ગમે તે કર, પણ મને આ ભયંકર અપમાનમાંથી છોડવ.'

## : ૪ :

જે શશીભૂષણ અત્યાર સુધી લોકોની નજરથી મોં છુપાવી, એકલો એકાંતમાં પડ્યા રહેવાનું પસંદ કરતો, તે આજે કચેરીમાં આવીને હાજર થયો હતો.

તેની ફરિયાદ સાંભળી, મેજીસ્ટ્રેટ તેને પોતાના ખાનગી ઓરડામાં લઇ ગયા, અને તેના તરફ ખૂબ માન બતાવી વિવેકથી બોલ્યાઃ 'શશીબાબુ, આ ફરિયાદ ખાનગીમાં સમજી માંડી વાળીએ તો સારૂં નહિ?'

શશીબાબુ ટેબલ ઉપર મૂકેલી એક કાયદાની ચોપડીના પૂંઠા પર પોતાની ઝીણી ક્ષીણ દૃષ્ટિ દઢપણે ચોંટાડીને બોલ્યાઃ 'મારા અસીલને હું એવી સલાહ આપી શકતો નથી. તેમનું જાહેર અપમાન થયું છે, પછી એની ખાનગીમાં માંડવાડ કેવી રીતે થાય?'

બીજી બે ચાર વાતો પરથી સાહેબ સમજી ગયા કે આ ક્ષીણદૃષ્ટિ ઓછાબોલા માણસને ચળાવવાનું કામ જરાયે સહેલું નથી.

તેમણે કહ્યુંઃ 'ઓલરાઈટ બાબુ! તો જુઓ શું થાય છે તે!'

આમ કહી કેસની મુદ્દત પાડી મેજીસ્ટ્રેટ સાહેબ પોતે ગામડાંમાં ફરવા નીકળી પડયા.

આ તરફ જોઈન્ટ સાહેબે જમીનદારને કાગળ લખ્યો કે તમારો નાયબ મારા નોકરોનું અપમાન કરીને મારો તિરસ્કાર કરે છે, આશા રાખું છું કે મારો એને યોગ્ય સજા કરશો.

જમીનદારે ગભરાઈને તરત જ હરકુમારને બોલાવ્યો. નાયબે આદિથી અંત સુધીની બધી વાત જેમ બની હતી તેમ કહી સંભળાવી.

એ સાંભળી જમીનદારને ખૂબ ક્રોધ ચડયો. તેણે કહ્યું: 'સાહેબનો ભંગી હતો ને? એણે ચાર શેર ઘી માગ્યું તો ચાર શેર, તેં તરત જ આપ્યું કેમ નહિ ને લબાડી કરવા બેઠો? તારા બાપના ઘરમાંથી તો નહોતું આપવાનું ને?'

હરકુમારે કબૂલ કર્યું કે આપ્યું હોત તો મારા બાપની મિલ્કતમાંથી કશું ઓછું થવાનું નહોતું. એટલે ગુનો કબૂલ કરીને તેણે કહ્યું: 'મારા ગ્રહ નબળા, એટલે મને એવી દુર્બુદ્ધિ સૂઝી!'

જમીનદારે કહ્યું: 'તેમાં પાછું, સાહેબના નામે ફરિયાદ કરવાની અક્કલ તને કોણે આપી?'

હરકુમારે કહ્યું; 'ધર્માવતાર! ફરિયાદ કરવાનું મને જરાયે મન નહોતું. પેલો અમારા ગામનો શશી—એને કયાંય કોઈ કેસ મળતો નથી, તે કેવળ બળજબરીથી, મને પૂછ્યાગાછ્યા વગર જ આ ધાંધલ કરી બેઠો છે.'

આ સાંભળી જમીનદારને શશીભૂષણની ઉપર ખૂબ જ ગુસ્સો ચડયો. એમને લાગ્યું કે એ નવો સવો વકીલ છે, આજકાલ કશી

નથી, એટલે આવું કોઈ બહાનું હાથ કરી, હો હો કરી લોકોમાં જાણીતા થઈ જવાની એણે પેરવી કરી છે.

જમીનદાર સાહેબે નાયબને હુકમ કર્યો કે કેસ પાછો ખેંચી લઇ તરત જ નાના મોટા બંને મેજીસ્ટ્રેટોને ખુશ કરો !

સાહેબને માટે મેવો મીઠાઇ વગેરે શીતલભોગની ભેટ લઈને નાયબ જોઈન્ટ મેજીસ્ટ્રેટને ઘેર જઈને ઊભો.

સાહેબને જઇને નાયબે અરજ કરી કે, સાહેબના નામે કેસ કરવો એ બિલકુલ મારા સ્વભાવની વિરુદ્ધ છે. પરન્તુ ગામમાં શશીભૂષણ નામનો એક નમૂછિયો અવળચંડો નવો વકીલ છે એણે મને પૂછ્યાગાછ્યા વગર જ આ બહાદુરી કરી છે.'

સાહેબ, આ સાંભળી, શશીભૂષણ ઉપર ખૂબ ગુસ્સે થયા, ને નાયબની ઉપર ખૂબ પ્રસન્ન થયા. તેમણે કહ્યું કે: ગુસ્સામાં આવીને મેં નાયબ સાહેબને સજા કરી તે માટે હું બહુ દુઃખી છું.'

સાહેબે બંગાળી ભાષાની પરીક્ષામાં હમણાં જ ઇનામ મેળવ્યું હતું, અને લોકોની સાથે સારી રીતે વાતચીત કરી શકતા હતા.

નાયબે કહ્યું: 'માબાપ કોઇ વખત ગુસ્સે થઇને સંતાનોને સજા પણ કરે છે, તો કોઇ વખત ખોળે બેસાડીને લાડ પણ કરે છે. એમાં સંતાનોએ કે માબાપે દુઃખી થવાનું કંઈ જ કારણ નથી.'

આ પછી જોઇન્ટ સાહેબના તમામ નોકરોને યોગ્ય ઇનામ આપીને હરકુમાર શહેરમાં મેજીસ્ટ્રેટ સાહેબને મળવા ગયો. મેજીસ્ટ્રેટ સાહેબ, એને મોઢે હરકુમારની ધૃષ્ટતાની વાત સાંભળીને બોલ્યા: 'મને પણ નવાઈ લાગતી હતી કે હું નાયબ બાબુને તો સારો માણસ

સમજુ છું, અને એ આમ મને કહ્યા કર્યા વગર, ખાનગીમાં માંડવાળ કરવાને બદલે એકદમ ફરિયાદ નોંધાવવા દોડે છે એ કેવી વાત! મને એ માન્યામાં જ નહોતું આવતું! હવે બધી વાત સમજાઇ!'

છેવટે સાહેબે નાયબને પૂછ્યું: 'શશી કોન્ગ્રેસમાં ભાગ લે છે કે નહિ?'

નાયબે એકદમ જવાબ દીધો: 'જી, હા!'

સાહેબ હવે પોતાની સાહેબી બુદ્ધિથી દીવા જેવું ચોખ્ખું સમજી શક્યા કે આ બધી જ કોન્ગ્રેસની ચાલબાજી છે. ગમે તે કોઇ સન-સનાટી ઊભી કરી, 'અમૃત બજાર'માં લેખ લખી, સરકારની સામે બાંયો ચડાવવા માટે કોન્ગ્રેસના નાના નાના ચેલાઓ ચારે બાજુ તક શોધતા છુપાઇને બેઠા છે. એ બધા ઝીણા કાંટાઓને એકદમ ઉખેડી નાખવા માટે મેજીસ્ટ્રેટના હાથમાં જોઇએ તેવી સત્તા આપવામાં આવી નથી એમ સમજી સાહેબ હિંદુસ્તાનની સરકારને બિલકુલ દમ વગરની સરકાર કહીને મનમાં મનમાં ધિક્કારવા લાગ્યા.

પરંતુ કોન્ગ્રેસવાળા શશીભૂષણનું નામ સાહેબના મગજમાં રહી ગયું.

: ૫ :

સંસારમાં મોટા મોટા બનાવો જ્યારે જોરશોરથી માથું ઊંચકે છે ત્યારે નાના નાના બનાવો પણ પોતાની ભૂખી નાનકડી સાંકળો લઈને દુનિયાની ઉપર પોતાનો હક કરવા નીકળી પડે છે.

શશીભૂષણ આ મેજીસ્ટ્રેટની ઉપર માંડેલા કેસમાં ખાઈપીને લાગેલો હતો, અને મોટાં મોટાં પોથાં ફેંદીને કાયદાની કલમો ઉતારતો હતો, મનમાં મનમાં પોતાનું ભાષણ ઘડતો હતો, કલ્પનામાં સાક્ષીઓની ઊલટ તપાસ કરતો હતો, અદાલતમાં જામેલી લોકમેદનીનું દૃશ્ય અને આ યુદ્ધ પર્વના પછીના અધ્યાયોની મનમાં કલ્પના કરી પળે પળે ધ્રૂજતો હતો ને પરસેવે રેબઝેબ થઈ જતો હતો, તે વખતે તેની નાનકડી શિષ્યા ફાટી ગયેલી બાળપોથી અને શાહીના લપેડાવાળી નોટ લઈને, બગીચામાંથી કોઈ વખત ફળ, તો કોઈ વખત માની પાસેથી માગીને કંઈ મીઠાઈ, તો કોઈ વખત કોપરાનો પ્રસાદ કે એવું એવું લઈને વખતસર આવીને, શશીભૂષણના બારણે હાજર થતી હતી.

શરૂઆતમાં થોડા દિવસ તેણે જોયું તો શશીભૂષણ એક મોટો ચિત્રો વગરનો જબ્બરદસ્તી પોથો ઉઘાડીને બેધ્યાનપણે તેનાં પાનાં ઉથલાવતો હતો, એનાં લક્ષણ પરથી ગિરિબાલાને લાગ્યું કે એ માત્ર પાનાં ઉથલાવે છે, ધ્યાનપૂર્વક વાંચતો નથી. પહેલાં તો શશીભૂષણ પુસ્તકો વાંચતો, તેમાંથી કંઈ કંઇ ગિરિબાલાને સમજાવવાનો પ્રયાસ કરતો, પરંતુ આ જાડા કાળા પૂંઠાના પુસ્તકમાં ગિરિબાલાને સંભળાવવા જેવું શું કશુંએ નહોતું ? વધારે નહિ, તો એક બે વાતો તો હોય કે નહિ ? અને ન હોય તો પછી આ પોથો આટલો બધો મોટો કેમ ? અને ગિરિબાલા આટલી બધી નાની કેમ ?

શરૂઆતમાં, ગુરુનું ધ્યાન ખેંચવા માટે ગિરિબાલાએ રાગડો ખેંચી, પોતાની વેણીની સાથે આખું શરીર જોરથી ધુણાવતાં ધુણાવતાં મોટેથી પોતાનો પાઠ વાંચવા માંડયો. પરંતુ જોયું તો એથી કંઈ ફાયદો થયો નહિ.

આથી એ કાળા જાડા પોથા પર એને મનમાં મનમાં ખૂબ જ રીસ ચડી. એને એ ગંદા જંગલી નિર્દય માણસ જેવો લાગ્યો. ગિરિબાલાને થયું કે આ પોથો મને નાનકડી છોકરી સમજીને મારી બિલકુલ અવજ્ઞા કરે છે—એનું એકેએક અર્થહીન પાનું દુષ્ટ માણસના મોંના જેવો આકાર ધારણ કરીને મૂગું મૂગું મને ગાળ દઈ રહ્યું છે. પોથો જો કોઈ ચોર ચોરી જાય તો એ ચોરને હું મારી માના ભંડારની તમામે તમામ મીઠાઈ ચોરી લાવીને ભેટ આપી દઉં.

આમ વિચારી ગિરિબાલાએ એ પોથાનો નાશ કરવા માટે મનમાં મનમાં દેવતાઓને અનેક અસંગત અને અસંભવ પ્રાર્થનાઓ કરી—દેવતાઓએ એ સાંભળી નહિ, એટલે વાચકોને પણ તે સંભળાવવાની મને જરૂર લાગતી નથી.

ગિરિબાલાના હૃદયને એટલું બધું દુઃખ થયું કે પછી એક બે દિવસ બાળપોથી હાથમાં લઈને ગુરુને ઘેર જવાનું જ એણે બંધ કર્યું. અને એ બેક દિવસ પછી, આ અસહકારનું શું ફળ આવે છે તે જોવા માટે તે કોઈ બહાનું કરીને, શશીભૂષણના ઘરની સામેના રસ્તા પર આવીને ડોકિયું કરીને જોવા લાગી.

જોયું તો આ વખતે શશીભૂષણ પેલો કાળો પોથો પડતો મૂકી, એકલો ઊભો ઊભો હાથ હલાવી, લોઢાના સળીઆઓ સામું જોઈને પરદેશી ભાષામાં ભાષણ કરતો હતો! ન્યાયાધીશનું મન કેવી રીતે પીગળાવવું એનો આ લોઢાના સળીઓઓ ઉપર પ્રયોગ કરી જોતો હશે.

દુનિયાદારીના અનુભવ વગરના, અને પુસ્તકોમાં તલ્લીન રહેનારા શશીભૂષણના મનમાં એવું હતું કે પ્રાચીન સમયમાં ડિમોસ્થિનિસ, સિસેરો, બર્ક અને શેરીડન વગેરે વક્તાઓ પોતાની વાણીના જોરે અસાધારણ કામો કરી ગયા છે, અને શબ્દભેદી શરવર્ષણ કરીને અન્યાયને છિન્નભિન્ન કરી ગયા છે, અત્યાચારને તિરસ્કારપાત્ર કરી ગયા છે, અને અહંકારને ધૂળ ચાટતો કરી ગયા છે; આજના વાણિયાશાહી દિવસોમાં પણ તેવું બની શકે છે. સત્તાના મદથી ફાટેલા અંગ્રેજોની પાસે કેવી રીતે દુનિયાભરમાં નીચું જોવડાવવું અને પસ્તાવાની આગમાં તેમને શેકી નાખવા તેનો, શશીભૂષણ તીલકુચી ગામના ફૂબા જેવડા ઘરમાં ઊભો ઊભો વિચાર કરતો હતો. આકાશના દેવો એ જોઈને હસતા હતા કે પછી તેમનાં દેવચક્ષુઓ આંસુથી ભીનાં થતાં હતાં તે કોઈ કહી શકે તેમ નથી.

એટલે, એ દિવસ ગિરિબાલા આવી ખરી, પણ શશીભૂષણે એને જોઈ નહિ. ગિરિબાલાના ખોળામાં આ વખતે જાંબુ પણ નહોતાં. પહેલાં એક વખત જાંબુના ઠળિયા પકડાઈ ગયા હતા, ત્યારથી જાંબુ

પર તેનો પક્ષપાત રહ્યો નહોતો. એટલે સુધી કે કોઈ વાર શશીભૂષણ ખાલી પૂછતો કે 'ગિરિ! આજે જાંબુ નથી?' તો એ સવાલને છૂપી મશ્કરી સમજીને એ ગભરાઈ જતી, અને 'જાઓ!' કહી તેને તરછોડીને ભાગવા માંડતી.

આજે જાંબુ નહોતાં, એટલે એણે એક બીજી યુક્તિ કરી. દૂર દૂર નજર કરીને તેણે એકદમ મોટેથી બૂમ પાડી: 'સ્વર્ણ, બાઈ! તું જતી નહિ, હું હમણાં જ આવું છું!'

પુરુષ વાચકો કદાચ ધારશે કે સ્વર્ણલતા નામે કોઈ દૂર ઊભેલી સખીને ઉદ્દેશીને ગિરિબાલાએ આવી બૂમ પાડી હશે, પરંતુ સ્ત્રી વાચકો એકદમ સમજી જશે કે દૂર કોઈ હતું નહિ, જે હતું તે પાસે જ હતું!

પરંતુ હાય! પેલા અંધ પુરુષને લક્ષ્ય કરીને છોડેલા આ તીરે તેને જરાયે અસર કરી નહિ! શશીભૂષણ આ બૂમ નહોતો સાંભળી શક્યો, એમ નહિ; પરંતુ તેણે ધાર્યું કે ગિરિબાલાને અત્યારે રમવાની ખરેખરી ચટપટી લાગેલી છે—અને તે દિવસે તેને રમતમાંથી ભણવામાં ખેંચવાનું એને મુદ્દલે મન નહોતું—કારણ કે તે પોતે પણ તે દિવસે કેટલાંક હૃદયને લક્ષ્ય કરીને તેમની ઉપર તીક્ષ્ણ શરસંધાન કરતો હતો. બાલિકાના નાનકડા હાથનું સાધારણ લક્ષ્ય જેમ નિષ્ફળ ગયું, તેમ શશીભૂષણના શિક્ષિત હાથનું મહાન લક્ષ્ય પણ નિષ્ફળ ગયું હતું તેની વાચકોને પહેલેથી જ ખબર છે.

જાંબુના ઠળીઆઓનો એક ગુણ એ છે કે, એકેએક દાણા ફેંકી શકાય છે; ચાર નકામા જાય તો પાંચમો તો ધારેલા ઠેકાણે જઈ ને પડે જ. પરંતુ 'સ્વર્ણ' ગમે તેટલી કાલ્પનિક હોય, તો પણ તેને હમણાં આવું છું.' નો વાયદો આપ્યા પછી બહુ વાર થોભી

શકાય નહિ. થોભવાનું કરીએ તો સ્વર્ણના અસ્તિત્વ વિષે જ લોકો ના મનમાં શંકા ઉત્પન્ન થાય.

એટલે, આ ઉપાય જ્યારે નકામો ગયો ત્યારે ગિરિબાલાને એકદમ ત્યાંથી જતા રહેવું પડયું તેમ છતાં, સ્વર્ણ નામે કોઈ દૂર ભિન્નેશી સખીના સંગાથની દિલમાં ઊંડી હોંશ રાખનારી ગિરિબાલાનો પગ જેવા જોરથી ઉપડતો જોઈતો હતો, તેવા જોરથી અત્યારે ઉપડતો નહોતો. એની ચાલવાની ઢબમાં કોઈ ઉત્સાહ દેખાતો નહોતો.

ચાલતાં ચાલતાં તે ઘડીએ ઘડીએ પૂંઠ ફેરવીને જરા નજર નાખી લેતી હતી કે પાછળ કોઈ આવે છે કે નહિ; જ્યારે તેને ખાતરી થઈ કે પાછળ કોઈ જ આવતું નથી, ત્યારે આશાના એ છેલ્લા ભાંગેલા ક્ષુદ્ર તાંતણાને વળગીને તેણે એકવાર ફરીને પાછળ જોયું. પરંતુ કોઈને ન જોતાં તેણે એ આશાના તાંતણાને અને ફાટેલી આળપોથીને ટુકડેટુકડા કરીને રસ્તામાં ફેંકી દીધાં.

શશીભૂષણે તેને જે કંઈ ભણતર આપ્યું હતું તે ભણતરને પણ જો કોઈ રીતે પાછું આપી શકાતું હોત તો, પેલાં ફેંકી દીધેલાં જાંબુની પેઠે એ બધું યે ભણતર તે શશીભૂષણના ઘરના ઉમરામાં જોર કરીને ફેંકી દઈ ચાલી આવત એ વિષે શંકા નહિ. તેણે પ્રતિજ્ઞા કરી કે ફરી શશીભૂષણનું મોં જોઉં તે પહેલાં જ હું બધું ભણેલું ભૂલી જઈશ—પછી એ ગમે તે સવાલ પૂછે, હું કશાનો જવાબ જ દઈ શકીશ નહિ! એક પણ સવાલનો નહિ, એક પણનો નહિ! બસ, પછી શશીભૂષણને ખબર પડશે!

ગિરિબાલાની આંખો ભીની થઈ આવી. હું ભણેલું ભૂલી જઈશ, પછી શશીભૂષણને કેવો ભારે પસ્તાવો થશે તેનો ખ્યાલ

આવતાં, તેના દુઃખી હૃદયને કંઈક દિલાસો મળ્યો. કેવળ માત્ર શશિભૂષણના જ દોષે ભણેલું ભૂલી બેઠેલી એ ભવિષ્યની અભાગણી ગિરિબાલાની કલ્પના કરતાં તેનું હૃદય પોતાને જ માટે કરૂણતાથી ભરાઈ આવ્યું.

આકાશમાં વાદળાં જામતાં હતાં; ચોમાસામાં આવાં વાદળાં રોજ હોય છે. ગિરિબાલા રસ્તા પર એક ઝાડની ઓથે ઊભી ઊભી રીસથી ફૂલીફૂલીને રડવા લાગી. આવું વગર કારણનું રૂદન દરરોજ કેટલીયે છોકરીઓ કરે છે! એટલે એમાં નવું કશું નથી!

:૬:

શશીભૂષણની કાયદાની કસમોની શોધ અને જાપણની પ્રેક્ટિસ કેવી રીતે નકામાં થઇ ગયાં તેની વાચકોને ખબર છે. મેજીસ્ટ્રેટની સામે મંડાયેલી ફરિયાદ ઓચિંતી નીકળી ગઇ!

હરકુમાર પોતાના તાલુકાની બેંચમાં ઓનરરી મેજીસ્ટ્રેટ નીમાયો હતો. મેલો અંગરખો અને પાગડી પહેરીને હરકુમાર આજકાલ ઘણી વખત શહેરમાં જતો, ને સાહેબ સુબાઓને નિયમિત સલામ કરી આવતો.

શશીભૂષણના પેલા જાડા કાળા પોથા પર આટલે દિવસે હવે ગિરિબાલાનો શાપ ઉતરવા માંડ્યો. તે પોથો એક અંધારા ખૂણામાં તિરસ્કૃત થઇને પડ્યો, કોઇ હવે તેની સામે પણ જોતું નહિ—ધીમે ધીમે તેના પર ધૂળનો થર જામવા લાગ્યો. પરંતુ તેનો આ તિરસ્કાર થતો જોઇને જેને આનંદ થવાનો હતો તે ગિરિબાલા ક્યાં છે?

શશીભૂષણ જે દિવસે કાયદાનો પોથો બંધ કરીને બેઠો, તે જ દિવસે તેને ઓચિંતાનું ભાન થયું કે ગિરિબાલા આવી નથી, પછી

એક પછી એક આ છેલ્લા થોડાક દિવસનો ઇતિહાસ તેને ધીરે ધીરે યાદ આવવા માંડયો.

તેને યાદ આવ્યું કે એક દિવસ ઉજ્જ્વળ પ્રભાતમાં ગિરિબાલા આવી હતી, અને તરતના વરસાદથી ધોવાયેલાં બકુલ ફૂલનો ખોળો ભરીને લાવી હતી. મેં તેને જોઈ હતી, પણ પથારીમાંથી મેં ઊંચું મોં કરીને જોયું નહોતું. એટલે એના ઉત્સાહમાં એકદમ ભંગ પડયો હતો. પછી તે પોતાના ખોળામાં ખોસી રાખેલાં સોય ને દોરો કાઢીને નીચું માથું કરીને, ફૂલની માળા ગૂંથવા બેઠી હતી—તે ધીરે ધીરે માળા ગૂંથતી હતી, પૂરી કરતાં બહુ જ મોડું થયું—બપોર થવા આવી, ગિરિબાલાને ઘેર પાછી જવાનો વખત થયો, તો પણ મારું વાંચવાનું હજી પૂરું થયું નહોતું. પછી ગિરિબાલા માળા પાટ ઉપર નાખીને ઉદાસ બની જતી રહી હતી.

શશીભૂષણને હવે યાદ આવવા માંડયું કે ગિરિબાલાની રીસ દિવસે દિવસે વધતી જતી હતી. હવે તે એના ઘરમાં પગ મૂકતી નહિ, પણ ઘરની સામેના રસ્તે તે કોઈકોઈ વખત ઊભેલી દેખાતી, અને ત્યાંથી જ તે ચાલી જતી.

છેવટે ગિરિબાલાએ એ તરફ આવવાનું જ બંધ કરી દીધું—આજે એ વાતને યે કેટલા દિવસ થઈ ગયા.

શશીભૂષણને નવાઈ લાગી કે ગિરિબાલાની રીસ આટલી લાંબી ચાલતી નથી, અને હવે આમ કેમ? તે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી, બુદ્ધિહીન, અકકરમીની પેઠે, ભીંતને અઢેલીને બેસી રહ્યો. નાનકડી શિષ્યાની ગેરહાજરીમાં પુસ્તકો વાંચવાનો તેનો રસ પણ બિલકુલ ઊડી ગયો હતો. તે ચોપડી વાંચવા માટે લેતો. ને બે ચાર પાનાં વાંચી

ફેંકી દેતો. લખવા બેસતાં પળે પળે ચમકીને, તે રસ્તા તરફ બારણા ભણી નજર કર્યા કરતો, ને તેનું લખવાનું બંધ થઈ જતું.

શશીભૂષણને બીક લાગી કે કદાચ ગિરિબાલા માંદી પડી હશે. છૂપી રીતે તપાસ કરતાં માલમ પડ્યું કે એ ભય ખોટો હતો. ગિરિબાલા આજકાલ ઘરમાંથી બહાર જ નીકળતી નહોતી. તેને માટે વર શોધાઈ ગયો હતો.

ગિરિએ જે દિવસે બાળપોથીનાં પાનાં ફાડી ફાડીને ગામડાના કાદવવાળા રસ્તામાં ઉડાડ્યાં હતાં, તેના બીજા દિવસે સવારે તે નાનકડા ખોળામાં વિચિત્ર ભેટસોગાદો લઈને ઝડપથી ઘરમાંથી બહાર નીકળતી હતી. ખૂબ ઉકળાટને લીધે રાતે ઊંઘ આવી નહોતી, તેથી હરકુમાર સવારના ઉઘાડે ડિલે બહાર બેઠા હતા, અને હુક્કો ગગડાવતા હતા.

ગિરિને બહાર જતી જોઈ હરકુમારે પૂછ્યું: 'ક્યાં જાય છે?'

ગિરિએ કહ્યું: 'શશી દાદાને ઘેર!'

હરકુમારે તેને ધમકાવીને કહ્યું: 'નથી જવાનું શશીદાદાને ઘેર! જા, ઘરમાં જા!'

આમ કહી પછી તેમણે સાસરે જવાને લાયક થયેલી, ઉંમરમાં આવેલી દીકરીનો 'બેશરમી!' કહીને ખૂબ તિરસ્કાર કર્યો.

એ દિવસથી ગિરિનું બહાર જવાનું બંધ થઈ ગયું. પોતાની

રીસ ઉતારવાનો પછી તેને વખત જ મળ્યો નહિ. ભંડારમાંથી લીધેલી ચીજો પાછી ભંડારમાં પહોંચી ગઈ.

વરસાદ પડવા લાગ્યો. બકુલ ફૂલ ખરવા લાગ્યાં. ડાળે ડાળે જાંબુ પાકી ગયાં, અને પંખીઓએ ચાંચે ખાધેલાં, નીચે ખરેલાં પાકાં જાંબુ ઝાડની નીચે ને નીચે જ પડી રહેવા લાગ્યાં. હાય! પેલી ફાટેલી ખાળપોથી પણ હવે તો રહી નથી!

: ૭ :

ગામમાં ગિરિઆલાની વિવાહની શરણાઈઓ વાગતી હતી, તે દિવસે અનિમંત્રિત શશીભૂષણ નૌકામાં બેસીને કલકત્તા જતો હતો.

કેસ પાછો ખેંચી લેવાયા પછી હરકુમાર શશીને કાળ નજરે જોતો. કારણ કે તેણે મનમાં મનમાં એવું માની લીધું હતું કે શશી પોતાના તરફ ખૂબ તિરસ્કાર રાખે છે. શશીના મોં પર, આંખોમાં ને રીતભાતમાં હરકુમારને પોતાના તિરસ્કાર સૂચક હજારો કાલ્પનિક લક્ષણો દેખાતાં હતાં.

ગામના બધા માણસો ધીમે ધીમે જોઇન્ટ સાહેબે કરેલા મારા અપમાનની વાત ભૂલી ગયા છે, પરંતુ આ શશીભૂષણ એકલો એ કડવી સ્મૃતિને જાગૃત રાખી રહ્યો છે, એમ સમજી તેઓ તેને આંખના કણા જેવો ગણતા હતા, એનો ભેટો થતા જ તેઓ અંતરમાં કંઈક શરમજનક સંકોચ અનુભવતા અને એની સાથે સાથે જ એમને ક્રોધ પણ ચડતો.

શશીને ગામમાંથી કાઢી મૂક્યા વગર નહિ ચાલે એવી હરકુમારે પ્રતિજ્ઞા કરી લીધી.

શશીભૂષણ જેવા માણસની પાસે ગામ છોડાવવું એ કંઈ અઘરી વાત નહોતી, એટલે, નાયબ મહાશયની આકાંક્ષા જલદી સફળ થઈ.

એક દિવસ સવારે પુસ્તકોનો ભારો અને બે ચાર પતરાની પેટીઓ લઈને શશી નૌકામાં બેઠો. ગામની સાથે તેને માત્ર એક જ સુખનું બંધન હતું, અને તે પણ આજે ધામધુમપૂર્વક છિન્ન થઈ રહ્યું હતું. એ સુકોમલ બંધને એના હૃદયને કેવી મજબૂત રીતે પકડ્યું હતું એની એને આ પહેલાં પૂરી ખબર પડી શકી નહોતી. પરંતુ આજે જ્યારે નૌકા ઊપડી, ગામનાં ઝાડવાં દેખાતાં બંધ થયાં, અને ઉત્સવનાં વાજાંનો અવાજ અધિકાધિક ક્ષીણ થતો ગયો; ત્યારે એકદમ તેનું હૃદય ભરાઈ આવ્યું, આંસુથી તેનું ગળું રૂંધાઈ ગયું, નસોમાં લોહી જોરથી દોડવા લાગ્યું, તેથી માથાની નસો તૂટું તૂટું કરવા લાગી, અને આખી દુનિયાનું બધું દૃશ્ય જાણે મૃગજળની પેઠે અત્યંત અસ્પષ્ટ દેખાવા લાગ્યું.

સામો પવન જોરથી ફુંકાતો હતો, તેથી પ્રવાહની સાથે વહેવાનું છતાંયે નાકા બહુ ધીમે ધીમે આગળ વધતી હતી.

એવામાં નદીમાં એક એવો બનાવ બન્યો જેને લીધે શશીભૂષણના પ્રવાસમાં વિઘ્ન આવ્યું.

સ્ટેશનઘાટથી મુખ્ય શહેર સુધી હમણાં એક નવી સ્ટીમર લાઈન ઊઘડી હતી. એ સ્ટીમર અત્યારે ભારે અવાજ સાથે ધસમસતી, મોજાં ઉડાડતી પાછળ આવતી હતી. સ્ટીમરમાં નવી લાઈનના મેનેજર સાહેબ હતા, અને થોડાક બીજા મુસાફરો હતા. સાહેબની ઉંમર બહુ

નાની હતી. પ્રવાસીઓમાં શશીભૂષણના ગામમાંથી પણ કેટલાક માણસો બેઠેલા હતા.

એક નૌકા આ સ્ટીમરની પાછળ હતી. તે સ્ટીમરની આગળ નીકળી જવાની કોશીશ કરતી હતી, ઘડીકમાં તે ઘણી બધી પાસે આવી જતી કે હમણાં સ્ટીમરને પકડી પાડશે એવું લાગતું હતું, તો ઘડીકમાં તે પાછળ પડી જતી હતી. ખલાસી ધીમે ધીમે હઠે ભરાયો. તેણે એક ઉપર બીજો, ને બીજા ઉપર ત્રીજો સઢ ચડાવી દીધો. પવનના ધક્કાથી નૌકા, લગામ વગરના ઘોડાની પેઠે વેગથી દોડી. મોજાં ચોરાઇને કલકલ હાસ્ય કરી નૌકાની બેય બાજુ ગાંડાની પેઠે નાચવા લાગ્યાં.

એક જગાએ સ્ટીમરને વળવાનું હતું. ત્યાં સાંકડો રસ્તો હતો, છતાં એટલા સાંકડા મારગમાં થઇને નૌકા સ્ટીમરની આગળ નીકળી ગઈ.

મેનેજર સાહેબ ઉત્સાહપૂર્વક કઠેરા પર ઝૂકીને ઊભા હતા, ને નૌકાની આ હરીફાઇ જોઈ રહ્યા હતા. નૌકાએ પોતાનો પૂરેપૂરો વેગ ધારણ કર્યો, અને સ્ટીમરને બે હાથ પાછળ પાડી દીધી, એ જોતાં જ સાહેબે એકદમ પોતાની બંદૂક ઊંચકી, અને ફૂલેલા સઢ ઉપર નિશાન તાકીને અવાજ કર્યો. પલકમાં સઢ ફાટી ગયો, નૌકા ડૂબી ગઇ, સ્ટીમર નદીના વળાંકમાં અદૃશ્ય થઇ ગઈ.

મેનેજરે આવું કેમ કર્યું તે કહેવું મુશ્કેલ છે. અંગ્રેજ-નંદનના મનનો ભાવ આપણે બંગાળીઓ બરાબર સમજી શકતા નથી. કદાચ દેશી સઢની હરીફાઈ તેનાથી સહન નહિ થઈ હોય, કે પછી એક ફૂલેલો વિશાળ શ્વેત પદાર્થ બંદૂકની ગોળીથી એકદમ વીંધી નાખવાનું કોઈ હિંસ્ર પ્રલોભન હશે, કે પછી આ ગર્વિલી નૌકાના સઢમાં કેટલાંક કાણાં પડી ઘડીકમાં એની નૌકાલીલા ખતમ કરી દેવામાં કોઈ

પ્રબળ હાસ્યરસ હશે—કોણ જાણે ! પરંતુ એટલું નક્કી કે એ અંગ્રેજના મનમાં એવો દૃઢ વિશ્વાસ હતો કે આવી ધડીક ગમત કરવા માટે એને કોઇ સજા ખમવી પડવાની નથી,—એની એવી ધારણા હતી કે એ નૌકાના માલીકો કે એ નૌકામાં જીવ ખોઇ બેસનારાઓમાં કોઈ પણ માણસ તરીકે ગણાવાને લાયક નહોતું.

સાહેબે જ્યારે બંદૂક ઉપાડીને ગોળી છોડી, અને નૌકા ડૂબી ગઈ ત્યારે શશીભૂષણની નૌકા એ બનાવવાળી જગાએ આવી પહોંચી હતી. છેલ્લો બનાવ શશીભૂષણે નજરોનજર જોયો હતો. એકદમ નૌકા લઇ જઇને ખલાસીઓ અને માણસોને તેણે બચાવી લીધા. માત્ર એક માણસ જે અંદર બેસીને રાંધવાનો મસાલો વાટતો હતો તેનો પત્તો લાગ્યો નહિ. ચોમાસાની નદીનો પ્રવાહ જોરથી વહેતો હતો.

શશીભૂષણના હૃદયમાં જોરથી લોહી ઉછાળા મારવા લાગ્યું—ન્યાય બહુ ધીમે ધીમે કામ કરે છે—વિશાળ જટિલ યંત્રની પેઠે. તે જોખી જોખીને પુરાવા ભેગા કરે છે, અને પછી નિર્વિકાર ચિત્તે, કંઇ લાગતું વળગતું ન હોય તેમ સજા કરે છે. એના મનમાં માનવ હૃદયનો ઉકળાટ નથી. પરંતુ ક્ષુધા અને ભોજનનો જેવો સંબંધ છે, ઇચ્છા અને ઉપભોગનો જેવો સંબંધ છે તેવો ગુસ્સો અને સજાનો કુદરતી સંબંધ છે એવું શશીભૂષણ માનતો હતો. ઘણા ગુના તો એવા છે કે એ થતાં વેંત જ જો પોતાને હાથે તેની સજા ન કરીએ તો અંતર્યામી પરમાત્મા અંતરમાં બેઠા બેઠા એ નજરે જોનારાને ફિટકાર આપ્યા કરે ને બાળ્યા કરે. તેવે વખતે કાયદો અને ન્યાયનું સ્મરણ કરી દિલાસો મેળવવા જતાં હૃદય શરમથી સંકોચાઇ જાય છે.

પરંતુ યંત્રનો કાયદો અને યંત્રથી ચાલતી સ્ટીમર મેનેજરને શશીભૂષણની પાસેથી દૂર લઇ ગયાં. એનાથી દુનિયા ઉપર શો ઉપકાર થયો તે કહી શકતો નથી, પરંતુ એ પ્રવાસમાં તો શશીભૂષણની ભારતવર્ષીય આબરૂ બચી ગઈ હતી.

જે ખલાસી વગેરે બચી ગયા તેમને લઈને શશી પાછો ગામમાં આવ્યો. નૌકામાં શણ ભરેલું હતું, તે શણ કાઢવા માટે તેણે માણસો ગોઠવી દીધા, ને નૌકાવાળાને સાહેબની ઉપર ફરિયાદ માંડવાનું કહ્યું.

પરંતુ નૌકાવાળાએ ના પાડી. તેણે કહ્યું: 'નૌકા તો ડૂબી ગઈ, હવે મારે ડૂબવું નથી. કારણ કે પહેલાં તો પોલિસને પાનસોપારી આપવાં પડે, પછી કામકાજ ઊંઘ આહાર બધું છોડીને કોરટે કોરટે ધક્કા ખાવા પડે, પછી સાહેબના નામે ફરિયાદ કરવાની એટલે, શી ખબર કેવી જંજાળમાં ફસાવું પડે, અને એ બધાનું પરિણામ શું આવે એ ભગવાન જાણે!'

છેવટે જ્યારે તેને ખબર પડી કે શશીભૂષણ પોતે જ વકીલ છે, કોરટનું ખરચ બધું તે જ આપશે, અને કેસમાં છેવટે નુકસાનીની રકમ મળવાનો પૂરેપૂરો સંભવ છે ત્યારે તેણે હા પાડી.

પરંતુ શશીભૂષણના ગામના માણસો જેઓ સ્ટીમરમાં હાજર હતા તેમાંના એકેએ સાક્ષી આપવાની હા કહી નહિ.

એ લોકો શશીભૂષણને કહેવા લાગ્યા: 'મહાશય, અમે તો કશુંયે જોયું નથી. અમે સ્ટીમરના પાછલા ભાગમાં હતા, સંચાનો ધબધબ ને પાણીનો કલકલ અવાજ માત્ર સાંભળ્યો છે—બંદૂકનો અવાજ ક્યારે થયો ને ક્યારે નહિ તેની અમને ખબર જ નથી.'

દેશના માણસોને અતિશય ધિક્કાર આપીને શશીભૂષણે મેજીસ્ટ્રેટની આગળ કેસ ચલાવ્યો.

સાક્ષીઓની જરૂર જ ન પડી. મેનેજરે કબૂલ કર્યું કે તેણે બંદૂક ચલાવી હતી. તેણે કહ્યું: 'આકાશમાં બગલાં ઊડતાં જતાં હતાં, તેની ઉપર મેં ગોળી છોડી હતી. તે વખતે સ્ટીમર પૂર વેગથી દોડતી હતી, અને તે જ વખતે તેણે નદીના વળાંકમાં પ્રવેશ કર્યો

હતો; એટલે મને તો ખબરે નથી પડી કે કાગડો મર્યો કે બગલો મર્યો, કે નૌકા મરી ! આકાશમાં અને ધરતી પર શિકારની એટલી બધી ચીજો છે કે કોઈ પણ માણસ જેનામાં જરા જેટલી પણ બુદ્ધિ છે તે, જાણી જોઇને સદના ગંદા ચીંથરા ઉપર પાંચ પૈસાની કિંમતની ગોળી બગાડે નહિ !'

મેનેજર નિર્દોષ છૂટી ગયો. સાહેબ ચિરૂટ ફૂંકતા ફૂંકતા કલબમાં રમવા ગયા. જે માણસ નૌકામાં બેઠો બેઠો મસાલો વાટતો હતો તેનું શબ નવ માઇલ પર કાંઠા ઉપર નીકળ્યું હતું, અને શશીભૂષણ ચિત્તમાં બળતરા લઈને પોતાના ગામમાં પાછો ફર્યો હતો.

જે દિવસે શશીભૂષણ પાછો આવ્યો, તે દિવસે નૌકા શણગારી ગિરિબાલાને સાસરે લઈ જવામાં આવતી હતી. જો કે તેને કોઈએ બોલાવ્યો નહોતો, તો પણ શશીભૂષણ ધીરે ધીરે નદી તીરે આવીને ઊભો. ઘાટ પર જરા ભીડ હતી. ત્યાં ન જતાં, થોડે દૂર જઈને તે ઊભો રહ્યો.

ગિરિબાલાની નૌકા ઘાટ છોડીને જ્યારે તેની સામે થઈને ચાલી ગઈ ત્યારે તેણે ચકિત થઇને જોયું તો માથા પર ઘુમટો ખેંચીને નવવધુ નીચું માથું કરીને બેઠી હતી.

ઘણા દિવસથી ગિરિબાલા એવી આશા રાખી રહી હતી કે ગામ છોડીને જતાં પહેલાં, ગમે તે રીતે પણ એક વખત શશીભૂષણનું મોં જોવા તો મળશે જ; પરંતુ આજે તેને ખબર પણ પડી નહિ કે તેના ગુરુ નજીકમાં જ કાંઠા ઉપર ઊભા હતા. એણે એક વખત મોં ઊંચું કરીને જોયું સુદ્ધાં નહિ, માત્ર મૂગી મૂગી તે રડવા લાગી, અને તેનાં આંસુ તેના બંને ગાલ ઉપર થઈને ટપટપ કરતાં પડવા લાગ્યાં.

નૌકા ધીરે ધીરે દૂર જતી ગઈ—પછી દેખાતી બંધ થઈ. પાણી ઉપર પ્રભાતનો તડકો ઝગમગવા લાગ્યો. પાસેના એક આંબાની ડાળ ઉપર એક બપૈયો એકશ્વાસે ગાવા ચડ્યો હતો—એના મનનો આવેગ કોઈ રીતે શાંત થતો નહોતો.

ભાડાની હોડીઓ માલ લઈને આવજા કરવા લાગી, સ્ત્રીઓ ઘાટ પર પાણી ભરવા આવી હતી, તેઓ મોટેથી ગિરિનાં વળામણાંની ચર્ચા કરવા લાગી.

શશીભૂષણ ચશ્મા ઉતારી, આંખો લૂછી, એ જ રસ્તા પર, એ જ સળીઆની પાછળ, એ જ નાનકડા ઘરમાં દાખલ થયો. એકાએક એને થયું કે ગિરિબાલાનો અવાજ સંભળાઈ રહ્યો છે: ‘શશીદાદા!’

ક્યાં છે રે તું ક્યાં છે? અરે! અહીં તો ક્યાંય નથી! નથી ઘરમાં, નથી રસ્તામાં, નથી ગામમાં—છે તે અશ્રુજળથી ભીના થયેલા તેના અંતરમાં!

# : ૯ :

શશીભૂષણ ફરી સરસામાન બાંધીને કલકત્તા જવા નીકળ્યો. કલકત્તામાં કાંઈ કામ નહોતું, ત્યાં જવાનો ખાસ કોઈ હેતુ પણ નહોતો, તેથી રેલગાડીમાં ન જતાં તેણે નદીને રસ્તે જવાનું જ નક્કી કર્યું.

તે વખતે વરસાદથી આખા બંગાળ દેશમાં જાણે વાંકીચૂંકી પાણીની હજારો જાળો ગૂંથાઇ ગઇ હતી, સરળ શ્યામલ બંગભૂમિની શિરા ઉપશિરાઓ પરિપૂર્ણ થઇ ગઇ હતી, અને વૃક્ષો લતાઓ ને વેલીઓ ધનધાનથી લચી પડતી હતી. દશે દિશાઓ જાણે યૌવનના ઉન્માદથી ઉચ્છૃંખલ બની ગઈ હતી.

શશીભૂષણની નૌકા ઉભરાતા વક્ર જલપ્રવાહમાં થઇને ચાલવા લાગી. પાણી બેય કાંઠે વહેતું હતું. કાશ, સરૂ અને કેટલીક જગાએ અનાજનાં ખેતરો પાણીમાં ડૂબી ગયાં હતાં. ગામની વાડો, વાંસ ઝાડ અને આંબાવાડિયું વગેરે બધું જાણે પાણીમાં તરબોળ હતું. જાણે દેવકન્યાઓએ બંગાળ દેશના ઝાડોના ક્યારાઓને જળ સીંચી સીંચીને પરિપૂર્ણ કરી નાખ્યા હતા.

મુસાફરીની શરૂઆતમાં વર્ષામાં સ્નાન કરેલું હોવાથી વનશ્રી તડકામાં જાણે હાસ્ય કરતી હોય તેમ ચમકતી હતી, પણ પછી થોડીવારમાં જ વાદળાં ચડી આવ્યાં, ને વરસાદ આવવા માંડ્યો. હવે જે તરફ નજર પડે તે તરફ બધું ઝાંખું ઝાંખું અને ખેદયુક્ત દેખાવા લાગ્યું. હેલી વખતે જેવી રીતે ઢોરો પાણીથી ભરેલા કાદવવાળા ગંદા સાંકડા કોઢના આંગણામાં ભીડ કરીને કરુણ નેત્રે અને સહિષ્ણુભાવે ઊભાં ઊભાં શ્રાવણના ચોધાર વરસાદમાં ભીંજાયા કરે તેવી રીતે, આખો બંગાળ દેશ પોતાના ભેજવાળા કાદવીઆ ગાઢ જંગલમાં મૂગો મૂગો ઉદાસ મોઢે, દુઃખી ભાવે સતત ભીંજાવા લાગ્યો. ખેડુતો માથા પર કોથળા નાખી નીકળી પડ્યા હતા. સ્ત્રીઓ ભીંજાતી ભીંજાતી વાદળાંના શીતળ વાયુમાં દિલ સંકોરતી, એક ઘેરથી બીજે ઘેર ઘરકામે આંટા મારતી હતી, અને ઘાટ ઉપર અત્યંત સાવચેતીથી પગ મૂકી ભીને કપડે પાણી ભરતી હતી; ગૃહસ્થ પુરુષો ઉંબરામાં બેઠા બેઠા હુક્કો ગગડાવતા હતા, અને બહાર નીકળવું જ પડે તો કમરે ચાદર વીંટાળી હાથમાં જોડા લઇ, માથે છત્રી ધરીને નીકળતા હતા. સ્ત્રી અબલા કહેવાય, એના માથા પર છત્રી હોવાળીએ તડકે શેકાતા, વરસાદથી ધોવાતા બંગાળ દેશની સનાતન પવિત્ર પ્રથાની વિરૂદ્ધ છે.

વરસાદ કેમે બંધ રહેતો નહોતો. નૌકા રોકાઈ પડી હતી. શશીભૂષણ ખીજાઈ ગયો હતો. છેવટે તેણે રેલગાડીને રસ્તે જવાનું નક્કી કર્યું.

એક સારી જગાએ નૌકા બાંધીને શશીભૂષણ આહારની વ્યવસ્થા કરવા લાગ્યો.

- ખોડાના પગ ખાડામાં પડે—એમાં માત્ર ખાડાનો દોષ નથી, પણ ખોડાના પગનું પણ પડવા તરફ વધારે વલણ હોય છે.

શશીભૂષણને તે દિવસે એનું એક પ્રમાણ મળ્યું.

બે નદીઓનો ત્યાં સંગમ થતાં હતાં. સંગમના મુખ આગળ વાંસ બાંધીને માછીમારોએ એક લાંબી જાળ નાખી હતી. માત્ર એક જ તરફ તેમણે નૌકા જઈ આવી શકે એવો રસ્તો રાખ્યો હતો. ઘણા વખતથી તેઓ આ કામ કરતા હતા, અને તેનો વેરો પણ ભરતા હતા.

કમનસીબે આ વરસે આ રસ્તે ઓચિંતાના જીલ્લા પોલિસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ બહાદુરનું શુભાગમન થયું છે. તેમની બોટને આવતી જોઈ માછીમારોએ અગાઉથી જ પેલો રાખેલો રસ્તો બતાવવા મોટેથી બૂમો પાડી., તેમને સાવધ કર્યા. પરંતુ મનુષ્યના બનાવેલા કોઈ પણ બંધન તરફ સન્માન પ્રદર્શિત કરીને જરા ફેરમાં જવાની સાહેબના કંડારીને ટેવ નહોતી. તેણે એ જાળ ઉપર થઈને જ બોટ હંકારી! જાળે નમી જઈને, હોડીને રસ્તો દીધો, પરંતુ હલેસું અંદર ભરાઈ ગયું. હલેસું છૂટું કરતાં જરા મોડું થયું, ને જરા તકલીફ પણ પડી.

પોલિસના સાહેબ એકદમ ગરમ થઈ ગયા. તેમનું મો લાલચોળ થઈ ગયું. તેમણે બોટ લાંગરી. એમનુ સ્વરૂપ જોઈને જ ચાર માછીમારો ઊભી પૂંછડીએ ભાગી ગયા. સાહેબે પોતાના ખલાસીને જાળ કાપી નાખવાનો હુકમ કર્યો. તેણે એ સાતસો આઠસો રૂપિયાની લાંબી જાળ કાપીને ટુકડેટુકડા કરી નાખી.

જાળ ઉપર ગુસ્સો ઉતારીને, સાહેબે છેવટે એ માછીમારોને પકડી લાવવાનો હુકમ કર્યો. કોન્સ્ટેબલોને એ ભાગી ગયેલા ચાર માછીમારોનો પત્તો ન લાગ્યો, એટલે બીજા જે ચાર જણા હાથ લાગ્યા તેને તેઓ પકડી લાવ્યા. એ લોકો હાથ જોડીને કાકલૂદીઓ કરીને કહેવા લાગ્યા કે અમે બિલકુલ નિર્દોષ છીએ.

પોલિસ બહાદુર એ ચારે કેદીઓને સાથે લઇ લેવાનો હુકમ કરતા હતા, એવામાં ચશ્માવાળો શશીભૂષણ હાંફળો ફાંફળો, જામો ચડાવી, તેનાં બટન પણ લગાવ્યા વગર, ચંપલનો પટ પટ અવાજ કરતો શ્વાસભેર પોલિસની બોટની સામે આવી ઊભો.

કાંપતે સ્વરે શશીભૂષણે કહ્યું: 'સાહેબ, માછીમારોની જાળ તોડવાનો અને ચાર જણને વગર કારણે સતાવવાનો તમને મુદ્દલ અધિકાર નથી.'

પોલિસના મોટા સાહેબે જવાબમાં હિંદી ભાષામાં તેને ગાળ દીધી. ગાળ દેવાતાં જ એક પળમાં, પોતે ઊભો હતો તે જરાક ઊંચી ભેખડ પરથી શશીભૂષણ બોટમાં કૂદી પડ્યો, ને સીધો સાહેબની જ ઉપર જઈને પડ્યો. પાગલની પેઠે એણે સાહેબને કૂટવા માંડ્યો.

એ પછી શું થયું તેની તેને ખબર નથી. પોલિસ થાણામાં જ્યારે એ જાગ્યો ત્યારે એ કહેતાં શરમ આવે છે કે એની એવી બરદાસ થઇ કે એથી એને માનસિક સન્માન કે શારીરિક આરામનો અનુભવ થયો નહિ.

શશીભૂષણના બાપે વકીલ બેરિસ્ટરોને રોકીને પહેલાં તો શશીને અટકમાંથી જામીન ઉપર છોડાવ્યો.

જે માછીમારોની જાળો તૂટી ગઈ હતી તે લોકો શશીભૂષણના એક પરગણાના એક ગામના હતા. કોઈ કોઈ વખત મુસીબતની વેળાએ એ લોકો શશીની પાસે કાયદાની સલાહ લેવા પણ આવતા. જે લોકોને સાહેબ પકડીને બોટમાં લઈ આવ્યા હતા, તેમને પણ શશીભૂષણ ઓળખતો હતો.

તેમને સાક્ષી બનાવવા શશીએ બોલાવ્યા. પરંતુ વાત સાંભળીને જ એ લોકો થથરી ગયા, સૌએ કહ્યું: 'ઓ બાપ! બૈરી છોકરાંને લઈને જેમને સંસાર ચલાવવો પડે છે એ લોકો પોલિસની સાથે ઝગડામાં ઊતરીને, પછી જાય ક્યાં? શરીરમાં જીવ તો ફક્ત એક જ છે, નુકસાન થવાનું હતું તે થઈ ગયું, હવે સાક્ષીના પાંજરામાં પુરાઈને નવી ઉપાધિમાં ક્યાં પડવું? ઠાકુર, તમે તો અમને ખરી મુસીબતમાં નાખ્યા.'

ઘણું સમજાવ્યા ત્યારે તેમણે સાચી વાત કહેવાનું કબૂલ કર્યું.

આ દરમિયાન હરકુમાર એક દિવસ બેન્ચમાં કામકાજ નિમિત્તે 'જિલ્લાના સાહેબોને સલામ કરવા ગયા હતા, ત્યાં પોલિસના સાહેબે એમને હસીને કહ્યું: 'નાયબ બાબુ, મેં સાંભળ્યું છે કે તમારી રૈયત પોલિસની વિરૂદ્ધમાં સાક્ષી આપવા તૈયાર થઈ છે.'

નાયબે નવાઈ પામી કહ્યું: 'હેં! એ તે કદી બને ખરું? એ ગંધાતાં જીવડાંની એટલી હિંમત!'

છાપાં વાંચનારાઓને ખબર હશે કે કેસમાં શશીભૂષણનો પક્ષ કોઈ રીતે ટકી શકયો નહિ!

એક એક માછીમારોએ આવીને કહ્યું કે પોલિસના સાહેબે અમારી જાળ નહોતી કાપી, પરંતુ સાહેબ તો અમને બોટમાં બોલાવી અમારા નામ ઠામ લખી લેતા હતા.

આટલું જ નહિ, પણ શશીભૂષણની જ હદમાં રહેતા ચારેક ઓળખીતા માણસોએ સાક્ષી આપી કે અમે એ વખતે બનાવવાળી જગાએ જાનમાં ગયેલા હતા. શશીભૂષણ વગર કારણે ઓચિંતો ધસી ગયો, ને પોલિસના પહેરાવાળાઓની સામો થયો એ અમે નજરોનજર જોયું છે!

શશીભૂષણે કબૂલ કર્યું કે સાહેબે ગાળ દેવાથી હું બોટમાં કૂદીને સાહેબને મારવા લાગ્યો હતો. પરંતુ સાહેબે જાળ કાપી નાખી, અને માછીમારોને હેરાન કર્યા તેથી મેં એવું કર્યું હતું.

આવા સંજોગોમાં ન્યાયની દૃષ્ટિએ શશીભૂષણને સજા થઈ તો એને અન્યાયી સજા કહી શકાય નહિ. પણ સજા જરા વધારે થઈ.

એટલું કહેવું જોઈશે. એના ઉપર ત્રણ ચાર આરોપો હતાઃ મારામારી કરવાનો, અનધિકાર પ્રવેશ કરવાનો, અને પોલિસને પોતાની ફરજ બજાવતા રોક્વાનો વગેરે વગેરે. અને એ બધાયે એની સામે પૂરેપૂરા સાબીત થયા.

શશીભૂષણ પોતાની એ નાનકડી ખોલીમાં પોતાનાં પ્રિય પુસ્તકોને છોડીને પાંચ વરસની જેલ ભોગવવા ગયો!

શશીભૂષણના બાપ અપીલ કરવા તૈયાર થયા, પણ શશીભૂષણે તેમને ફરી ફરીને ના પાડતાં કહ્યુંઃ 'જેલ સારી છે! લોઢાની બેડી જૂઠું નહિ બોલે! પરંતુ જેલની બહાર જે સ્વતંત્રતા છે તે આપણને છેતરીને આફતમાં નાખે છે. અને જો સત્સંગની વાત કહેતા હો તો હું કહીશ કે જેલમાં જૂઠું બોલનારા વિશ્વાસઘાતી ડરપોક માણસોની સંખ્યા બહુ જ ઓછી છે, કારણ કે જગા થોડી!—બહાર તો આવા લોકોની જ ભરતી છે!'

શશીભૂષણ જેલમાં ગયા પછી થોડા દિવસમાં, તેના પિતાનું મરણ થયું. પાછળ કોઈ હતું નહિ. એક ભાઈ હતો, પણ તે ઘણા વખતથી મધ્ય પ્રાન્તમાં નોકરી ધંધો કરતો હતો, દેશમાં ભાગ્યે જ કદી આવતો; ત્યાં જ ઘરબાર કરીને તેણે કાયમી વસવાટ કર્યો હતો, આથી દેશમાં જે કંઇ માલમિલકત હતી તે નાયબ હરકુમારે યુક્તિ અયુક્તિ કરીને પચાવી પાડી હતી.

જેલમાં મોટા ભાગના કેદીઓને જે પ્રમાણમાં દુઃખ ભોગવવું પડે છે તેના કરતાં શશીભૂષણને ઘણું જ વધારે દુઃખ ભોગવવું પડયું હતું.

તેમ છતાં, પાંચ લાંબાં વરસ પૂરાં થઇ ગયાં.

વળી એક ચોમાસાના દિવસે શશીભૂષણ જેલની દિવાલોની બહાર આવી ઊભો. એનું શરીર કર્ણ થઇ ગયું હતું, ને હૃદય શૂન્ય થઈ ગયું હતું.

સ્વાધીનતા તો મળી, પણ એ સ્વાધીનતાને બાદ કરતાં, જેલની બહાર એનું પોતાનું કહીએ એવું કોઈ માણસ ન હોતું કે એવી કોઈ ચીજ નહોતી! ઘર વગરનો, સગાં સંબંધી વગરનો, સમાજ વગરનો શશીભૂષણ એક તરફ એકલો હતો, ને બીજી તરફ આખી દુનિયા હતી.

જીવનયાત્રાનો તૂટેલો તાંતણો ફરી ક્યાંથી સાંધવો એનો તે વિચાર કરતો હતો, એવામાં એક મોટી ગાડી આવીને એની સામે ઉભી રહી.

એક નોકરે ગાડીમાંથી ઊતરી શશીભૂષણને પૂછ્યું: 'આપનું નામ શશીભૂષણબાબુ?—'

શશીભૂષણે કહ્યું 'હા!—'

નોકરે તરત જ ગાડીનું બારણું ઉઘાડી દીધું, પછી પોતે શશીભૂષણના અંદર બેસવાની રાહ જોતો ઊભો.

શશીભૂષણે નવાઈ પામી પૂછ્યું: "મને ક્યાં લઈ જવો છે?'

તેણે કહ્યું: 'મારા શેઠ આપને બોલાવે છે—'

જતા આવતા માણસો કુતૂહલથી જોઇ રહ્યા હતા, એ સહન ન થવાથી, ત્યાં વધારે વાદવિવાદ કરવા થોભ્યા વગર શશીભૂષણ ગાડીમાં બેસી ગયો.

તેને થયું કે નક્કી આમાં કંઇક ભૂલ થાય છે. પરંતુ ગમે ત્યાં ક્યાંક તો ગયા વગર છૂટકો જ નહોતો; પછી આવી રીતે, ભૂલમાં તો ભૂલમાં, છોને આ નવીન જીંદગીની શરૂઆત થતી!

તે દિવસે પણ તડકો અને વાદળાં આકાશમાં એકમેકનો શિકાર કરવા ફરતાં હતાં. રસ્તાની બેય બાજુએ ચોમાસાના વરસાદના પાણીથી

તરબોળ બનેલાં અનાજનાં ખેતરો ચંચળ છાયાપ્રકાશમાં વિચિત્ર દેખાતાં હતાં.

બજાર આગળ એક મોટો રથ ઊભો હતો, અને તેની નજીકમાં એક મોદીની દુકાન આગળ વૈષ્ણવ ભિક્ષુઓનું ટોળું ઢોલક અને મંજીરાંકરતાલના તાલ સાથે ગાન ગાતું હતું:

*એસ એસ ફિરે એસ—નાથ હે ફિરે એસ!
આમાર ક્ષુધિત તૃષિત તાપિત ચિત; બંધુ હે ફિરે એસ!

ગાડી આગળ ચાલવા લાગી. ગાનના શબ્દો દૂર દૂરથી કાનમાં પ્રવેશ કરવા લાગ્યાં.

ઓગો નિષ્ઠુર! ફિરે એસ હે, આમાર કરુણ કોમલ એસ!
ઓગો સજલજલદ સ્નિગ્ધકલા ન્ત સુન્દર ફિરે એસ!

ધીરે ધીરે ગાન વધારે ને વધારે ક્ષીણ અને અસ્ફૂટ થતું જતું હતું. હવે સમજાતું નહોતું.

પરંતુ એ ગાનના ધ્વનિએ શશીભૂષણના હૃદયમાં એક આંદોલન જમાવી દીધું. તે પોતાના મનમાં એક પછી એક પદ રચી કાઢીને ગણગણવા લાગ્યો; જાણે આ રચનાનો કદી અંત નહિ આવે એવું તેને લાગતું હતું—

આમાર જાતિસુખ ફિરે એસ,
આમાર ચિરદુઃખ ફિરે એસ!
આમાર સબ સુખદુઃખ મંથન ધન

* ફિરે એસ—પાછા આવો. આમાર—મારું. ઓગો— હે!

અન્તરે ફિરે એસ!
આમાર ચિર વાંછિત એસ,
આમાર ચિર સંચિત એસ,
ઓહે ચંચલ! હે ચિરંતન!
ભુજબંધને ફિરે એસ!
આમાર *વક્ષે ફિરિયા એસ,
આમાર ચક્ષે ફિરિયા એસ,
આમાર શયને સ્વપને વસને
ભૂષણે નિખિલ ભુવને એસ!
આમાર મુખેર હાસિ તે એસ હે,
આમાર ચોખેર સલિલે એસ,
આમાર આદરે, આમાર છલને,
આમાર અભિમાને ફિરે એસ!
આમાર સર્વસ્મરણે એસ,
સર્વ ભરમે એસ,—
આમાર ધરમ કરમ સોહાગ સરમ!
જનમ મરણે એસ!

ગાડી જ્યારે એક ચોગરદમ ફરતી દિવાલવાળા બાગની અંદર પ્રવેશી એક બે માળના બંગલાની સામે આવી ઊભી રહી ત્યારે શશીભૂષણનું ગાન થંભ્યું.

કંઇપણ પ્રશ્ન પૂછયા વગર, નોકરની સૂચના મુજબ શશીભૂષણે ઘરમાં પ્રવેશ કર્યો.

જે ઓરડામાં આવીને શશીભૂષણ બેઠો તે ઓરડામાં ચારે તરફ મોટાં મોટાં કાચનાં કબાટોમાં ચિત્ર વિચિત્ર રંગનાં વિધ વિધ પૂંઠાંવાળી ઢગલાબંધ ચોપડીઓ ગોઠવેલી હતી. આ ચોપડીઓ

* વક્ષ-છાતીએ. મુખેર હાસિતે—મુખના હાસ્યમાં.

સામું નજર પડતાં જ, તેનું પુરાતન જીવન ફરીથી જેલમાંથી મુક્ત થયું. સોનેરી નામાક્ષરવાળી, જુદા જુદા રંગની આ ચોપડીઓ જોઇને જાણે કોઇ આનંદલોકમાં પ્રવેશ કરવાનું સુપરિચિત રત્નખચિત સિંહદ્વાર જડી ગયું હોય એવું તેને લાગ્યું.

સામેના મેજ ઉપર પણ કેટલી યે ચોપડીઓ હતી.

શશીભૂષણ પોતાની ક્ષીણ દૃષ્ટિ ખેંચી ખેંચીને, વાંકા થઇ થઇને જોતો હતો. તેણે એક ભાંગેલી સ્લેટ જોઇ, એની ઉપર કેટલીક જૂની નોટો હતી, એક ફાટેલો દેશીહિસાબ હતો. કથામાલા હતી, અને એક કાશીરામદાસનું મહાભારત હતું.

સ્લેટના લાકડાના ચોકઠા ઉપર શશીભૂષણના જ હસ્તાક્ષરમાં શાહી વડે ખૂબ જાડા અક્ષરે લખેલું હતું—ગિરિબાલા દેવી !

નોટો અને ચોપડીઓની ઉપર પણ એ જ એક હસ્તાક્ષરમાં લખેલું હતુંઃ ગિરિબાલા દેવી !

હવે શશીભૂષણ સમજ્યો કે હું ક્યાં આવ્યો છું. એના હૃદયમાં લોહી જોરથી ઊછળવા માંડ્યું. એણે ઉઘાડી બારીમાંથી બહાર નજર નાખી—શું નજરે પડ્યું ? પેલું સળીઆવાળું નાનકડું ઘર, એ ઊંચોનીચો ગામડાનો રસ્તો—ફ્રૉક પહેરીને આવતી પેલી નાની છોકરી—અને પેલી પોતાની શાંતિમય નિશ્ચિંત એકાંત જીવનયાત્રા !

એ દિવસોનું એ સુખમય જીવન કોઈ રીતે અસામાન્ય નહોતું કે એમાં કંઈ વિશેષતા નહોતી. એક પછી એક દિવસ નજીવા કામમાં, નજીવા સુખમાં, ખબર પડે ન પડે તેમ વીતી જતો હતો; પોતાના એ અભ્યાસ કાર્યમાં એક બાલિકા શિષ્યાને ભણાવવાનું કામ બિલકુલ નજીવા જેવું જ ગણી શકાય; પરંતુ ગામડાગામની એ એકાંત દિનયાત્રા,

એ ક્ષુદ્ર, શાન્તિ, એ ક્ષુદ્ર સુખ, એ ક્ષુદ્ર બાલિકાનું ક્ષુદ્ર મુખ એ બધું યે જાણે સ્વર્ગની પેઠે દેશ અને કાલથી પર હોય, અને જાણે ભૂતકાળ રૂપે કેવળ આશા રાજ્યની કલ્પના છાયામાં જ શોભી રહ્યું હોય એવું લાગતું હતું. એ દિવસોનાં એ બધાં ચિત્ર અને સ્મરણ આજના આ વર્ષાથી મ્લાન લાગતા પ્રભાતના પ્રકાશની સાથે, અને મનની અંદર મંદમંદ ગુંજારવ કરી રહેલ આ કીર્તનના સૂરની સાથે એકરૂપ થઈને એક પ્રકારનાં સંગીતમય અને જ્યોતિમય અપૂર્વ રૂપ ધારણ કરતાં હતાં. પેલા જંગલોથી ઘેરાયેલા કીચડવાળા સાંકડા ગામડાના રસ્તામાં, પેલી અનાદર પામેલી દુઃખી બાલિકાના રીસથી મલિન બનેલા મુખનું છેલ્લું સ્મરણ, વિધાતાએ ઘડેલા કોઈ અસાધારણ સુંદર, આશ્ચર્યમય અને ગંભીર વેદના—ભરપૂર સ્વર્ગીય ચિત્રની પેઠે એ શશીભૂષણના માનસપટ ઉપર પ્રતિબિંબિત થઈ આવ્યું હતું.

આ સ્મરણની સાથે સાથે કીર્તનનો કરુણ સૂર ગુંજવા લાગ્યો, અને જાણે એ ચાસબાલિકાના મુખ ઉપર આખી દુનિયાના હૃદયનું અનિવર્ચનીય દુઃખ પોતાની છાયા ઢાળી રહ્યું હોય એવું એને લાગ્યું.

શશીભૂષણ બે હાથમાં મોં છુપાવી એ મેજની ઉપર એ સ્લેટ, ચોપડી, નોટ વગેરેની ઉપર મોં રાખીને, ઘણા દિવસ પછી, ઘણા દિવસો પહેલાંનું સ્વપ્ન જોવા લાગ્યો.

બહુવાર પછી, ધીમો અવાજ સાંભળી ચકિત થઈને તેણે મોં ઊંચું કરી જોયું.

એની સામે રૂપાના થાળમાં ફળફૂલ મિષ્ટાન્ન ધરીને ગિરિબાલા એની નજીકમાં જ ઊભી હતી, ને મૂગીમૂગી એની સામું જોઈ રહી હતી.

શશીભૂષણે ઊંચું જોતાં જ આભૂષણ વિનાની, સફેદ કપડાંવાળી,

# નવાબની બેટી

દાર્જીલિંગ જઈને જોયું તો વાદળ અને વરસાદથી દશે દિશાઓ ઘેરાઈ ગયેલી હતી. ઘરમાંથી નીકળવાનું મન થતું નથી, અને ઘરમાં ભરાઈ રહેવાનું યે ગમતું નથી.

હોટલમાં સવારે નાસ્તો કરીને પગમાં જાડા બૂટ અને પગથી માથા સુધી મેકિનટોશ પહેરીને હું ફરવા નીકળી પડયો. રહી રહીને ઝમઝમ વરસાદ પડતો હતો, અને ચારે કોર વાદળાં ને વાવંટોળ જોઈ ને, જાણે વિધાતા, હિમાલય પર્વત સમેત આખી દુનિયાનું ચિત્ર રબરથી ઘસીઘસીને ભૂંસી નાખવા બેઠા હોય એવું લાગતું લાગતું.

નિર્જન કલકત્તા રોડ ઉપર હું એકલો ફરતો હતો, અને વિચાર કરતો હતો કે આ અવલંબનહીન મેઘરાજ્ય તો કંઈ સારું લાગતું નથી! શબ્દસ્પર્શ અને રૂપવાળા વિચિત્ર ધરતીમાતાને ફરી પાંચે ઇન્દ્રિયો દ્વારા પાંચ પ્રકારે વળગવા માટે મારો જીવ તલપાપડ થઈ ગયો હતો.

એવામાં નજીકમાં ક્યાંકથી કોઈ સ્ત્રીનો કરુણ રુદનધ્વનિ મને સંભળાયો. રોગશોકથી ભરેલી દુનિયામાં રુદનધ્વનિ કંઈ નવાઈની ચીજ નથી—બીજું સ્થળ હોત કે બીજો સમય હોત તો હું આવે વખતે પાછું વળીને જોત કે કેમ તે સંદેહ છે,—પરંતુ આ અનંત મેઘરાજ્યમાં આ રુદનનો ધ્વનિ જાણે આખી લુપ્ત થઈ ગયેલી દુનિયાનો એકમાત્ર રુદનધ્વનિ હોય એવી રીતે મારા કાને સંભળાવા લાગ્યો, એટલે હું તેની અવગણના કરી શક્યો નહિ.

અવાજ આવતો હતો તે દિશાએ વળી, મેં પાસે જઈને જોયું તો એક ભગવાં લુગડાં પહેરેલી બાઈ રસ્તામાં એક પથરા ઉપર બેઠી બેઠી ધીમે ધીમે રોતી હતી. એના માથા ઉપર સોનેરી જટા શિખરના આકારે બાંધેલી હતી. તાજા શોકને લીધે એ રોતી બેઠી હોય એવું લાગતું ન હતું, પરંતુ ઘણા દિવસનો દબાવી રાખેલો થાક અને વિષાદ આજે વાદળ ઘેરી નિર્જનતાના ભારે ઊછળી આવ્યો હતો.

મેં મનમાં મનમાં કહ્યું: આ પણ ઠીક થયું. કોઈ નવલકથા જેવું લાગે છે, પર્વતના શિખર પર બેઠી બેઠી કોઈ સંન્યાસિની રોતી હોય, અને તે મારાં ચર્મચક્ષુથી મને જોવા મળે એવું મેં કદીયે ધાર્યું નહોતું.

એ ક્યા દેશની હતી તેની મને ખબર પડી નહિ. એટલે મેં હિંદી ભાષામાં પૂછ્યું: 'કોણ છો તમે, શું થયું છે તમને?'

પહેલાં તેણે કંઈ જવાબ દીધો નહિ—ચળકતી સજળ આંખે તેણે ઘડીભર મને જોઈ લીધો.

મેં ફરી કહ્યું: 'મારાથી બીશો નહિ, હું ગૃહસ્થ છું.'

આ સાંભળી તે હસીને હિંદુસ્તાનીમાં બોલી ઊઠી: 'ઘણા દિવસથી બીક શીકને ઘોળીને પી ગઈ છું—લાજ શરમ પણ રહ્યાં

નથી, બાબુજી, એક દિવસ હું જે જનાનામાં હતી ત્યાં મારા સગા ભાઈને પણ આવવાની પરવાનગી નહોતી, અને આજે આખી દુનિયા મારું મોં જોઈ શકે છે!'

પહેલાં તો મને જરા ગુસ્સો ચડ્યો, મારી રીતભાત વગેરે બધું જ સાહેબી હતું. તો પછી આ અભાગણી બાઈ મને બાબુજી કહે એ કેમ ચાલે? મને થયું કે અહીં જ મારી નવલકથા પૂરી કરી નાખી, સિગારેટનો ધુમાડો ઉડાડી, જગવિખ્યાત સાહેબપણાની રેલગાડીને વેગથી, ગર્વથી ને દમામથી ઉપાડી જાઉં!

પણ છેવટે વિજય થયો કુતૂહલનો.

મેં કંઈ ઉચ્ચ ભાવ ધારણ કરી વાંકી ડોક કરી પૂછ્યું: 'હું તમને કંઈ મદદ કરી શકું તેમ હોઉં તો કહો!'

તે સ્થિર નજરે મારા મોં સામે જોઈ રહી; થોડી વાર પછી તેણે ટૂંકો જવાબ દીધો: 'હું વદ્રાવનના નવાબ ગુલામ કાદરખાંની બેટી છું.'

વદ્રાવન ક્યાં આવ્યું, અને નવાબ ગુલામ કાદરખાં કઈ જાતના નવાબ છે, અને તેમની બેટીને શા દુઃખે સંન્યાસીની થઈને દાર્જીલિંગમાં કલકત્તા રોડ પર બેસીને રોવું પડે છે, એનો એક અક્ષરે જાણતો નથી કે માનતો નથી;—પરંતુ મને થયું કે રસભંગ નહિ કરું, વાતો બરાબર જામી રહી છે!

તરત જ અતિ ગંભીર મોં કરી, એક લાંબી સલામ કરી મેં કહ્યું: 'બીબીસાહેબ, માફ કરો, હું તમને ઓળખી શક્યો નહિ.'

નહિ ઓળખી શકવાનાં ઘણાં વાજબી કારણો હતાં, તેમાં સૌથી મોટું કારણ તો એ હતું કે એમને મેં આ પહેલાં કદી જોયાં નહોતાં,

અને વખારામાં ધુમ્મસ એટલું બધું હતું કે પોતાના હાથ પગ પણ ઓળખી શકાતા નહોતા.

બીબીસાહેબે પણ મારો અપરાધ મનમાં આણ્યો નહિ, અને સંતોષપૂર્વક જમણા હાથનો ઇશારો કરી, બીજો એક પથરો દેખાડી મને હુકમ કર્યો: 'બેઠિયે!'

આ બાઈમાં હુકમ કરવાની તાકાત છે એવું હું જોઈ શક્યો. આવી મોટી બાઈએ મને આ શેવાળવાળા, ભીના અને ખરબચડા પથરા ઉપર બેસવાનો હુકમ કર્યો, એને મેં મારું મોટું સદ્ભાગ્ય માન્યું. વંદ્રાવનના ગુલામકાદરખાંની બેટી નુરુન્નિસા કે મહેર-ઉન્નિસા, કે નૂરઉલ મુલ્કે, મને દાર્જીલિંગમાં કલકત્તા રોડ પર, તેમની પાસે જ, જોડાજોડ કાદવિયા આસન પર બેસવાનો અધિકાર આપ્યો હતો એ કંઈ જેવી તેવી ઘટના કહેવાય? હોટલમાંથી મેકિનટોશ પહેરીને બહાર નીકળતી વેળા આવા મહંતભાગ્યની મને સ્વપ્ને પણ કલ્પના નહોતી.

હિમાલયની છાતી પર, એકાંત શિલાખંડ પર બેસીને બે અજાણ્યાં સ્ત્રી પુરુષ વાતો કરે એ કોઈ તાજી રચાયેલી કવિતા જેવું લાગે છે,—એ સાંભળીને વાચકના હૃદયમાં દૂર દૂરની નિર્જન ગિરિકંદરામાંથી આવતા કોઈ જલધોધના અવાજ, અથવા તો કાલિદાસ રચિત મેઘદૂત કે કુમારસંભવનો વિચિત્ર સંગીતધ્વનિ યાદ આવી જવાનો સંભવ છે. તો પણ એટલું તો બધાયે કબૂલ કરવું પડશે કે બૂટ અને મેકિનટોશ પહેરીને, કલકત્તા રોડ પર કાદવિયા આસન ઉપર, એક દીન વેશવાળી હિંદુસ્તાની રમણીની સાથે, જોડાજોડ બેસીને પોતાનું આત્મગૌરવ અખંડ રાખી શકે એવો કોઈ તરુણ બંગાળી હશે.

પરંતુ એ દિવસે ઘનઘોર ધુમ્મસમાં દશે દિશાઓ ઢંકાઈ ગઈ હતી. શરમાવું પડે એવી ક્યાંય કોઈ ચીજ નહોતી, અનંત મેઘરાજ્યમાં

કેવળ વદ્રાવનના નવાબ ગુલામ કાદરખાંની બેટી અને હું—એક નવ-વિકસિત બંગાળી સાહેબ—માત્ર બેજ જણાં બે પથ્થર ઉપર, આખી દુનિયાનો પ્રલય થયા પછી જાણે બાકી રહ્યાં હોઇએ એમ, બેઠાં હતાં. આ વિચિત્ર મિલનનો પરમ મર્મ કેવળ અમારા નસીબને ખબર હતો, બાકી કોઇને જ તે દેખાતો નહોતો.

મેં કહ્યું: 'બીબીસાહેબ, તમારા આ હાલ કોણે કર્યા?'

વદ્રાવનકુમારીએ કપાળ કૂટયું. પછી કહ્યું: 'કોણે આવું કર્યું તે હું શું જાણું! આવડા મોટા હિમાલય પહાડને આ સાધારણ ધુમ્મસમાં કોણે ઢાંકી દીધો છે?'

કોઈપણ દાર્શનિક દલીલ કર્યા વગર મેં બધું માની લીધું, ને કહ્યું: 'હાસ્તો, નસીબના ભેદને કોણ જાણી શક્યું છે! આપણે તો કેવળ જંતુ છીએ!'

સામી દલીલ કરી શકત, બીબીસાહેબને હું એમ સહેજમાં છોડત નહિ, પરંતુ મારી ભાષામાં એ શોભત નહિ. કારણ કે દરવાન અને પટાવાળાની સોબતમાં રહીને જે કંઈ હિંદી બોલવાનું હું શીખ્યો છું તે હિંદીમાં કલકત્તા રોડ પર બેસીને વદ્રાવનની કે બીજા કોઈ સ્થળની કોઈ નવાબની બેટીની સાથે નસીબવાદ કે સ્વેચ્છાવાદ વિષે ચર્ચા કરવાનું મારે માટે અસંભવિત બની જાત.

બીબીસાહેબે કહ્યું: 'મારા જીંદગીની અજબ કહાણી હમણાં જ પૂરી થઇ. જો ફરમાયશ કરો તો કહું.'

મેં ગભરાઇને કહ્યું: 'વાહ! ફરમાયશ શાની! જો દયા કરો તો એ સાંભળીને મારા કાન પાવન થશે.'

કોઈ એમ ન ધારે કે હું બરાબર આજ શબ્દો આવી રીતે હિંદીમાં બોલ્યો હોઈશ—બોલવાની ઇચ્છા હતી, પરંતુ શક્તિ નહોતી.

બીબીસાહેબ એવી ભાષા બોલતાં હતાં કે એ સાંભળીને મને થતું હતું જાણે ઝાકળથી ધોયેલા સોનેરી ડૂંડાંવાળાં સ્નિગ્ધ કોમળ અનાજનાં ખેતરો ઉપર થઈને પ્રભાતનો મંદ મધુર વાયુ હિલોળા લેતો વહી રહ્યો છે. ;એના શબ્દે શબ્દમાં એવી સહજ સ્વાભાવિક નમ્રતા હતી, એવું સૌન્દર્ય હતું, ને એનો વાક્પ્રવાહ હતો ! અને હું ટૂંકી ને ટચ ભાષામાં, ટુકડે ટુકડે, જંગલીની પેઠે, ફટ જવાબ દેતો હતો. ભાષામાં આવી સંપૂર્ણ નિર્મળ સહજ સ્વાભાવિક શિષ્ટતા હોઈ શકે છે એવી મને આ પહેલાં ખબર નહોતી. બીબીસાહેબની સાથે વાત કરતી વખતે, પહેલી તો હું મારી રીતભાતની દીનતા પગલે પગલે અનુભવવા લાગ્યો.

તેમણે કહ્યું: ' મારા પિતૃવંશમાં દિલ્હીના બાદશાહોનું લોહી વહેતું હતું. કુળની એ મોટાઈ સચવાય તેવો વર શોધવાનું કામ ખૂબ જ અઘરું હતું. લખનૌના નવાબની સાથે મારા સગપણની વાત ચાલતી હતી—બાબા હા ના કરતા હતા, એટલામાં દાંતથી કારતૂસ તોડવાની બાબતમાં સિપાઈ લોકોની સાથે સરકાર બહાદુરને લડાઈ થઈ, અને તોપોના ધુમાડાથી હિંદુસ્તાનમાં અંધારું થઈ ગયું !'

સ્ત્રીના મુખે, ખાસ કરીને ઊંચા કુળની મહિલાના મુખે મેં કદી હિંદુસ્તાની સાંભળ્યું નહોતું. એ સાંભળતાં જ હું સમજી ગયો કે આ ભાષા અમીરની ભાષા છે,—જે જમાનાની આ ભાષા છે તે જમાનો હવે વીતી ગયો છે. આજે રેલ્વે થઈ, તાર થયા, ધંધા રોજગારની ધમાલો થઈ, કુલીનતાનો લોપ થયો એટલે બધું ટચૂકડું, ક્ષુદ્ર અને નિસ્તેજ બની ગયું છે. નવાબજાદીની કેવળ ભાષા સાંભળીને, અંગ્રેજોની બાંધેલી એ આધુનિક પહાડી નગરી દાર્જિલિંગના ગાઢ

ધુમ્મસ પટમાં પણ મારાં મનઃચક્ષુ આગળ મોગલ સમ્રાટની માનસનગરી જાણે જાદુના જોરથી ખડી થવા લાગી—શ્વેત સંગેમરમરના મોટા મોટા ગગનભેદી મહાલયો, લાંબા પૂંછડાવાળા અશ્વો ઉપર કિનખાબનાં અસબાબ, હાથીની પીઠ પર સોનાની સાંકળોવાળી અંબાડીઓ, ગામલોકોનાં માથાં પર ચિત્રવિચિત્ર રંગની પાઘડીઓ, રેશમના અને મસલિનના ખૂલતા જામા, ને પાયજામા, કમરે વાંકી તલવાર, જરી ભરતના કલગીવાળા જોડા—વખત જોઈએ એટલો, ઠાઠમાઠ બેશુમાર, અને શિષ્ટાચાર અપાર !

નવાબની બેટીએ કહ્યું: 'અમારો કિલ્લો જમુનાને કિનારે હતો. અમારી ફોજનો નાયક હતો એક હિંદુ બ્રાહ્મણ. એનું નામ હતું કેશરલાલ.'

નવાબની બેટીએ આ કેશરલાલ શબ્દ ઉપર પોતાના નારીકંઠનું તમામે તમામ સંગીત એકદમ ઠાલવી દીધું હોય એવું મને લાગ્યું.

હું લાકડી જમીન ઉપર મૂકી, ટટ્ટાર થઈને બેઠો.

'કેશરલાલ ચુસ્ત હિંદુ હતો. હું રોજ સારે વહેલી ઊઠતી, અને અંતઃપુરની બારીમાંથી જોતી તો કેશરલાલ છાતી સમાણાં જમુનાનાં નીરમાં ઊભો રહીને, પ્રદક્ષિણા ફરતો ફરતો, હાથ જોડીને, ઊંચું મોં કરી, ઊગતા સૂરજને અંજલિ આપતો. પછી ભીને કપડે ઘાટ પર બેસીને એક ચિત્તે જપ કરતો. તે પછી ખુલ્લા ગળે ભૈરવ રાગે ભજન ગાતો ઘેર પાછો ફરતો.

હું મુસલમાન બાલિકા હતી, પણ મેં કદી મારા ધર્મનો અક્ષરે સાંભળ્યો નહોતો, અને મારા ધર્મની ઉપાસના વિધિની પણ મને ખબર નહોતી. તે જમાનામાં વિલાસીતા, સ્વેચ્છાચાર અને મદિરાપાનને લીધે

અમારા પુરુષોનું ધર્મબંધન તૂટી ગયું હતું અને અંતઃપુરના વિલાસભવનમાં પણ ધર્મ જીવતો નહોતો.

વિધાતાએ મારા મનમાં સ્વાભાવિક ધર્મપિપાસા મૂકી હશે એમ મને લાગે છે. અથવા બીજું કોઈ છૂપું કારણ હતું કે કેમ તે હું કહી શકતી નથી. પરંતુ દરરોજ પ્રભાતના શાંત પહોરમાં, ઊગતા સૂર્યના પ્રકાશમાં, શાંત વહેતી યમુનાના શ્વેત ઘાટ હેઠળ, કેશરલાલ પૂજા અર્ચના કરતો એ દ્રશ્ય જોઈને મારું ઊંઘતું અંતઃકરણ એકદમ જાગી ઊઠતું, ને ઈ કંન સમજાય તેવા ભક્તિમાધુર્યથી છલકાઈ જતું.

નિયમ, સંયમ અને સદાચારને લીધે બ્રાહ્મણ કેશરલાલનું તરુણ ગૌર શરીર ધુમાડા વગરની અગ્નિજ્વાળા જેવું લાગતું હતું. બ્રાહ્મણનું પવિત્ર માહાત્મ્ય આ મુસલમાન છોકરીના મૂઢ હૃદયને અપૂર્વ શ્રદ્ધાથી ભરી દઈને નમ્ર બનાવી દેતું.

મારી એક હિંદુ બાંદી હતી. તે દરરોજ નીચી નમી પ્રણામ કરી કેશરલાલની ચરણરજ લઈ આવતી. એ જોઈને મને આનંદ પણ થતો, ને ઈર્ષ્યા પણ થતી. વાર તહેવાર કે પર્વણી નિમિત્તે એ બાંદી કોઈ કોઈ બ્રાહ્મણોને જમાડતી, ને તેમને દક્ષિણા પણ આપતી.

હું પોતે પણ કેટલીક વખત તેને પૈસા આપીને કહેતીઃ 'તું કેશરલાલને નિમંત્રણ આપવાની ને ?'

તે વેંત લાંબી જીભ કાઢી કહેતીઃ 'કેશરલાલ ઠાકુર કોઈનું અન્ન કે દાન ગ્રહણ કરતા નથી.'

આવી રીતે પ્રત્યક્ષ કે પરોક્ષ કોઈ પણ રીતે કેશરલાલ તરફ મારો ભક્તિભાવ બતાવવાની મને તક નહોતી મળતી તેથી મારું મન ભૂખ્યા માણસના મન જેવું બની ગયું હતું.

અમારા એક પૂર્વજે એક બ્રાહ્મણ કન્યાનું બળજબરીથી હરણ કરી લાવી તેની સાથે લગ્ન કર્યું હતું. હું અંતઃપુરમાં એક ખૂણે બેઠી બેઠી એ બ્રાહ્મણ બાળાનો પવિત્ર રક્તપ્રવાહ મારી નસોમાં અનુભવતી હતી, અને એ લોહીના સંબંધે કેશરલાલની સાથે મારા ઐક્ય સંબંધની કલ્પના કરી મનમાં કંઈક સંતોષ માનતી હતી.

મારી હિંદુ દાસીની પાસેથી હું હિંદુધર્મના આચાર વિચાર, દેવદેવીની આશ્ચર્યકારક વાતો, રામાયણ મહાભારતનો અલૌકિક ઇતિહાસ વગેરે ખૂબ ઝીણવટથી સાંભળતી. એ સાંભળતાં એ અંતઃપુરના ખૂણામાં બેઠાં બેઠાં યે હિંદુ જગતનું એક અનુપમ દૃશ્ય મારા મનમાં ખડું થતું. મૂર્તિઓ ને પ્રતિમાઓ, શંખ અને ઘંટનો ધ્વનિ, સોનાનાં શિખરોવાળાં દેવાલયો, હોમહવનની ધામધૂમ, અગરુચંદનવાળાં ફૂલોની સુગંધ, અલૌકિક શક્તિવાળા યોગીઓ સંન્યાસીઓ, દૈવી મહાત્મ્યવાળા બ્રાહ્મણો, માણસનો છૂપો વેશ લઈને વિચિત્ર લીલા, કરતા દેવતાઓ—આ બધાની મારા મનમાં એક અતિ પુરાતન, અતિ વિરાટ, અતિ દૂરની અદ્ભુત સૃષ્ટિ પેદા થતી—અને માળો ખોઈ બેઠેલું નાનકડું પંખી જેમ સાંજે કોઈ અતિ વિશાળ પ્રાચીન મહાલયના ઓરડે ઓરડે ભટક્યા કરે, તેમ મારું ચિત્ત એ અદ્ભુત સૃષ્ટિમાં ભમ્યા કરતું. મારા બાળમનથી તો હિંદુસંસાર એક પરમ રમણીય પરીરાજ્ય જેવો હતો.

એવામાં કંપની બહાદુરની સાથે સિપાઈઓને લડાઇ થઈ. અમારા વદ્રાવનના નાનકડા કિલ્લામાં પણ વિપ્લવનું મોજું ફરી વળ્યું.

કેશરલાલે કહ્યું: 'આ વખતે ગોમાંસ ખાનારા ગોરાઓને આર્યાવર્તમાંથી હાંકી કાઢી ફરી એક વખત હિંદુસ્તાનમાં હિંદુ-મુસલમાનોએ રાજસત્તા હાથમાં લઈ સોગટાંબાજી શરૂ કરવી પડશે.'

મારા પિતા ગુલામ કાદરખાં બહુ ચેતીને ચાલનારા માણસ હતા.

તેમણે અંગ્રેજો તરફ ખાસ મમતા બતાવીને કહ્યું: 'એ લોકો બહુ જબરા છે. એમનાથી ન થાય એવું કોઈ કાર્ય નથી. હિંદુસ્તાનના લોકો એમને નહિ પહોંચી શકે. હું અચોક્કસની આશાએ, મારા હાથમાંનો આ નાનકડો પણ ચોક્કસ કિલ્લો ખોવા તૈયાર નથી—હું કંપની બહાદુરની સામે નહિ લડું!'

જે વખતે હિંદુસ્તાનના એકેએક હિંદુ-મુસલમાનનું લોહી ગરમ થઈ ગયું હતું, તે વખતે મારા પિતાને વાણિયાની પેઠે આમ કરી કરીને બોલતા જોઈ અમારા સૌના મનમાં તેમના પ્રત્યે તિરસ્કાર પેદા થયો. મારી બેગમ માતાઓ સુદ્ધાં ગરમ થઈ ગઈ.

એવામાં ફોજ લઈને શસ્ત્ર સજ્જ થઈ, કેશરલાલે આવીને મારા પિતાને કહ્યું: 'નવાબ સાહેબ, આપ જો અમારી સાથે લડાઈમાં જોડાવાના ન હો, તો લડાઈ પૂરી થતાં સુધી હું આપને નજરકેદ કરું છું, ને આપના આ કિલ્લાનો ભાર મારે માથે લઉં છું.'

પિતાએ કહ્યું: 'એવી બધી ધમાલ કરીને કંઈ કામ નથી, હું તમારા પક્ષમાં રહીશ.'

કેશરલાલે કહ્યું: 'ખજાનામાંથી થોડું ધન આપો!'

પિતાએ વધારે ન આપ્યું, ને કહ્યું: 'જેમ જેમ જરૂર પડશે તેમ તેમ આપતો રહીશ.'

મારા સેંથાથી માંડીને પગની આંગળીઓ સુધીમાં જેટલાં ઘરેણાં હતાં તેટલાં બધાં મેં ઉતારી નાખ્યાં, ને એ બધાં એક લૂગડામાં બાંધી મેં મારી હિંદુ દાસીની મારફત છૂપી રીતે કેશરલાલને મોકલી દીધાં.

કેશરલાલે ઘરેણાં લીધાં. આનંદથી મારું આભૂષણ વગરનું આખું શરીર ખીલી ઊઠ્યું.

કેશરલાલ કાટ ચડેલી બંદૂકની નળી, અને જૂની તલવારો ઘસી-ઘસીને સાફ કરવા લાગ્યો.—એવામાં ઓચિંતાનો એક દિવસ બપોરે જીલ્લાનો કમીશ્નર સાહેબ ગોરાઓની ફોજ લઈને, આકાશમાં ધૂળ ઉડાડતો, અમારા કિલ્લામાં આવી પહોંચ્યો.

મારા પિતા ગુલામકાદરખાંએ છૂપી રીતે તેને બળવાના સમાચાર પહોંચાડી દીધા હતા.

વદ્રાવનની ફોજ ઉપર કેશરલાલની એવી અલૌકિક સત્તા જામી ગયેલી હતી કે એના એક શબ્દ પર એ સિપાઇઓ ભાંગેલી બંદૂકો અને કાટ ચડેલી તલવારો લઈને લડવાને મરવા તૈયાર થઈ ગયા.

વિશ્વાસઘાતક પિતાનું ઘર હવે મને નરક જેવું લાગવા માંડ્યું. ક્ષોભ, દુઃખ, શરમ અને ઘૃણાથી મારી છાતી ફાટી જવા લાગી, તો પણ આંખમાંથી આંસુનું એક ટીપું સુદ્ધાં પડ્યું નહિ.

મારા બીકણ ભાઈના લુગડાં પહેરી હું વેશપલટો કરીને અંતઃપુરમાંથી બહાર નીકળી ગઈ; કોઈ મને જોઇ શક્યું નહિ.

તે વખતે ધૂળ સમી ગઈ હતી, બંદૂકનો ધૂમાડો બંધ થઈ ગયો હતો. સિપાઇઓની ચીસો બંધ થઈ ગઇ હતી. બંદૂકના ભડાકા પણ થંભી ગયા હતા. ચારે તરફ જમીન પર, પાણી પર, ને આકાશમાં મૃત્યુની ભયાનક શાંતિ ફરી વળી હતી. જમુનાના પાણીને લાલ રંગથી રંગીને સૂરજ આથમી ગયો હતો, અને આકાશમાં અજવાળિયાનો ચાંદો ઊગ્યો હતો.

'પાણી!'

હું તે સાંભળી શકી.

તરત જ મારું કપડું જમુનાના પાણીમાં ભીંજાવીને હું દોડતી પાછી આવી, પછી એ કપડું નીચોવીને કેશરલાલના બીડેલા હોઠમાં હું પાણી રેડવા લાગી; મેં જોયું તો એના કપાળમાં એક તીક્ષ્ણ ઘા થયેલો હતો, અને તેનાથી તેની ડાબી આંખ ફૂટી ગઇ હતી. એ ઘા ઉપર મેં મારા કપડામાંથી પાટો ફાડીને બાંધી દીધો.

આવી રીતે કેટલીયે વખત જમુનામાંથી પાણી લાવીને મેં તેમના મોં પર ને આંખો પર સિંચ્યા કર્યું, ત્યારે ધીરે ધીરે તેનામાં ચેતનાનો સંચાર થયો.

મેં પૂછ્યું: 'હજી પાણી આપું?'

કેશરલાલે કહ્યું: 'તું કોણ છે?'

મારાથી હવે ન રહેવાયું, મેં કહ્યું: 'હું આપની દાસી છું. નવાબ ગુલામ કાદરખાંની બેટી છું.'

મારા મનથી કે કેશરલાલ મરવા ટાણે, પોતાના આ ભક્તનો છેલ્લો પરિચય સાથે લઈ જશે, અને એ સુખ હું જીવનભર મારા હૃદયમાં સાચવી રાખીશ—મને એમાંથી કદી કોઇ વંચિત કરી શકશે નહિ.

પરંતુ મારો પરિચય મળતાં જ કેશરલાલ સિંહની પેઠે ગર્જના કરતો ઊભો થઇ ગયો ને બોલ્યો: 'બેઇમાનની બેટી! વિધર્મી! મરતી વખતે યવનનું પાણી પીવડાવીને તેં મારો ધર્મ નષ્ટ કર્યો!'

આમ કહી જોરથી તેણે મારા કપાળમાં એના જમણા હાથની હથેળી મારી. મને આંખે અંધારાં આવી ગયા. હું મૂર્છા ખાઈને પડી ગઈ.'

તે વખતે હું સોળ વરસની હતી—અંતઃપુરમાંથી આ પહેલી જ વખત બહાર આવી હતી. હજી બહારનાં લોભી તીખાં સૂરજ કિરણોએ મારા સુકોમળ ગાલની લાલાશ હરી લીધી નહોતી—એ બહારના સંસારમાં પહેલું પગલું ભરતાં જ, સંસારની પાસેથી, મારા સંસારના દેવતાની પાસેથી આ પહેલું ઈનામ મળ્યું!"

મારી સિગરેટ હોલવાઈ ગઈ હતી. હું અત્યારસુધી મોહમુગ્ધ બની ચિત્રમાં આંકેલી મૂર્તિની પેઠે બેઠો હતો, ને વાત સાંભળતો હતો, કે ભાષા સાંભળતો હતો કે સંગીત સાંભળતો હતો તેની મને ખબર નથી—મારા મોંમાંથી એક અક્ષરે નીકળતો નહોતો. પણ હવે હું રહી શક્યો નહિ.

હું એકદમ બોલી ઊઠ્યો: 'જનાવર!'

નવાબની બેટીએ કહ્યું: 'કોણ જનાવર! જનાવર શું મોતના મોંમાં પડીને, મોં આગળ આવેલું પાણી પાછું ઠેલે?'

મેં ભોંઠા પડીને કહ્યું: 'એ પણ ખરું! તો દેવતા!'

નવાબની બેટીએ કહ્યું: 'શાનો દેવતા! દેવતા કદી ભક્તની ખરા મનની સેવાનો અનાદર કરે?'

મેં કહ્યું: 'એ પણ ખરું!—'

આમ કહી હું ચૂપ રહ્યો.

નવાબની બેટીએ આગળ બોલવા માંડ્યું: ' પહેલાં તો મને બહુ આઘાત થયો, અને થયું કે આખી દુનિયા એકદમ મારા માથા ઉપર ભાંગી ભૂક્કો થઇને પડી છે.

પરંતુ હું તરત જ ભાનમાં આવી ગઈ. મેં એ કઠોર નિષ્ઠુર નિર્વિકાર ચિત્ત બ્રાહ્મણના ચરણકમળમાં દૂરથી પ્રણામ કર્યા—હું મનમાં મનમાં બોલી—હે બ્રાહ્મણ ! તમે નીચની સેવા, પારકાનું અન્ન, પૈસાદારનું દાન, યુવતીનું યૌવન, અને રમણીનો પ્રેમ કશું યે સ્વીકારતા નથી; તમે સ્વતંત્ર છો, તમે એકાકી છો, તમે નિર્લેપ છો, તમે દૂર દૂરના પ્રવાસી છો, તમારા પગમાં આત્મ સમર્પણ કરવાનો અધિકાર પણ મને નથી ! '

મને ધૂળમાં માથું રગદોળી પ્રણામ કરતી જોઇ કેશરલાલે શું ધાર્યું હશે તે હું કહી શકતી નથી—પરંતુ એના મોં પર કંઈ પણ વિસ્મય કે કોઇ પણ ભાવાન્તર મને જોવા જડયો નહિ. તેણે શાંતિથી ઘડીક મારા મોં સામે નજર કરી; પછી ધીરે ધીરે તે ઉભો થયો. મેં ચમકીને તેને ટેકો આપવા માટે મારો હાથ લંબાવ્યો,—તેણે મૂગાં મૂગાં તેનો ઇનકાર કર્યો,—અને બહુ કષ્ટે જમુના ઘાટ સુધી પહોંચ્યો.

ત્યાં એક ભાડાની હોડી બાંધેલી હતી. સામે પાર જનારું કોઇ માણસ પણ નહોતું, કે પાર ઉતારનારું માણસ પણ કોઈ ત્યાં નહોતું.

એ હોડીમાં બેસીને કેશરલાલે દોરડું છોડી નાખ્યું. હોડી જોતજોતામાં પ્રવાહમાં ખેંચાઇ ગઇ. ધીમે ધીમે અદૃશ્ય થઇ ગઇ. મને થયું કે મારા હૃદયનો બધો ભાર લઇને મારા યૌવનનો બધો ભાર લઇને, મારી ભક્તિનો બધો ભાર લઇને, એ અદૃશ્ય હોડીની

સામે હાથ જોડી આ શાંત માઝમ રાતે, ચાંદનીમાં આનંદનાં લહેરિયાં લેતી આ જમુનામાં કૂદી પડીને, અકાળે ખરી પડેલી પુષ્પમંજરીની પેઠે મારા આ વ્યર્થ જીવનનો ત્યાગ કરું.

પરંતુ મારાથી એ બન્યું નહિ. આકાશનો ચંદ્રમા, જમુનાની સામે પારની કાળી ઘોર વનરાજી, કાલિન્દીનાં સ્થિર આસમાની ઊંડાં પાણી, દૂર આંબાવાડિયાની ઉપર ચાંદનીમાં ચમકતો અમારો કિલ્લો, એ બધાંયે મૂગાં મૂગાં ગંભીર એક તાનથી મૃત્યુનું ગાણું ગાઇ રહ્યાં હતાં; એ રાતે ગ્રહો, તારાઓ અને ચંદ્રથી શોભતાં ત્રણે ભુવનો મને એકી અવાજે મરવાનું કહી રહ્યાં હતાં.

પરંતુ એક માત્ર નિસ્તરંગ શાંત જમુનાનાં નીર પર થઇને વહી ગયેલી પેલી અદશ્ય નાનકડી હોડી જ, મને એ ચાંદની રાતના શાંત, સુંદર, શીતળ, સૌમ્ય અને અનંત ત્રિભુવન મોહન સ્વરૂપ મૃત્યુના આલિંગન માટે લાંબા થયેલા ભુજપાશમાંથી મુક્ત કરી, જીવનના માર્ગ પર ખેંચીને લઇ ગઇ. સ્વપ્નમૂઢ બનેલી હોઉં તેમ હું એ જમુનાને કાંઠે કાંઠે, ક્યાંક કાશવનમાં થઇને, તો ક્યાંક ખાડામાં થઇને, તો ક્યાંક ભાંગેલા કાંઠા ચડી ઊતરીને, તો ક્યાંક ગાઢ ઝાડીમાં થઇને આગળ ચાલવા લાગી.'

આટલું બોલીને એ ચૂપ રહી.

હું પણ કંઇ બોલ્યો નહિ.

બહુ વાર પછી તે નવાબની બેટી બોલી: 'આ પછીના બનાવો બહુ જટિલ છે. તે કેવી રીતે તમને સમજાય તે રીતે કહેવા તેની મને ખબર નથી.

કારણ કે એટ ગહન જંગલમાં હું ભટકતી હતી, ક્યારે કઇ વાટે આવી તેની કોને ખબર હતી!—ખબર રાખવાનું જ અશક્ય હતું. એટલે ક્યાંથી શરૂ કરું, ક્યાં પૂરું કરું, શું કહું ને શું ન કહું, કે જેથી કરીને આખીયે વાત તમને બરાબર સ્પષ્ટ સમજાય, ને કશુંયે અસંભવિત કે અસાધ્ય ન લાગે!

પરંતુ મારા જીવનમાં હું સમજી છું કે આ જગતમાં અસંભવિત કે અસાધ્ય કશું નથી. નવાબના અંતઃપુરની એક બાલિકાને માટે બહારનો સંસાર કેવળ અગમ્ય છે એમ લાગે,—પરંતુ એ કેવળ કલ્પના છે, એકવાર બહાર નીકળી પડયા કે પછી એના ચાલવાનો રસ્તો જડી જ જાય છે. એ રસ્તો નવાબી રસ્તો ભલે ન હોય, પણ રસ્તો તો છે,—એ જ રસ્તે માણસો યુગયુગથી ચાલતા આવ્યા છે— ભલેને એ રસ્તો વાંકો ચૂકો વિચિત્ર ને સીમાહીન દેખાતો હોય, ભલેને એ અનેક ટુકડાઓમાં વહેંચાઇ ગયો હોય, ભલેને એ દુઃખ, સુખ ને વિઘ્નોથી ભરેલો હોય, પણ એ રસ્તો તો છે જ.

સાધારણ લોકોના આ રસ્તા પર નવાબની બેટી એકલી ભટકતી હતી. એના એ લાંબા પ્રવાસનો હેવાલ સાંભળવામાં મજા નહિ આવે— અને આવે તો પણ એ બધું કહેવાનો મને ઉત્સાહ નથી, ટૂંકામાં કહું તો દુઃખ કષ્ટ ઘણાં વેઠયાં છે, વિપત્તિઓ પણ ઘણી માથે પડી છે, અપમાનો પણ ઘણાં સહ્યાં છે. તેમ છતાં જીવન અસહ્ય લાગ્યું નથી. આતશબાજી જેમ વધારે સળગે તેમ વધારે ઉગ્ર બને; તેવી રીતે મારામાં પણ જેમ વધારે દુઃખ પડયાં તેમ વધારે જોર આવ્યું. જ્યાં લગી જોરથી ચાલ્યા કર્યું ત્યાં લગી તો મને ખબર ન પડી કે હું બળું છું,—પરંતુ અચાનક એ પરમ દુઃખની, એ પરમ સુખની જવાળા હોલાઈ ગઈ, એટલે આ રસ્તાની ધૂળમાં જડ પદાર્થની પેઠે પડી ગઈ છું—આજે મારો પ્રવાસ ખતમ થઇ ગયો છે, અહીં જ મારી વાત પૂરી થાય છે!

આટલું બોલી નવાબજાદી ચૂપ રહી.

મેં મનમાં મનમાં માથું હલાવ્યું: અહીં વાત પૂરી થઇ જ ન શકે!

થોડીવાર ચૂપ રહી મેં ભાંગી તૂટી હિંદીમાં કહ્યું: 'બેઅદબી માફ કરજો, વાતનો છેવટનો ભાગ જરા વધારે ખુલાસા બંધ કહો તો ગુલામના મનની મૂંઝવણ કંઇક ઓછી થશે.'

નવાબની બેટીને હસવું આવ્યું. મારી ભાંગીતૂટી હિંદી જબાને કામ કર્યું એમ મને લાગ્યું. જો હું શુદ્ધ હિંદીમાં વાત ચલાવી શક્યો હોત તો, મને લાગે છે કે મારી આગળ તેની શરમ તૂરત નહિ, પરંતુ મને તેની માતૃભાષા નહિ જેવી જ આવડે છે એ હકીકત અમારી બેની વચમાં એક વિશાળ પડદા રૂપ હતી—એ જ એક આબરૂ હતી.

તેમણે ફરી શરૂ કર્યું: 'કેશરલાલના સમાચાર મને ઘણી વખત મળતા, પરંતુ કેમે કરી હું તેમને મળવા પામી નહિ. તેઓ તાતિયાટોપીની ટોળીમાં ભળી ગયા હતા, અને કોઈ દિવસ પશ્ચિમમાં, તો કોઈ દિવસ ઇશાનમાં, તો કોઈ દિવસ નૈઋત્યમાં, વીજળીના કડાકાની પેઠે તૂટી પડતા, અને પલકમાં ભાંગીફોડી, જોતજોતામાં અદૃશ્ય થઈ જતા.

મેં તે વખતે જોગ લીધો હતો; અને કાશીના શિવાનંદ સ્વામીને પિતૃપદે સ્થાપી હું તેમની પાસે સંસ્કૃત શાસ્ત્રો શીખતી હતી. આખા હિંદુસ્તાનના ગામેગામના સમાચારો એમની પાસે આવતા—હું ભક્તિભાવપૂર્વક શાસ્ત્રાભ્યાસ કરતી, અને ઊંડી અંતરની વેદનાપૂર્વક વિપ્લવના સમાચારો મેળવતી.

ધીમે ધીમે અંગ્રેજી રાજસત્તાએ હિંદુસ્તાનના વિપ્લવાગ્નિને પગ નીચે કચડીને હોલવી નાખ્યો. પછી એકદમ કેશરલાલના સમાચાર આવતા બંધ થઈ ગયા. ભીષણ પ્રલયાગ્નિના લાલ લાલ પ્રકાશમાં હિંદુસ્તાનના દૂર દૂરના ખૂણામાંથી જે વીરમૂર્તિઓ ઘડીએ ઘડીએ ઝબૂકતી હતી, તે બધીયે એકદમ અંધારામાં ડૂબી ગઈ.

હવે મારાથી રહેવાયું નહિ. ગુરુનો આશરો છોડી, ભૈરવીના વેશમાં ફરી હું બહાર નીકળી પડી. અનેક જગાએ ફરી, અનેક ગામ જોયાં, તીર્થો જોયાં, મઠો જોયાં ને મંદિરો જોયાં—ક્યાંય પણ કેશરલાલનો કંઈ પત્તો લાગ્યો નહિ. એક બે જણ એનું નામ જાણનારા મળ્યા. તે કહેઃ 'એ કાં તો લડાઈમાં મરી ગયો છે કે ફાંસીએ ચડીને મરી ગયો છે, પણ મરી ગયો છે એટલી વાત નક્કી!'

પરંતુ મારો અંતરાત્મા કહેતો હતોઃ 'ખોટી વાત!'

કેશરલાલ મરે નહિ—એ મર્યો નથી. એ બ્રાહ્મણ દુઃસહ ધીખતો અગ્નિ છે—એ કદી હોલવાય નહિ. મારા આત્માની આહુતિ લેવા માટે એ હજી પણ કોઈ દુર્ગમ નિર્જન યજ્ઞવેદીમાં લહલહ થતી જ્વાળાઓ કાઢતો ભભૂકતો હશે.

હિંદુ શાસ્ત્રમાં જ્ઞાન અને તપસ્યા દ્વારા ઘણા શુદ્રો બ્રાહ્મણ થયાના દાખલા છે—પરંતુ મુસલમાન બ્રાહ્મણ થઈ શકે કે નહિ એ વિષે ક્યાંય કશું લખેલું નથી—તેનું એક માત્ર કારણ એ છે કે તે વખતે મુસલમાનો હતા નહિ.

હું જાણતી હતી કે કેશરલાલની સાથે મારું મિલન થવાને બહુ વાર છે, કારણ કે તે પહેલાં મારે બ્રાહ્મણ થવું જોઈશે!

એક એક કરતાં ત્રીસ વરસ વહી ગયાં. હું મનથી ને શરીરથી, વાણીથી, આચારથી ને વ્યવહારથી બ્રાહ્મણ થઈ; મારી પેલી બ્રાહ્મણી

દાદીનું રક્ત નિષ્કલંક તેજે મારી નસેનસમાં વહેવા માંડયું. મેં મનમાં મનમાં મારા યૌવનના આરંભકાળના એ પ્રથમ બ્રાહ્મણ, મારા યૌવનના અંતકાળના એ છેલ્લા બ્રાહ્મણ, મારાં ત્રણે ભુવનના એ એક બ્રાહ્મણના ચરણકમળમાં, સંપૂર્ણ નિઃસંકોચભાવે આત્મસમર્પણ કર્યું—મેં કોઈ અદ્દભુત દીપ્તિ મેળવી.

વિપ્લવમાં કેશરલાલે બતાવેલાં અનેક પરાક્રમો વિષે મેં સાંભળ્યું હતું.—પરંતુ એની મારા હૃદયમાં કશી છાપ પડી નહોતી. પરંતુ પેલી શાંત ચાંદની રાતે, જમુનાના પ્રવાહમાં એક નાનકડી હોડી લઈને કેશરલાલને એકલો વહી જતો જોયો હતો એ જ એક ચિત્ર મારા મનમાં અંકિત થઈ ગયું હતું. હું રાત ને દિવસ મન ભરી ભરીને જોયા કરતી કે બ્રાહ્મણ નિર્જન જલપ્રવાહમાં દહાડો ને રાત હલેસાં મારતો, કોઈ અજાણી ભૂમિ તરફ દોડતો જઈ રહ્યો છે,—નથી એની સાથે કોઈ મિત્ર, કે નથી નોકર, કોઈની યે એને કંઈ જરૂર નથી,—એ નિર્મળ આત્મવશ પુરુષ પોતે જ પોતામાં સંતુષ્ટ છે ને સંપૂર્ણ છે. આકાશના તારાઓ ને ચંદ્રમા એને શાંતિથી જોઈ રહ્યા છે.

એવામાં સમાચાર મળ્યા કે કેશરલાલ સરકારી સજામાંથી છટકીને નેપાલમાં ભાગી ગયા છે. હું નેપાલમાં ગઈ. ત્યાં ઘણો સમય રહ્યા પછી સમાચાર મળ્યા કે કેશરલાલ ક્યારનોયે નેપાલની હદ છોડી ક્યાંક જતો રહ્યો છે. ક્યાં જતો રહ્યો છે તેની કોઈને ખબર નથી.

ત્યારથી હું પહાડે પહાડે ભમું છું. આ હિંદુઓનો દેશ નથી. આ તો ભૂટિયા, લેપચાઓનો દેશ છે. એ લોકો મ્લેચ્છ છે. એમના આહારવિહારમાં આચાર વિચાર કાંઈ ન મળે, એમના દેવતા જુદા, એમની પૂજાપાઠની વિધિ પણ જુદી. એટલે ઘણાં વરસની સાધનાને અંતે મેં જે શુદ્ધ પવિત્રતા પ્રાપ્ત કરી હતી, વખતે એમાં ડાઘ પડે

એવી મને બીક લાગવા માંડી. ખૂબ પ્રયત્નપૂર્વક હરેક પ્રકારના મલીન સ્પર્શથી મને બચાવી લઈને મેં ચાલવા માંડયું. મને ખબર હતી કે મારી હોડી કાંઠે આવી પહોંચી છે, મારા જીવનનું છેલ્લું તીર્થ નજીકમાં જ છે.

આગળ શું કહું ! કહેવાનું કંઈ જ નથી. દીવો હોલવાય છે ત્યારે માત્ર એક જ ફૂંકે હોલવાઈ જાય છે—એની વાત લંબાવીને કેવી રીતે કરું ?

આડત્રીસ વરસ પછી આ દાર્જીલિંગમાં આજે સવારે કેશરલાલનો મને ભેટો થયો છે.'

નવાબની બેટીને અહીં જ અટકી જતી જોઈને મેં ઉત્સુકતાપૂર્વક પૂછ્યું: 'શું જોયું ?'

નવાબની બેટીએ કહ્યું: 'મેં જોયું તો વૃદ્ધ કેશરલાલ ભૂટિયા કુળીમાં ભૂટિયા સ્ત્રી અને તેના પેટે જન્મેલાં પોતરા પોતરીઓની સાથે મેલાં લુગડાંમાં, મેલા આંગણામાં ભુટ્ટો બનીને ઘાસના પૂળા બાંધી રહ્યો છે !'

વાત પૂરી થઈ.

મને થયું કે દિલાસાનાં બે વેણ કહેવાની જરૂર છે. તેથી મેં કહ્યું: 'લાગલાગટ આડત્રીસ વરસ સુધી જેને પોતાનો જીવ બચાવવા પરધર્મીઓની સાથે રાત ને દિવસ રહેવું પડયું હોય એ કેવી રીતે પોતાના આચારનું પાલન કરી શકે ?'

નવાબની બેટીએ કહ્યું: 'હું એ સમજું છું ! પરંતુ આટલાં બધાં વરસ મેં કેવા મોહમાં ભટકયા કર્યું ! જે બ્રાહ્મણત્વે મારા

કિશોર હૃદયનું હરણ કરી લીધું હતું તે બ્રાહ્મણત્વ કેવળ ટેવ હશે, માત્ર સંસ્કાર હશે એમ હું કેવી રીતે જાણું? હું તો જાણીતી હતી કે તે ધર્મ છે, તે અનાદિ ને અનંત છે. એવું ન હોત તો સોળ વરસની વયે બાપના ઘરમાંથી ભાગી જઈને એ ચાંદની રાતે, ભક્તિભાવથી ભરેલાં મારા દેહ, મન અને પ્રાણનું મેં જ્યારે બ્રાહ્મણને દાન કર્યું, અને એના બદલામાં એ બ્રાહ્મણે મને જમણે હાથે અસહ્ય અપમાન આપ્યું, ત્યારે એ અસહ્ય અપમાનને ગુરુના હાથે મળેલી દીક્ષાની પેઠે ઉંહ પણ કર્યા વગર માથું નમાવી મેં અપણા ભક્તિભાવથી માથે ઝીલી લીધી એ ન ઝીલી હોત! હાય બ્રાહ્મણ! તને તો તારી એક ટેવના બદલામાં બીજી ટેવ મળી ગઈ, પણ મને મારા એક યૌવન અને એક જીવનના બદલામાં બીજું યૌવન અને જીવન ક્યાં મળશે?'

આમ કહી તે બાઈ શીઠીને ઉભી થઈ, બોલીઃ 'નમસ્કાર, બાબુજી!'

પણ તરત જ સુધારીને તે બોલીઃ 'સલામ બાબુ સાહેબ!' આ મુસલમાની અભિનંદન દ્વારા જાણે જીરણ થઈ ગયેલા, ધુળમાં રગદોળાતા ભગ્ન બ્રાહ્મણત્વની છેલ્લી વિદાય લીધી હોય એવું લાગ્યું.

હું કંઈ બોલ્યો નહિ. તે હિમાલયનાં ધુમ્મસમાં વાદળાં અદૃશ્ય થઈ જાય તેમ, ધુમ્મસમાં અદૃશ્ય થઈ ગઈ.

હું પળવાર આંખો મીંચી ઉભો રહ્યો, અને આંખો બનાવ માનસપટ ઉપર ચિતરાયેલો જોવા લાગ્યો. દિનબાબના આસન ઉપર જમુના કાંઠા પર પડતા ઝરૂખામાં બેઠેલી સોળ વરસની નવાબજાદીને મેં જોઈ—તે પછી, આ દાર્જીલિંગમાં કલકત્તા રોડને કિનારે ભગ્ન-હૃદય થયેલી નિરાશાની મૂર્તિ જેવી પ્રૌઢાને પણ જોઈ—એક સુકુમાર

રમણીના દેહમાં બ્રાહ્મણ અને મુસલમાનના રક્તનો સંઘર્ષ થતાં, એ સંઘર્ષમાંથી પેદા થયેલો વિચિત્ર વ્યાકુળ સંગીતધ્વનિ, સુંદર, શુદ્ધ ઉર્દુ ભાષામાં વહીને મારા મસ્તકમાં ઝણઝણાટી પેદા કરવા લાગ્યો.

આંખો ઉઘાડીને જોયું તો વાદળાં વેરાઈ ગયાં હતાં, અને સ્વચ્છ સૂર્ય પ્રકાશમાં નિર્મળ આકાશ ઝળહળતું હતું. રીક્ષા ગાડીમાં બેસીને અંગ્રેજ બાઈઓ અને ઘોડે સવાર થઈને અંગ્રેજ પુરુષો હવા ખાવા નીકળી પડયાં હતાં. વચમાં વચમાં ગલપટ્ટો વીંટાળેલા મુખમંડળમાં એક બે બંગાળીઓ મારી સામે કુતૂહલ ભર્યા કટાક્ષ ફેંકી રહ્યાં હતા.

એકદમ હું ઊભો થઈ ગયો. સૂરજના પ્રકાશમાં ઝળહળતી દસ્ય સૃષ્ટિમાં હવે મને પેલી ધુમ્મસ વખતે કહેવાયેલી વાત સાચી હોય એવું લાગ્યું નહિ. મને ખાતરી છે કે પર્વતના ધુમ્મસની સાથે મારી સિગરેટનો ધુમાડો ભારે પ્રમાણમાં મિશ્રિત કરીને મેં એ કલ્પના ઉપજાવી કાઢી હતી—એ મુસલમાન બ્રાહ્મણી, એ બ્રાહ્મણવીર, એ જમુના કાંઠાનો કિલ્લો કશું યે સાચું નથી.

# નયનજોડના બાબુ

: ૧ :

નયનજોડના જમીનદારો એક વખત બાબુ તરીકે બહુ પ્રખ્યાત હતા. તે જમાનામાં બાબુગીરીનો આદર્શ બહુ સહેલો નહોતો. આજે જેમ રાજા રાયબહાદુરનો ખિતાબ કમાવા માટે ઉપરાઉપરી નાચગાન, ઘોડદોડ અને સલામો સિફારિસો કરવી પડે છે, તેવી રીતે તે જમાનામાં સાધારણ માણસમાંથી બાબુની પદવી પ્રાપ્ત કરવા માટે કઠોર તપશ્ચર્યા કરવી પડતી હતી.

અમારા નયનજોડના બાબુઓ માદરપાટ ફેંકી દઈને ઢાકાનું કપડું પહેરતા; કારણ કે માદરપાટની કર્કશતાથી એમની સુકોમળ બાબુગીરીને બહુ વ્યથા થતી. તેઓ લાખ રૂપિયા ખરચીને બિલાડીના બચ્ચાંને પરણાવતા. અને એવી વાત ચાલે છે કે એક વખત એક ઉત્સવ પ્રસંગે તેમણે રાતનો દિવસ બનાવવાની પ્રતિજ્ઞા કરી

અસંખ્ય દીવા સળગાવી, સૂરજના કિરણોનો દેખાવ કરવા, તેમણે સાચા રૂપાની જરીનો ઉપરથી વરસાદ વરસાવ્યો હતો.

આટલા પરથી જ બધા સમજી જશે કે, તે જમાનામાં બાબુઓની બાબુગીરી વંશપરંપરા સ્થિર રહી શકતી નહિ. ઘણી વાટોવાળા દીવાની પેઠે, તેઓ પોતાનું તેલ પોતે જ થોડા વખતની ધામધુમમાં ખલાસ કરી નાખતા.

આપણા કૈલાસચંદ્ર રાય ચૌધુરી એ પ્રખ્યાત નયનજોડના એક જૂના બાબુ હતા. એમણે જ્યારે જન્મ મરણ કર્યો ત્યારે તેલ છેક દીવાને તળિયે પહોંચી ગયું હતું. એમના પિતાનું મરણ થયા પછી, થોડી ઘણી બાકી રહેલી નયનજોડની બાબુગીરી ધામધુમપૂર્વક શ્રાદ્ધ શાંતિ કરવામાં, તેલ ખૂટતાં ઝબકીને હોલવાઈ જતા દીવાની પેઠે, એકદમ છેલ્લો ઝબકારો કરીને ઓચિંતી હોલવાઈ ગઈ.

એમની તમામ માલમિલકત દેવું વાળવામાં વેચાઈ ગઈ,—જે થોડું ઘણું બાકી રહ્યું તે વડે વડીલોની કીર્તિ સાચવી રાખવાનું અસંભવિત હતું.

આથી નયનજોડનો ત્યાગ કરી, પુત્રને સાથે લઈ, કૈલાસબાબુએ કલકત્તામાં આવીને રહેવા માંડયું. એમનો પુત્ર પણ, માત્ર એક દીકરાને પાછળ મૂકી, આ હતગૌરવ સંસારનો ત્યાગ કરી પરલોકમાં સિધાવ્યો.

અમે એમના કલકત્તાના પડોશી છીએ. અમારો ઇતિહાસ એમના કરતાં બિલકુલ ઊંધો છે. મારા પિતાએ જાત તહેનતથી પૈસો પેદા કર્યો હતો; તેઓ હમેશાં ટૂંકો પોતડી પહેરતા—ઘૂંટણ ઢાંકતા નહિ. પાઈએ પાઈનો હિસાબ રાખતા અને બાબુની પદવી મેળવવાની તેમને કોઈ લાલસા હતી નહિ. આથી હું તેમનો એમનો એક પુત્ર તેમનો

ખૂબ જ ઋણી છું. હું થોડું ઘણું ભણ્યો ગણ્યો છું, અને મારું માન અને પ્રાણ સાચવી શકું એટલું ધન વગર મહેનતે પામ્યો છું, એને હું મારા પરમ ગૌરવની વાત સમજું છું. ખાલી તિજોરીમાં બાપદાદા બાબુગીરીનો ચમકતો ઇતિહાસ મૂકી જાય, તેના કરતાં લોઢાની પેટીમાં બાપદાદા શેરનાં કાગળિયાં મૂકી જાય એ મને વધારે કીંમતી લાગે છે.

આથી જ, મને લાગે છે કે જ્યારે કૈલાસબાબુ પોતાના પૂર્વ ગૌરવની ફેઇલ થયેલી બેંક ઉપર લંબો ચૌડો ચેક ફાડતા ત્યારે મારાથી એ બિલકુલ સહન થતું નહોતું. મને થતું કે મારા પિતાએ જાત મહેનત કરીને પૈસો પેદા કર્યો છે તેથી કૈલાસબાબુ અમારી તરફ તિરસ્કારની નજરે જુએ છે.

હું ગુસ્સે થઈને વિચાર કરતો કે તિરસ્કારને પાત્ર કોણ છે, તેઓ કે હું ? જે માણસ જીવનભર કઠોર ત્યાગનું પાલન કરીને, અનેક પ્રકારનાં પ્રલોભનોને જતાં કરીને, લોકોના મોંએ મળતી તુચ્છ ખ્યાતિની પરવા કર્યા વગર, અથાક મહેનત કરીને, અને ખૂબ બુદ્ધિ-ચાતુર્ય વાપરીને, તમામ પ્રતિકૂળતાઓનો સામનો કરીને, એક એક રૂપિયો કરીને સંપત્તિનો ઊંચો પિરામિડ, એકલે હાથે નિર્માણ કરી ગયો, તે ઘુંટણ પણ ન ઢંકાય એવી ટૂંકી પોતડી પહેરતો એટલા માટે તેનો તિરસ્કાર થઈ શકે નહિ !

તે વખતે મારી ઉંમર બહુ કાચી એટલે હું મનમાં આવી દલીલ કરતો, ને ગુસ્સો પણ કરતો. પરંતુ હવે ઉંમર જરા પાકી થઈ છે, એટલે વિચાર કરું છું કે ભલેને ! મારી પાસે ખૂબ ધન છે, મને શાની ખોટ છે ? જેની પાસે કશું નથી, એને જો આવા અહંકારથી સુખ થતું હોય તો છોને એ સુખી થતા—મને એથી એક પૈસાનું નુકસાન નથી, ઊલટું એ બિચારાને દિલાસો મળે છે !

હું એ પણ જોઈ શકયો હતો કે મારા સિવાય બીજું કોઈ કૈલાસબાબુની ઉપર ગુસ્સો કરતું નહિ. કારણ કે કૈલાસબાબુના જેવો ભલો ભોળો માણસ ભાગ્યે જ કદી જોવા મળે! કામકાજમાં અને સુખે દુઃખે પડોશીઓને મદદ કરવા તેઓ હમેશાં ખડેપગે તૈયાર હોય, નાના છોકરાથી માંડીને ડોસા સુધી કોઈને પણ જોતાં તેઓ હસીને મીઠાશથી વાત કરવાના—એનાં દૂર દેશાવરનાં બધાંયે સગાંવહાલાંના કુશળ સમાચાર પૂછ્યા પછી જ તેઓ આગળ ડગલું ભરવાના.

આથી કોઈની પણ સાથે તેમનો ભેટો થતો તો લાંબી પ્રશ્નાવલિ છુટતી: 'કેમ, મજામાં ને? શશી મનમાં છે ને? અમારા મોટા બાબુ મજામાં છે ને? મધુરને તાવ આવતો હતો એમ સાંભળ્યું હતું તે હવે તો સારું છે ને? હરિચરણબાબુ ઘણા વખતથી મળ્યા નથી, તે કંઈ માંદા સાજા તો નથી થયાને? તમારા રાખાલનો શા ખબર છે? ઘરમાં બધાં મજામાં ને?' વગેરે વગેરે.

કૈલાસબાબુ બહુ સાફ સ્વચ્છ રહેતા હતા. કપડાં લત્તાં બહુ નહોતાં, પરંતુ પહેરવાનો જામો ચાદર એટલું જ નહિ, પણ પથારીમાં પાથરવાની એક જૂની ચાદર, ઓશીકાની ખોલ, એક નાની શેતરંજી વગેરે બધુંયે પોતાને હાથે તડકામાં નાખી, સૂકવી, ગડી વાળીને, વળગણી પર સુઘડતાથી ગોઠવતા. જ્યારે જોઈએ ત્યારે તેઓ સુસજ્જિત જ હોય. તેમના ઘરમાં જે કંઈ થોડું ઘણું રાચ રચીલું હતું તેટલાથી પણ એમનું ઘર ખૂબ ઉજળું લાગતું હતું. જાણે તેમની પાસે ઘણું હશે એવો ભાસ થતો.

ઘરમાં નોકર નહોતો, તેથી ઘણી વખત ઘરનાં બારણાં બંધ કરી તેઓ પોતાના હાથે, ખૂબ કાળજીથી ધોતિયું ધોતા, અને બહુ શ્રમ લઈને ચાદર અને જામાની ઇસ્તરી કરતા. તેમની જબરદસ્ત

જમીનદારીની કીમતી મિલકતોનો લોપ થઈ ગયો હતો, પરંતુ એક કીમતી ગુલાબદાની, અત્તરદાની, એક સોનાની રકાબી, એક રૂપાનો હુકો, એક કીમતી શાલ, એક પાઘડી અને એક જામાની જોડ એટલામાં તેમણે ગરીબાઈનાં કોળિયા થતાં બચાવી લીધાં હતાં. કોઈ એવો પ્રસંગ ઉપસ્થિત થતાં આ બધું બહાર નીકળતું, અને નયનજોડના જગવિખ્યાત બાબુઓના ગૌરવની રક્ષા કરતું.

આ તરફ કૈલાસબાબુ સાધારણ માણસ હોવા છતાં પણ તેઓ વાતોમાં જે અહંકાર કરતા તે તેઓ વડીલો પ્રત્યેનું કર્તવ્ય સમજીને કરતા; બધા માણસો એમને એ વાતમાં ટેકો આપતા અને ખાસ ગમત માણતા.

મહોલ્લાના લોકો એમને ઠાકુરદા મશાઈ કહેતા, અને એમને ત્યાં ઘણા માણસોની બેઠક રહેતી. પરંતુ ગરીબાઈને લીધે, વખતે તેમનો તમાકુનો ખરચો વધી પડે, એ બીકે મહોલ્લામાંનું કોઈ ને કોઈ એક બે શેર તમાકુ વેચાતી થઈને જતું, ને એમને કહેતુંઃ 'ઠાકુરદા મશાઇ! જરા પરીક્ષા કરી જુઓ જોઉં, ગયાની સરસ તમાકુ હાથ લાગી ગઇ છે.'

ઠાકુરદા મશાય એક બે દમ ખેંચીને કહેતાઃ 'વાહ ભાઇ, સરસ તમાકુ છે!'

પછી એમાંથી સાઠ પાંસઠ રૂપિયાના ભાવની તમાકુની વાત નીકળી પડતી; અને તેઓ બધાને પૂછતા કે એ તમાકુનો સ્વાદ કરી જોવાનું છે કોઇને મન?

બધાયને ખબર હતી કે કોઈ એવું મન દેખાડે તો ચાવીઓનો પત્તો ખાવાનો નહિ, અને ખૂબ શોધાશોધ કર્યા પછી જાહેર થવાનું કે બુઢ્ઢો નોકર ગણેશ બેટો કોઈ ચીજ ક્યાં મૂકી દે છે તેનું કંઈ

રોકાણું જ પડતું નથી.—ગરેશ પણ સામો એક હરફે બોલ્યા વગર પોતાનો વાંક કબૂલ કરી લેવાનો.

આથી બધાયે એક સ્વરે બોલતા: ‘ઠાકુર મશાય, રહેવા દો, એવી ભારે તમાકુ અમારાથી નહિ સેવાય, અમારે તો આ જ સારી છે.’

આ સાંભળી ઠાકુરદા ફરી આગ્રહ કર્યા વગર જરા હસી લેતા.

છૂટા પડતી વખતે ઠાકુરદા ઓચિંતાના બોલી ઊઠતા: એ તો ઠીક, પણ તમે બધા ક્યારે અમારે ત્યાં જમવા આવો છો એ તો કહો, ભાઇ?’

તરત જ બધા કહેતા: ‘એ પણ એક દિવસ નક્કી કરીને કહેશું.’

તરત જ બધા કહેતા: ‘એ ઠીક કહ્યું, જરા વરસાદ થવા દો, ઠંડક થવા દો, ભારે ભોજન રહ્યું ખરું ને!’

જ્યારે વરસાદ થતો ત્યારે ઠાકુરદાને કોઈ તેમની પ્રતિજ્ઞા યાદ દેવડાવતું નહિ. ઊલટું વાત નીકળે તો બધા કહેતા: ‘આ વરસાદ વાદળોમાં કશું ફાવતું નથી.’

આ નાનકડા ઘરમાં રહેવું એમને બિલકુલ શોભતું નથી, અને એમને ખૂબ તકલીફ પણ પડે છે, એ વાતનો એમના તમામ હિતેચ્છુઓ એમની આગળ સ્વીકાર કરતા; પરંતુ કલકત્તામાં ખરીદવા લાયક મકાન શોધી કાઢવું કેટલું મુશ્કેલ છે એ વિષે પણ કોઇને કંઈ શંકા નહોતી. એટલે સુધી કે આજ છ સાત વરસથી શોધવા છતાં ભાડે રાખવા જેવું સારું મકાન પણ મહોલ્લામાં કોઇને જડતું નહોતું.

છેવટે ઠાકુરદા મશાય કહેતા: 'તો રહ્યું ભાઇ, તમારી જોડમાં રહું છું એ શું ઓછું સુખ છે? બાકી નયનજોડમાં મોટો બંગલો પડયો છે, પણ ત્યાં ગમે તો ને?'

મને ખાતરી છે કે ઠાકુરદાને પણ ખબર હતી કે એમની ગરીબ અવસ્થાથી હવે કોઇ અજાણ્યું નહોતું. અને જ્યારે તેઓ ગઈ કાલના નયનજોડને વર્તમાન સમજીને વાત કરતા, અને બીજા બધાયે તેમાં ટેકો પુરાવતા, ત્યારે તેઓ મનમાં મનમાં સમજતા કે પરપસ્પર જે આ છળ ચાલી રહ્યું છે તે કેવળ પરસ્પરની સહૃદયતાને લીધે જ છે.

પરંતુ મને એથી ખૂબ ક્રોધ ચડતો. કાચી વયનો ગુણ એ છે કે બિલકુલ નિર્દોષ ગર્વને પણ તે દબાવી દેવા ઇચ્છે છે, અને હજારો મોટા અપરાધીઓની તુલનામાં તેને બુદ્ધિહીનતા જ સૌથી વધારે અસહ્ય લાગે છે.

કૈલાસબાબુ કંઇ છેક બુદ્ધિહીન હતા એવું નહોતું, કારણ કે કામકાજમાં બધા તેની મદદ અને તેમની સલાહ લેવા આવતા. પરંતુ નયનજોડના ગૌરવનો ઢોલ પીટવામાં તેમને દેશકાળનું કશું જ ભાન રહેતું નહિ. બધાને તેમના પર પ્રેમ હતો, અને બધા એમને ખુશ રાખવા માગતા હતા, તેથી તેઓ ગમે તેવી અસંભવિત વાત કરે તો પણ કોઇ તેનો વિરોધ કરતું નહિ. આથી એવું બનતું કે તેઓ પોતાની વાતની મર્યાદા સાચવી શકતા નહિ. બીજા લોકો પણ તેમને ખુશ કરવા કે, પછી કેવળ ગમ્મત ખાતર, નયનજોડના કીર્તિકલાપ વિષે વધારે પડતી વાતો હાંકવા માંડતા, ત્યારે તેઓ જરાયે ખચકાયા વગર બધું માની લેતા, અને બધાયે એ પ્રમાણે માની લે છે એવું જ સમજતા. આવી બધી વાતોમાં બીજા લોકોને જરા પણ શંકા આવતી હશે એવો તેમને સ્વપ્ને યે ખ્યાલ આવતો નહિ.

મને કોઈ કોઈ વખત એવી ઇચ્છા થતી કે આ ડોસો જે મિથ્યા ગઢમાં ભરાઇ બેઠો છે, અને જે ગઢને એ ચિરસ્થાયી માને છે તે ગઢને માત્ર એ તોપે સૌના દેખતાં ઉડાવી દઉં ! કોઈ પંખીને નિરાંતે ડાળી ઉપર બેઠેલું જોઈને તેને ગોળાથી ઉડાવી દેવાનું શિકારીને મન થાય છે, અને પહાડ ઉપર પડું પડું કરતા પથ્થરને, જોઈને તેને લાત મારી નીચે ગબડાવવાનું છોકરાને મન થાય છે. જે ચીજ પળે પળે પડું પડું કરે છે, અને છતાં કોઇ બીજી ચીજને વળગી રહેલી હોય છે, તેને પાડી નાખીએ તો જ એનો હેતુ સરે છે, અને જોનારના મનને પણ તૃપ્તિ થાય છે.

કૈલાસમાણુનું જૂનાણું એટલું બધું સરળ હતું, તેની ભીંત એટલી બધી દેખાતી હતી, અને તે સત્યની બંદૂકની સામે ગર્વથી નાચતું હતું કે તેનો પલકમાં નાશ કરવા માટે મારામાં જુસ્સો ભરાઈ આવતો—પરંતુ કેવળ આળસને લીધે, અને સર્વજનસંમત પ્રથાનું અનુકરણ કરીને હું એ કામમાં હાથ નાખતો નહિ.

: ૨ :

મારા પોતાના ભૂતકાલીન મનોભાવોનું પૃથક્કરણ કરતાં મને જેટલું યાદ આવે છે તેટલા પરથી હું સમજી શકું છું કે કેલાસવાણીની તરફ મને અંતરમાં આટલો બધો અણગમો હતો તેનું એક છૂપું કારણ પણ હતું.

તે જરા સમજાવીને કહેવાની જરૂર છે.

હું પૈસાદારનો દીકરો છું, અને ભણીગણીને એમ. એ. પાસ થયો છું. ભરજુવાનીમાં છું, છતાં કોઈપણ જાતની ખરાબ સોબત, કે ખરાબ મોજમજામાં ફસાયો નથી. વડીલોના મૃત્યુ પછી જાતે બધી મિલકતનો માલિક થયો છું, પણ તેથી મારા સ્વભાવમાં કોઈ પણની વિકૃતિ થવા પામી નથી. અને વળી ચહેરો મારો એવો છે કે હું પોતે જો એને સુન્દર કહું તો અહંકાર કર્યો કહેવાશે, પણ જૂઠું બોલ્યો એમ નહિ કહેવાય.

આથી બંગાળ દેશમાં વરવિક્રયના બજારમાં મારી કિંમત ઘણી જ વધારે હતી એ વિષે શંકાને સ્થાન નથી—અને મેં પણ આ

બજારમાં મારી કિંમત પૂરેપૂરી ઉપજાવવાની દૃઢ પ્રતિજ્ઞા કરી હતી. પૈસાદાર બાપની અતિ રૂપવતી ભણેલીગણેલી એકની એક દીકરી મારી કલ્પનામાં આદર્શરૂપે બિરાજતી હતી.

દશહજાર રૂપિયાના પયઠણની દરખાસ્તો દેશવિદેશથી મારા ઉપર આવવા લાગી. હું અવિચળ ચિત્તે કાંટા લઈને તેમની યોગ્યાયોગ્યતાને માપી જોતો હતો, પણ એકે મારે લાયકની માલમ પડી નહોતી.

છેવટે ભવભૂતિની પેઠે મારી ધારણા બંધાઈ હતી કે કંઈ કહેવાય નહિ, મારી જોડ જન્મી પણ હોય, કારણ કે સમય અનંત છે, અને પૃથ્વી વિશાળ છે.

પરંતુ વર્તમાન કાળમાં અને ક્ષુદ્ર બંગાળ દેશમાં એ અસંભવિત દુર્લભ પદાર્થ જન્મ્યો છે કે નહિ તે વિષે શંકા છે.

કન્યાઓના વાલીઓ રોજ રોજ અનેક છંદોમાં મારી સ્તુતિ કરવા લાગ્યા, અને અનેક પ્રકારે મારી પૂજા કરવા લાગ્યા. કન્યા પસંદ હો કે ન હો પણ આ પૂજા મને ગમી, સારો છોકરો સમજીને કન્યાઓના વાલીઓ મારી આ પૂજા કરતા હતા તે હું યોગ્ય જ સમજતો હતો. શાસ્ત્રમાં પણ લખ્યું છે કે દેવતા વર આપે કે ન આપે, પણ જો એમની યથાવિધિ પૂજા ન થાય તો ખૂબ જ ગુસ્સે થઈ જાય છે. નિયમિત પૂજા થતી જતી હોવાને લીધે મારું મન પણ તેવી રીતે અતિ ઉચ્ચ દેવભાવને પામ્યું હતું.

પહેલાં જ હું કહી ગયો છું ઠાકુરદા મશાયને એક પૌત્રી હતી. એને મેં ઘણી વખત જોઈ હતી, પણ કદી મને એ રૂપવતી લાગી નહોતી. એટલે એને પરણવાની કલ્પના પણ મારા મનમાં ઊગી નહોતી.

પરંતુ મેં મનમાં વિચારી રાખ્યું હતું કે કૈલાસબાબુ કોઈની મારફત અથવા તો પોતે જાતે આવીને પોતાની પૌત્રીને અર્ઘ્ય રૂપે

અર્પણ કરવાના હેતુથી, સારી પૂજા શરૂ કરશે. કારણ કે હું સારો છોકરો હતો.

પરંતુ એમણે એમાંનું કંઈ કર્યું નહિ.

મારા સાંભળવામાં આવ્યું હતું કે મારા કોઈ મિત્રને તેમણે એવું કહ્યું હતું કે નયનજોડના બાબુઓ કદી પણ કોઈપણ બાબતમાં જાતે થઈને કોઈની પાસે અરજ કરવા ગયા નહોતા—કન્યા જીંદગીભર કુંવારી રહે તો ભલે રહે, પણ કુળની આ પ્રથાનું તેઓ ઉલ્લંઘન કરવાના નથી.

આ સાંભળી મને બહુ ચીડ ચડી. એ ચીડ ઘણા દિવસ સુધી મારા મનમાં રહી—પણ હું રહ્યો સારો છોકરો, એટલે બહાર કશું દેખાડયા વગર ગુપચુપ બેસી રહ્યો.

જેમ વજ્રની સાથે વીજળી હોય છે, તેમ મારા સ્વભાવમાં ક્રોધની સાથે સાથે ગમ્મતપ્રિયતા જકડાયેલી હતી. ડોસાને માત્ર હેરાન કરવાનું મને કદી મન થાત નહિ, પરંતુ એક દિવસ ઓચિંતાનો એક કૌતુક ભરેલો પ્લાન મારા ભેજામાં પેદા થયો, કે એને અમલમાં મૂકવાનું પ્રલોભન હું રોકી રાખી શક્યો નહિં.

પહેલાં જ હું કહી ગયો છું કે ડોસાને ખુશ કરવા માટે અનેક માણસો અનેક જૂઠી જૂઠી વાતો ઊભી કરતા. મહોલ્લામાં કોઈ એક પેન્શન ખાતા ડેપ્યુટિ મેજીસ્ટ્રેટ રહેતા હતા. તેઓ ઘણી વખત કહેતા હતા કે ઠાકુરદા, નાના લાટ સાહેબ મને જ્યારે મળે છે ત્યારે નયનજોડના બાબુઓના ખબર પૂછયા વગર રહેતા નથી. સાહેબ કહે છે કે આ બંગાળ દેશમાં એક વર્ધમાનના રાજા અને નયનજોડના-બાબુ—એ જ સાચાં ખાનદાન ઘર છે.

ઠાકુરદા ખુશ ખુશ થઈ જતા, અને માજી ડેપ્યુટિ બાબુની સાથે ભેટો થતાં બીજા ઘણા કુશળ સમાચારો ભેગા આ સવાલ પણ પૂછતાઃ 'નાના લાટસાહેબ મજામાં છે ને? તેમનાં મેમસાહેબ મજામાં છે ને? તેમનાં દીકરા દીકરીઓ બધાં મજામાં છે ને?' પછી એવી ઇચ્છા પ્રગટ કરતા કે વહેલામાં વહેલી તકે હું એકદિવસ સાહેબને મળવા જવાનો છું.

પરંતુ માજી ડેપ્યુટિને ચોક્કસ ખાતરી હતી કે નયનજોડના પ્રખ્યાત ચૌધરી તૈયાર થઈને નીકળે એ પહેલાં તો કેટલાયે નાના લાટ ને મોટા લાટ બદલાઈ જશે.

મેં એક દિવસ સવારે જઈને કૈલાસબાબુને ખાનગીમાં બોલાવી, ધીરે ધીરે કહ્યુંઃ 'ઠાકુરદા, કાલે હું લેફ્ટેનંટ ગવર્નરની લેવીમાં ગયો હતો. તેમણે નયનજોડના બાબુઓને યાદ કર્યા એટલે મેં કહ્યું કે નયનજોડના કૈલાસબાબુ કલકત્તામાં જ છે, આ સાંભળી સાહેબને બહુ ખોટું લાગ્યું કે તમે આટલા બધા વખતથી અહીં છો, છતાં તેમને મળવા પણ ગયા નહિ! પછી મને કહે કે કાલે જ બપોરે હું છૂપે વેશે તેમને મળવા જઈશ!

બીજો કોઈ હોત તો વાતની બનાવટ તરત જ સમજી જાત, અને કોઇ બીજાને વિષે આવી વાત થઈ હોત તો કદાચ કૈલાસબાબુ પોતે પણ એ સાંભળીને હસ્યા હોત; પરંતુ પોતાને લગતી વાત હતી એટલે કૈલાસબાબુને તે વિષે લેશમાત્ર પણ શંકા થઈ નહિ.

મારી વાત સાંભળી તેઓ ખુશ થઈ ગયા, અને સાથે સાથે બહાવરા પણ બની ગયા.

'સાહેબને ક્યાં બેસાડીશ, શું કરીશ, કેવી રીતે તેમનો સત્કાર કરીશ, કેવી રીતે નયનજોડનું ગૌરવ જળવાશે—' એમની ચિંતાનો પાર ન રહ્યો.

વળી તેમને અંગ્રેજી આવડતું નહોતું; એટલે સાહેબની સાથે વાત કેવી રીતે કરશે એ પણ એક કોયડો હતો.

મેં કહ્યું: 'એની ચિંતા ન કરશો. સાહેબની સાથે દુભાષિયો હોય છે. પરંતુ છોટા લાટ સાહેબની ખાસ ઇચ્છા તમને એકલાને જ મળવાની છે.'

બપોરે મહોલ્લાના ઘણા ખરા માણસો ઓફિસમાં ગયા હતા, અને બાકીના માણસો બારણાં બંધ કરી ઊંઘવા પડ્યા હતા.

તેવામાં કૈલાસબાબુના ઘર આગળ એક ગાડી આવીને ઊભી રહી.

બિલ્લાવાળા ચપરાશીએ તેમને ખબર આપ્યા છોટા લાટ સાહેબ પધાર્યા છે!

ઠાકુરદા જૂના જમાનાની રીતરસમ મુજબ જામો અને પાઘડી પહેરીને તૈયાર થયેલા હતા. તેમના વૃદ્ધ નોકર ગણેશને પણ પોતાનાં જ ધોતિયું, ચાદર ને જામો પહેરાવી તૈયાર કર્યો હતો.

છોટા લાટના પધારવાના સમાચાર સાંભળતાં જ કૈલાસબાબુ હાંફતા હાંફતા, ગળગળા થતા, દોડતા બારણા આગળ આવીને ઊભા; અને માથું નમાવીને ફરીફરીને સલામ કરતા સાહેબના વેશમાં આવેલા મારા એક ખાસ દોસ્તને ઘરમાં લઈ ગયા.

ઘરની અંદર એક ખુરશીમાં તેમણે પોતાની એકની એક કીમતી શાલ પાથરી રાખી હતી; તેની ઉપર છોટા લાટને બેસાડી તેમણે

ઉર્દૂ ભાષામાં એક અતિ વિનયી લાંબું ભાષણ વાંચ્યું, પછી નજરાણા તરીકે તેમણે સોનાની રકાબીમાં, બહુ શ્રમે સાચવી રાખેલી વંશપરંપરા મળેલી એક અશરફીની માળા ધરી.

ઘરડો નોકર ગણેશ ગુલાબદાની અને અત્તરદાની લઈને ઊભો હતો!

કૈલાસબાબુ ફરીફરીને અફસોસ કરવા લાગ્યા કે અમારા નયનજોડના ઘરમાં હજુર બહાદુરની ચરણરજ પડી હોત તો આપ નામદારની લાયક મેમાનગીરી કરવાનું અમારાથી કંઈક બની શકત, પરંતુ અહીં કલકત્તામાં તો અમે મુસાફર છીએ—અહીં તો જળહીન માછલાની પેઠે અમે બધી બાબતમાં નિરાધાર છીએ-વગેરે વગેરે.

મારો મિત્ર માથા પર મોટી હેટ રાખીને જ ખૂબ ગંભીર ભાવે માથું હલાવવા લાગ્યો. અંગ્રેજી શિષ્ટાચાર મુજબ આવી જગાએ માથા પર ટોપી રાખી શકાય નહિ, પરંતુ પકડાઈ જવાની બીકે મારો દોસ્ત, માથા પરથી ટોપી ઉતારતો નહોતો. કૈલાસબાબુ અને તેમના ગર્વાંધ નોકરને બદલે બીજો કોઈ હોત તો ઘડીકમાં તેણે આ છૂપા વેશમાં આવેલા બંગાળીને પકડી પાડ્યો હોત.

દશેક મિનિટ માથું હલાવ્યા પછી મારો દોસ્ત ઊભો થયો, અને અગાઉથી શીખવાડી રાખ્યા મુજબ ચપરાશીએ સોનાની રકાબી સમેત અશરફીની માળા, ખુરશી પરની પેલી શાલ, અને નોકરના હાથમાંની ગુલાબદાની અને અત્તરદાની વગેરે બધું ઉપાડી લઈને વેશધારીની ગાડીમાં મૂકી દીધું.

કૈલાસબાબુ સમજ્યા કે છોટા લાટ સાહેબનો આવો રિવાજ હશે.

હું બાજુના એક ઓરડામાં છુપાઈને આ બધું જોતો હતો. હસવું રોકી રાખવાથી મારું છાતીનું પિંજર તૂટું તૂટું થતું હતું!

છેવટે ન રહેવાયાથી, દોડી જઈને મેં બાજુના એક ઓરડામાં પ્રવેશ કર્યો, અને ત્યાં જોરથી હસવા માંડયું.

પણ અચાનક ચમકીને હું જોઉં છું તો ત્યાં એક બાલિકા પાટ ઉપર ઊંધી પડી ધ્રૂસકે ધ્રૂસકે રોતી હતી.

મને ઓચિંતાનો ઘરમાં આવીને હસતો જોઈ તે એકદમ પાટ પરથી ઊભી થઈ ગઈ, અને આંસુથી રૂંધાયેલા કંઠમાં રોષની ગર્જના ભરીને, મારા મોં પર બીની પહોળી કાળી આંખોમાંથી તીખી વીજળી વરસાવીને બોલી :

'મારા દાદામશાયે તમારું શું બગાડયું છે ? તમે શું કરવા એમને છેતરવા આવ્યા છો ? શું કરવા આવ્યા છો ?—'

આગળ કશું બોલાયું નહિ, એનું ગળું ભરાઇ આવ્યું હતું, તે મોઢે લૂગડું દાબી રોવા લાગી.

મારો હસવાનો ઉત્સાહ કોણ જાણે ક્યાં ઊડી ગયો ! મેં જે કંઇ કર્યું હતું તેમાં ગમ્મત સિવાય બીજું કંઈ હોવાની મને હજી લગી કલ્પના પણ નહોતી આવી.—અચાનક મને ખબર પડી કે મેં અત્યંત કોમળ સ્થળે અત્યંત કઠોર આઘાત કર્યો હતો. અચાનક મારા આ કૃત્યની બીભત્સ નિષ્ઠુરતા મારી સામે દેખાઈ આવી.

હું શરમથી અને પરિતાપથી, લાત ખાઈને ભાગેલા કૂતરાની પેઠે ઘરમાંથી, બોલ્યા કર્યા વગર, ભાગી ગયો. ડોસાએ મારું શું બગાડયું હતું ? એના નિર્દોષ અહંકારે તો કદીયે કોઈપણ પ્રાણીને આઘાત કર્યો નહોતો ! અને મારા અહંકારે આ કેવું ભયંકર હિંસ્ર રૂપ ધારણ કર્યું હતું !

તે સિવાય એક બીજી પણ બાબતમાં આજે એકાએક મારી આંખ ઊઘડી ગઈ. આજ સુધી હું કુસુમને, કોઈ અવિવાહિત પાત્રની કૃપા દ્રષ્ટિ માટે સાચવેલા માલની પેઠે જોતો હતો, અને સમજતો હતો કે મેં એને પસંદ નથી કરી એટલે એ પડી રહી છે, અને જે પસંદ કરશે એની એ થશે. પરંતુ આજે હું આ ઘરના ખૂણામાં જોઈ શક્યો કે એ બાળક–શરીરની અંદર એક માનવહૃદય છુપાયેલું છે. એ અંતઃકરણને તેનાં પોતાનાં સુખદુઃખ, રાગ–અનુરાગ વગેરે છે. એક તરફ અજ્ઞેય ભૂતકાળ છે અને બીજી તરફ અકલ્પ્ય ભવિષ્યકાળ છે—આ બે અનંત, રહસ્ય રાજ્યો તરફ તે અંતઃકરણ પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાઈને રહેલું છે. જે માણસની અંદર હૃદય છે તેની કેવળ પયકણુના રૂપિયા વડે કે તેનાં આંખનાક માપીને પસંદગી થઈ શકે ખરી?

આખી રાત મને ઊંઘ આવી નહિ.

બીજે દિવસ સવારે, વૃદ્ધનો તમામ કીમતી સરસામાન જે અમે પડાવી લીધો હતો તે બધો લઈને, બીતાંબીતાં મેં ઠાકુરદાના ઘરમાં પ્રવેશ કર્યો. કોઈને કંઈ પણ કહ્યા વગર બધું ગુપચુપ નોકરના હાથમાં મૂકીને આવતા રહેવાનું મેં વિચાર્યું હતું.

પરંતુ ચાકર જોવામાં આવ્યો નહિ. હું આમતેમ જોતો હતો એટલામાં બાજુના ઓરડામાં ડોસાની સાથે છોકરી વાતો કરતી હતી તે મારે કાને સંભળાઈ.

છોકરી મીઠા મધુર સ્વરે સ્નેહથી પૂછતી હતીઃ 'દાદા મશાય, કાલે લાટ સાહેબે તમને શું કહ્યું?'

ઠાકુરદા અત્યંત હર્ષઘેલા બની જઈને, લાટ સાહેબને મોંએ પ્રાચીન નયનજોડ વંશનાં લાંબાં કાલ્પનિક ગુણગાન કરાવતા હતા. છોકરી, એ સાંભળીને ખૂબ આનંદ પ્રગટ કરતી હતી.

વૃદ્ધ વકીલને આ નાનકડી છોકરી માતાના જેવા વહાલથી પટાવતી હતી, એ જોઈ મારી આંખો ઝળઝળ કરતી ઊભરાઈ આવી.

હું કેટલીયે વાર સુધી ત્યાં મૂંગો મૂંગો બેસી રહ્યો, જ્યારે ઠાકુરદા પોતાની વાત પૂરી કરીને ગયા, એટલે હું મારો ખેતરપિંડીનો માલ લઈને છોકરીની પાસે ગયો અને કંઈ પણ બોલ્યા વગર બધું તેની આગળ મૂકી બહાર નીકળી ગયો.

આજ સુધી હું ડોસાને કદી પ્રણામ કરતો નહિ. પણ આજે મેં તેમને પ્રણામ કર્યા.

ડોસાને ચોક્કસ એમ થયું હશે કે ગઈ કાલે મોટા લાટ સાહેબ એમને ઘેર આવ્યા, તેથી જ એકદમ તેમના તરફ મારો ભક્તિભાવ જાગી પડ્યો છે.

તેમણે પુલકિત ચિત્તે ફરીફરીને મોટા લાટની વાતો જોડી કાઢીને કરવા માંડી.—મેં પણ કંઈ વિરોધ કર્યા વગર તેમાં હા એ હા કરી.

બહારના જે લોકોએ આ વાત સાંભળી તેઓએ આખીયે ઘટનાને એક જોડી કાઢેલી વાર્તા માની, અને ગમ્મતમાં ડોસાને બધી વાતમાં હોંકારો દીધો.

બધાના ગયા પછી મેં ખૂબ શરમાતાં શરમાતાં, અતિ દીનભાવે, ડોસાની આગળ એક વાત મૂકી. મેં કહ્યું: 'જો કે નયનજોડના બાબુઓની આગળ અમારા કુલની મોટાઈ કંઈ જ હિસાબમાં નથી, તોયે—'

હું બોલી રહ્યો કે તરત ડોસો મને જોરથી ભેટી પડ્યો, અને આનંદના આવેગમાં બોલી ઊઠ્યો: 'હું ગરીબ છું—મારા નસીબમાં

તે સિવાય એક બીજી પણ બાબતમાં આજે એકાએક મારી આંખ ઊઘડી ગઈ. આજ સુધી હું કુસુમને, કોઇ અવિવાહિત પાત્રની કૃપા દ્રષ્ટિ માટે સાચવેલા માલની પેઠે જોતો હતો, અને સમજતો હતો કે મેં એને પસંદ નથી કરી એટલે એ પડી રહી છે, અને જે પસંદ કરશે એની એ થશે. પરંતુ આજે હું આ ઘરના ખૂણામાં જોઈ શક્યો કે એ બાળક-શરીરની અંદર એક માનવહૃદય છુપાયેલું છે. એ અંતઃકરણને તેનાં પોતાનાં સુખદુઃખ, રાગ-અનુરાગ વગેરે છે. એક તરફ અજ્ઞેય ભૂતકાળ છે અને બીજી તરફ અકલ્પ્ય ભવિષ્યકાળ છે—આ બે અનંત, રહસ્ય રાજ્યો તરફ તે અંતઃકરણ પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાઇને રહેલું છે. જે માણસની અંદર હૃદય છે તેની કેવળ પચ્ચાસુના રૂપિયા વડે કે તેનાં આંખનાક માપીને પસંદગી થઇ શકે ખરી?

આખી રાત મને ઊંઘ આવી નહિ.

બીજે દિવસ સવારે, વૃદ્ધનો તમામ કીમતી સરસામાન જે અમે પડાવી લીધો હતો તે બધો લઈને, બીતાંબીતાં મેં ઠાકુરદાના ઘરમાં પ્રવેશ કર્યો. કોઈને કંઈ પણ કહ્યા વગર બધું ગુપચુપ નોકરના હાથમાં મૂકીને આવતા રહેવાનું મેં વિચાર્યું હતું.

પરંતુ ચાકર જોવામાં આવ્યો નહિ. હું આમતેમ જોતો હતો એટલામાં બાજુના ઓરડામાં ડોસાની સાથે છોકરી વાતો કરતી હતી તે મારે કાને સંભળાઈ.

છોકરી મીઠા મધુર સ્વરે સ્નેહથી પૂછતી હતીઃ 'દાદા મશાય, કાલે લાટ સાહેબે તમને શું કહ્યું?'

ઠાકુરદા અત્યંત હર્ષઘેલા બની જઈને, લાટ સાહેબને મોંએ પ્રાચીન નયનજોડ વંશનાં લાંબાં કાલ્પનિક ગુણગાન કરાવતા હતા. છોકરી, એ સાંભળીને ખૂબ આનંદ પ્રગટ કરતી હતી.

વૃદ્ધ વડીલને આ નાનકડી છોકરી માતાના જેવા વહાલથી પટાવતી હતી, એ જોઇ મારી આંખો છલછલ કરતી ઊભરાઇ આવી.

હું કેટલીયે વાર સુધી ત્યાં મૂગો મૂગો બેસી રહ્યો, છેવટે ઠાકુરદા પોતાની વાત પૂરી કરીને ગયા, એટલે હું મારો છેતરપિંડીનો માલ લઇને છોકરીની પાસે ગયો અને કંઇ પણ બોલ્યા વગર બધું તેની આગળ મૂકી બહાર નીકળી ગયો.

આજ સુધી હું ડોસાને કદી પ્રણામ કરતો નહિ. પણ આજે મેં તેમને પ્રણામ કર્યાં.

ડોસાને ચોક્કસ એમ થયું હશે કે ગઇ કાલે છોટા લાટ સાહેબ એમને ઘેર આવ્યા, તેથી જ એકદમ તેમના તરફ મારો ભક્તિભાવ જાગી પડ્યો છે.

તેમણે પુલકિત ચિત્તે ફરીફરીને છોટા લાટની વાતો જોડી કાઢીને કરવા માંડી.—મેં પણ કંઇ વિરોધ કર્યા વગર તેમાં હા એ હા કરી.

બહારના જે લોકોએ આ વાત સાંભળી તેઓએ આખીયે ઘટનાને એક જોડી કાઢેલી વાર્તા માની, અને ગમ્મતમાં ડોસાને બધી વાતમાં હોંકારો દીધો.

બધાના ગયા પછી મેં ખૂબ શરમાતાં શરમાતાં, અતિ દીનભાવે, ડોસાની આગળ એક વાત મૂકી. મેં કહ્યું: 'જો કે નયનજોડના બાબુઓની આગળ અમારા કુલની મોટાઇ કંઇ જ હિસાબમાં નથી, તોયે—'

હું બોલી રહ્યો કે તરત ડોસો મને જોરથી ભેટી પડ્યો, અને આનંદના આવેગમાં બોલી ઊઠ્યો: 'હું ગરીબ છું—મારા નસીબમાં

તે સિવાય એક બીજી પણ બાબતમાં આજે એકાએક મારી આંખ ઊઘડી ગઈ. આજ સુધી હું કુસુમને, કોઈ અવિવાહિત પાત્રની કૃપા દ્રષ્ટિ માટે સાચવેલા માલની પેઠે જોતો હતો, અને સમજતો હતો કે મેં એને પસંદ નથી કરી એટલે એ પડી રહી છે, અને જે પસંદ કરશે એની એ થશે. પરંતુ આજે હું આ ઘરના ખૂણામાં જોઈ શક્યો કે એ બાળક-શરીરની અંદર એક માનવહૃદય છુપાયેલું છે. એ અંતઃકરણને તેનાં પોતાનાં સુખદુઃખ, રાગ–અનુરાગ વગેરે છે. એક તરફ અજ્ઞેય ભૂતકાળ છે અને બીજી તરફ અકલ્પ્ય ભવિષ્યકાળ છે—આ બે અનંત રહસ્ય રાજ્યો તરફ તે અંતઃકરણ પૂર્વથી પશ્ચિમ સુધી ફેલાઈને રહેલું છે. જે માણસની અંદર હૃદય છે તેની કેવળ પચાસના રૂપિયા વડે કે તેનાં આંખનાક માપીને પસંદગી થઈ શકે ખરી?

આખી રાત મને ઊંઘ આવી નહિ.

બીજે દિવસ સવારે, વૃદ્ધનો તમામ કીમતી સરસામાન જે અમે પડાવી લીધો હતો તે બધો લઈને, બીતાંબીતાં મેં ઠાકુરદાના ઘરમાં પ્રવેશ કર્યો. કોઈને કંઈ પણ કહ્યા વગર બધું ચુપચુપ નોકરના હાથમાં મૂકીને આવતા રહેવાનું મેં વિચાર્યું હતું.

પરંતુ ચાકર જોવામાં આવ્યો નહિ. હું આમતેમ જોતો હતો એટલામાં બાજુના ઓરડામાં ડોસાની સાથે છોકરી વાતો કરતી હતી તે મારે કાને સંભળાઈ.

છોકરી મીઠા મધુર સ્વરે સ્નેહથી પૂછતી હતીઃ 'દાદા મહાશય, કાલે લાટ સાહેબે તમને શું કહ્યું?'

ઠાકુરદા અત્યંત હર્ષઘેલા બની જઈને, લાટ સાહેબને મોંએ પ્રાચીન નયનજોડ વંશનાં લાંબાં કાલ્પનિક ગુણગાન કરાવતા હતા. છોકરી, એ સાંભળીને ખૂબ આનંદ પ્રગટ કરતી હતી.

# દારોગા સાહેબની દોસ્તી

35055

મારે ઘર છોડી દેવું પડ્યું શાથી તે ખુલાસાબંધ નહિ કહું— પણ માત્ર આભાસ આપીશ.

હું ગામડાગામમાં દેશી દાક્તર હતો; પોલીસ થાણાની બરાબર સામે મારું ઘર હતું. જમરાજને હું જેટલો વશ છું તેના કરતાં આ દારોગા બાબુને હું ઓછો વશ નહોતો. એટલે જર અને નારાયણ માણસને કેટકેટલો હેરાન કરી શકે છે તેની મને બરાબર ખબર હતી. જેમ મણિથી કંકણની શોભા વધે અને કંકણથી મણિની શોભા વધે તેમ મારી મધ્યસ્થતાથી દારોગાની અને દારોગાની મધ્યસ્થતાથી મારી શ્રીવૃદ્ધિ થતી હતી.

આવાં બધાં કારણોને લીધે ડંડાનિયમમાં પારંગત થયેલા દારોગા લલિત ચક્રવર્તીની સાથે મારે જરા વધારે દોસ્તી હતી. તેમના સગાની એક છોકરી તેમને ત્યાં ઊછરતી હતી. તે અરક્ષણીયા કન્યાને પરણવા માટે તેઓ ઘણી વખત મને આગ્રહ કરતા, ને મને પણ અરક્ષણીય બનાવી મૂકતા. પરંતુ શશી મારી એકની એક દીકરી હતી; માતા

આટલું સુખ હશે એવું હું નહોતો જાણતો, ભાઈ! મારી કુસુમે પાંચે આંગળીએ પરમેશ્વર પૂજ્યા હશે, એટલે તું આજે પકડાઈ ગયો!'

બોલતાં બોલતાં ડોસાની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

ડોસાએ આજે આ પહેલી જ વખત, પોતાના મહા મહિમાન્વિત વડીલો પ્રત્યેનું પોતાનું કર્તવ્ય ભૂલીને કબૂલ કર્યું કે હું ગરીબ છું; કબૂલ કર્યું કે મને જમાઈ તરીકે મેળવીને નયનજોડનું કુળગૌરવ હણાયું નથી.

હું જ્યારે ડોસાને સતાવવા માટે બાજી ગોઠવતો હતો ત્યારે ડોસો મને પરમ સત્પાત્ર સમજી એક ચિત્તે મારી કામના કરતો હતો!

વિસ્તારથી કહેવાની શી જરૂર છે?—દીકરીના અંત્યેષ્ટિ સંસ્કાર કરવાની છૂટ મેળવવા જતાં હરિનાથ ભિખારી થઈ ગયો.

મારી દીકરી શશીએ કરુણ સ્વરે આવીને મને પૂછ્યું: 'બાબા, પેલો ડોસો તમારા પગ પકડીને આમ કેમ રોતો હતો?'

મેં તેને ધમકાવીને કહ્યું: 'જા જા, હવે, તારે એ બધું જાણીને કામ શું છે?'

હવે સારો વર શોધીને કન્યાદાન કરવાનો રસ્તો ખુલ્લો થઈ ગયો. લગ્નનો દિવસ નક્કી થઈ ગયો. એકની એક દીકરીનાં લગ્ન હતાં, એટલે મેં જમણની ભારે તૈયારીઓ કરાવી હતી. ઘરમાં ગૃહિણી નહોતી, એટલે પડોશણો દયા કરીને મને મદદ કરવા આવી. ભિખારી થઈ ગયેલો કૃતઘ્ન હરિનાથ રાતદિવસ ટાંટિયા તોડવા લાગ્યો.

પીઠી ચોળવાને દિવસે રાતે ત્રણ વાગે ઓચિંતાનું શશીને કોગળિયું થઈ આવ્યું. રોગ ધીમે ધીમે વધતો ગયો. ઘણા ઈલાજો કર્યા, પણ કંઈ વળ્યું નહિ, ત્યારે દવાઓની શીશીઓ જમીન પર ફેંકી દઈ હું હરિનાથના પગમાં પડ્યો.

મેં કહ્યું: 'માફ કર દાદા! મને પાપીને માફ કર! મારે સંતાનમાં આ એક જ દીકરી છે, મારે બીજું કોઈ નથી!'

હરિનાથ બેબાકળો થઈને બોલ્યો: 'દાક્તર બાબુ, આ શું કરો છો? આ શું કરો છો? હું તો આપનો સદાનો ઓશિંગણ છું—કૃપા કરી મને પગે પડશો નહિ!'

મેં કહ્યું: 'વગર ગુને મેં તારી ખરાબી કરી છે, એ પાપને લીધે મારી કન્યા મરવા પડી છે.'

વગરની એ છોકરીને હું અપરમાના હાથમાં સોંપવા રાજી નહોતો. વર્ષે વર્ષે નવું પંચાંગ નીકળે ને જૂનું નકામું જાય, તેમ કેટલાંયે શુભ લગ્નો નકામાં ગયાં. મારી નજર આગળ કેટલાંયે યોગ્ય અને અયોગ્ય પાત્રો ચકડોળમાં ફરતાં હતાં, અને હું કેવળ વરઘોડામાં બહાર મિષ્ટાન્ન ખાઈને, નિસાસો નાખી, ઘેર પાછો આવતો.

શશીની ઉંમર બાર વરસની થઈ ગઈ હતી; તેરમું બેઠું હતું. પરંતુ ઠીક ઠીક પૈસો ભેગો કરી શકું તો એને એક જાણીતા મોટા ઘરમાં પરણાવી શકવાની આશા મળી હતી. એટલું કર્મ પૂરું કરી શકું તો પછી તરત જ બીજા એક શુભ કાર્યમાં મન પરોવી શકું.

એ અતિ આવશ્યક રૂપિયાનો હું વિચાર કરતો બેઠો હતો. એટલામાં તુલસી ફળીના હરિનાથ મજૂમદાર આવીને મારા પગમાં પડી રોવા લાગ્યો. વાત એમ હતી કે એની વિધવા દીકરી રાતોરાત મરી ગઈ હતી, અને શત્રુપક્ષે ગર્ભપાતનો અપવાદ મૂકી દારોગા સાહેબને નનામો પત્ર લખ્યો હતો. એટલે હવે પોલીસે એ શબની ચોળાચોળ કરવા માંડી હતી.

એક તો દીકરી મરી ગયાનો શોક હતો, તેમાં આવા ભારે અપમાનનો આઘાત ઉમેરાયો—એટલે બિચારાનું દુઃખ અસહ્ય થઈ પડ્યું હતું. તેનું કહેવું એમ હતું કે તમે દાક્તર છો, વળી દારોગા સાહેબના મિત્ર છો, ગમે તેમ કરીને મને બચાવો!

લક્ષ્મી જ્યારે પ્રસન્ન થાય છે ત્યારે આવી જ રીતે કોઈ વાર ઘરનું બારણું તો કોઈ વાર ખડકીનું બારણું ઠોકે છે ને વગર બોલાવી આવીને હાજર થાય છે.

મેં માથું હલાવી કહ્યું: 'મામલો બહુ ગંભીર છે.'

આમ કહી એક બે કલ્પિત ઉદાહરણો પણ આપ્યાં. વૃદ્ધ હરિનાથ ધ્રુજતો ધ્રુજતો બાળકની પેઠે રોવા લાગ્યો.

વિસ્તારથી કહેવાની શી જરૂર છે?—દીકરીના અંત્યેષ્ટિ સંસ્કાર કરવાની છૂટ મેળવવા જતાં હરિનાથ ભિખારી થઈ ગયો.

મારી દીકરી શશીએ કરુણ સ્વરે આવીને મને પૂછ્યું: 'બાબા, પેલો ડોસો તમારા પગ પકડીને આમ કેમ રોતો હતો?'

મેં તેને ધમકાવીને કહ્યું: 'જા જા, હવે, તારે એ બધું જાણીને કામ શું છે?'

હવે સારો વર શોધીને કન્યાદાન કરવાનો રસ્તો ખુલ્લો થઈ ગયો. લગ્નનો દિવસ નક્કી થઈ ગયો. એકની એક દીકરીનાં લગ્ન હતાં, એટલે મેં જમણની ભારે તૈયારીઓ કરાવી હતી. ઘરમાં ગૃહિણી નહોતી, એટલે પડોશણો દયા કરીને મને મદદ કરવા આવી. ભિખારી થઇ ગયેલો કૃતજ્ઞ હરિનાથ રાતદિવસ ટાંટિયા તોડવા લાગ્યો.

પીઠી ચોળવાને દિવસે રાતે ત્રણ વાગે ઓચિંતાનું શશીને કોગળિયું થઇ આવ્યું. રોગ ધીમે ધીમે વધતો ગયો. ઘણા ઇલાજો કર્યા, પણ કંઇ વળ્યું નહિ, ત્યારે દવાઓની શીશીઓ જમીન પર ફેંકી દઈ હું હરિનાથના પગમાં પડ્યો.

મેં કહ્યું: 'માફ કર દાદા! મને પાપીને માફ કર! મારે સંતાનમાં આ એક જ દીકરી છે, મારે બીજું કોઈ નથી!'

હરિનાથ બેબાકળો થઈને બોલ્યો: 'ડાક્તર બાબુ, આ શું કરો છો? આ શું કરો છો? હું તો આપનો સદાનો ઓશિંગણ છું—કૃપા કરી મને પગે પડશો નહિ!'

મેં કહ્યું: 'વગર ગુને મેં તારી ખરાબી કરી છે, એ પાપને લીધે મારી કન્યા મરવા પડી છે.'

આમ કહી બધાં માણસોનાં દેખતાં મેં બૂમ પાડીને કહ્યું: 'અરે, મેં આ ડોસાનું સત્યાનાશ વાળ્યું છે, એની હું મને સજા કરું છું. ભગવાન મારી શશીને બચાવે!'

આમ કહી હરિનાથનાં જૂતાં લઈ હું મારા માથામાં મારવા લાગ્યો. વૃધ્ધે ગભરાઇને મારા હાથમાંથી જોડા ખૂંચવી લીધા.

બીજે દિવસે દશ વાગે, શરીર ઉપર પીઠીનો રંગ લઇને શશી પરલોક ચાલી ગઈ.

બીજે જ દિવસે દારોગા સાહેબે મને કહ્યું: 'અરે, આમ ક્યાં લગી, હવે પરણી નાખો! કોઈ જોનારું મૂકનારું તો જોઇશે ને?'

માણસના હૃદયવિદારક દુઃખશોક તરફ આટલો બધો નિષ્ઠુર અવિશ્વાસ શયતાનને પણ નહિ હોય. પરંતુ અનેક પ્રસંગે દારોગા સાહેબની આગળ મેં એવું મનુષ્યત્વ દેખાડ્યું હતું કે આજે કંઈ બોલી શકું તેમ નહોતો.

દારોગાની દોસ્તી તે દિવસે જાણે મને ચાબૂકે ચાબૂકે ફટકાવીને અપમાનિત કરવા લાગી.

હૃદય ગમે તેટલું વ્યથિત હોય, પણ કર્મચક્ર ચાલ્યા જ કરે છે! પહેલાંની પેઠે જ ભૂખ, આહાર, વસ્ત્ર, વગેરે ચાલવા લાગ્યા; એટલે સુધી કે ચૂલાનાં લાકડાં અને જોડાની દોરી સુદ્ધાંની પણ નિયમિત સંભાળ થવા માંડી.

નવરાશના વખતે જ્યારે ઘરમાં એકલો બેઠો હોઉં ત્યારે કોઈ

કોઈ વખત કાનમાં પેલો કરુણ સવાલ સંભળાયા કરે છે. 'બાબા, પેલો ડોસો તમારા પગ પકડીને કેમ રોતો હતો?'

ગરીબ હરિનાથનું જીરણુ ઘર મેં મારે ખરચે છાઈ દીધું, મારી દૂઝણી ગાય તેને દાનમાં આપી, અને એની ગીરો મુકાયેલી જમીન શાહુકારના હાથમાંથી છોડાવી આપી.

થોડા દિવસ સુધી, તાજા શોકની અસહ્ય વેદનામાં, સાંજે એકલો બેઠો હોઉં ત્યારે કે રાતે ઊંઘ ન આવે ત્યારે મને થતું કે મારી કોમળ હૃદયની છોકરી આ સંસારની લીલા પૂરી કરીને ગઈ તો ખરી, પણ પરલોકમાં યે એને એના બાપના ઘોર દુષ્કર્મને લીધે શાંતિ મળતી નથી, દુઃખી દુઃખી થઈને એ જાણે મને પૂછ્યા જ કરે છે કે બાબા, કેમ આવું કર્યું!

થોડા દિવસ તો મને એવું થઈ ગયું કે ગરીબની દવા કરીને પૈસા માગી શકતો નહિ. કોઈ નાની છોકરીને માંદી જોઉં તો મને થતું કે મારી શશી જ આખા ગામની માંદી છોકરીઓની અંદર વસીને રોગનું દુઃખ ભોગવી રહી છે.

વરસાદ પૂરજોસમાં પડતો હતો. શેરીમાં હોડીઓ ચાલતી હતી, સવારનો વરસાદ મૂશળધાર પડતો હતો, હજી અટક્યો નહોતો.

એવામાં જમીનદારના ઘેરથી તેડું આવ્યું. બાબુનો હોડીવાળો જરીક પણ વિલંબ ન સહી શકવાથી ઉદ્ધત બનતો જતો હતો.

આ પહેલાં આવા વરસાદના સમયે બહાર નીકળવાનું થતું તો ઘરમાં એક માણસ એવું હતું જે મારી જૂની છત્રી ઉઘાડીને જોતું

કે એમાંથી ચૂતું તો નથી ને, અને ચિંતાતુર સ્વરે ફરીફરીને કહેતું કે પવનના મોઝાથી અને વરસાદની ઝાપટથી જરા સાચવીને ચાલજે.

આજે ખાલી ખાલી ઘરમાંથી સારી છત્રી જાતે જ શોધી કાઢીને હું બહાર નીકળ્યો. બહાર નીકળતી વખતે તે સ્નેહમયું મુખ યાદ આવતાં મારો પગ ધીમો પડતો હતો. એના બંધ શયનગૃહની સામે જોઈને હું વિચાર કરતો હતો કે જે લોકો પારકાના દુઃખનો બિલકુલ વિચાર જ કરતા નથી, તેમનાં ઘરમાં તેમનાં સુખને વાસ્તે ભગવાન આટલી સ્નેહની જોગવાઈ શા સારુ કરતો હશે?

આમ વિચાર કરતો કરતો હું એ ખાલી ઘરના દરવાજા પાસે પહોંચ્યો ન પહોંચ્યો એટલામાં મારી છાતીમાં હાહાકાર વ્યાપી ગયો!

એટલામાં બહારથી મોટા માણસના નોકરનો તોછડો સાદ સંભળાયો. એ સાંભળતાં હું એકદમ શોકને દબાવી દઈ બહાર નીકળી ગયો.

હોડીમાં બેસતી વખતે જોઉં છું તો પોલીસ થાણાના ઘાટે નૌકા બાંધેલી હતી—એક ખેડુત માત્ર લંગોટી ભેર વરસાદમાં ભીંજાતો હતો.

મેં પૂછ્યું: 'શું છે?'

જવાબ મળ્યો: 'કાલે રાતે મારી છોકરીને સાપ કરડ્યો છે. એટલે થાણામાં જાહેર કરવા માટે એને લઈને દૂરના ગામડામાંથી અહીં આવ્યો છું.'

પોતાના ડીલ પરનું એક માત્ર વસ્ત્ર કાઢીને તેણે મડદાને ઓઢાડ્યું હતું.

જમીનદારની કચેરીના અધીરા હોડીવાળાએ હોડી હંકારી મેલી.

એક વાગે ઘેર પાછો આવતાં જોઉં છું તો હજી પણ પેલો માણસ છાતીમાં હાથ પગ ઘાલીને બેઠો બેઠો ભીંજાતો હતો, ફોજદાર સાહેબ હજી આવ્યા નહોતા.

મેં તેને મારા ઘરમાંથી ખાવાનું મોકલ્યું. પણ તેને એ અડક્યો નહિ.

ઝટપટ જમી કરીને કચેરીના રોગીને જોવા માટે ફરીથી જવું પડ્યું.

સાંજે પાછો આવીને જોઉં છું તો હજી પણ પેલો માણસ બિલકુલ જડની પેઠે ત્યાં બેઠેલો હતો. પૂછતાં એ જવાબ દઈ શકતો નથી, મોં સામે જોઈ રહે છે. હવે તેની નજરે આ નદી, આ ગામ, આ થાણું, આ વાદળ ઘેરી ઘટાટોપ જળબંબોળ પૃથ્વી બધું સ્વપ્નવત્ બની ગયું હતું.

ઘણા પ્રશ્નો પૂછ્યા ત્યારે એટલું જાણવા મળ્યું કે એક વખત એક કોન્સ્ટેબલ આવી પૂછી ગયો હતો કે ગજવામાં કંઈ છે કે નહિ! જવાબમાં તેણે કહ્યું હતું કે હું બિલકુલ ગરીબ છું, મારી પાસે કશું નથી. કોન્સ્ટેબલ કહી ગયોઃ 'તો બેટા, બેસી રહે!'

આવાં દૃશ્યો પહેલાંયે મેં ઘણાં જોયાં હતાં—પણ કદી મને કશું લાગ્યું નહોતું. પરંતુ આજે હું એ કેમે સહી શક્યો નહિ. મારો કંઠ કરુણાથી ભરાઈ ગયો, મારા એ ગદ્‌ગદ્ કંઠની અવ્યક્ત ચીસથી આખું આકાશ ભરાઈ ગયું. દીકરીને ખોઈ બેઠેલા એ મૂગા ખેડૂતનું અમાપ દુઃખ જોઈને મારી છાતીનાં પાંજરા પર જાણે હથોડા પડતા હતા.

દારોગા સાહેબ નેતરના મુડામાં બેસીને લહેરથી હુક્કો ગગડાવતા હતા. છોકરીની ચિંતામાં લેવાયેલો એમનો પેલો સગો, મને ધ્યાનમાં

રાખીને જ, હમણાંનો દેશમાંથી અહીં આવેલો હતો. તે શેતરંજી પર બેસીને વાતો કરતો હતો.

હું એકદમ વંટોળિયાની પેઠે ત્યાં જઇને ઊભો, ને બૂમ પાડી ઊઠયો: 'તમે લોકો તે માણસ છો કે પિશાચ?'

આમ કહી આખા દિવસની મારી કમાણીના રૂપિયા ખણિંગ ખણિંગ કરતા દારોગાની સામે નાખીને મેં કહ્યું: 'રૂપિયા જોઇએ તો આ રૂપિયા લો, અને મરો ત્યારે સાથે લઇ જજો, પણ અત્યારે પેલા માણસને છોડો, એની છોકરીના શબને ઠેકાણે કરવા એને જવા દો!'

અસંખ્ય દીનપીડિતનાં અશ્રુસિંચનથી દારોગા સાહેબની સાથે દાક્તરને જે પ્રેમસંબંધ બંધાયો હતો, તે આ વંટોળિયામાં એકદમ જમીનદોસ્ત થઇ ગયો!

થોડા દિવસ પછી હું દારોગા સાહેબના પગમાં પડયો, તેમની ઉદારતાનો ઉલ્લેખ કરી મેં તેમનાં ઘણાં વખાણ કર્યાં, અને મારી બુદ્ધિ બગડી ગઇ છે કહી મેં મારી જ જીભે મારી ઘણી નિંદા કરી, પરંતુ છેવટે મારે ઘર છોડવું પડયું.

# શુભદૃષ્ટિ

૧

કાન્તિચંદ્રની ઉંમર બહુ નહોતી, તો પણ પત્નીનું મરણ થતાં, બીજી પત્ની શોધવાનું માંડી વાળી તેમણે પશુ પંખીઓનો શિકાર કરવામાં મન પરોવ્યું હતું. તેમનું શરીર પાતળું, પણ મજબૂત હતું, દૃષ્ટિ તીક્ષ્ણ હતી, નિશાન અચૂક હતું, અને ઠાઠમાઠ યુરોપિયનના જેવો હતો. વળી કુસ્તીગીર હીરાસિંગ, છક્કનલાલ; અને સંગીતના ઉસ્તાદ ખાં સાહેબ તથા મીયાં સાહેબ વગેરે એમની સાથે ને સાથે ફરતા હતાં. બિનજરૂરી નોકર ચાકરોનો પણ પાર નહોતો.

એ ચાર શિકારી મિત્રોને લઇને, માગશર મહિનાની અધવચ, કાન્તિચંદ્ર નઇદીઘિના તળાવને કાંઠે શિકાર કરવા ગયો હતો. નદી પર બે મોટી નૌકાઓમાં તેમનો મુકામ હતો, અને બીજી ત્રણ ચાર નૌકાઓમાં તેમના નોકર ચાકરો હતા—આ નૌકાઓથી ગામનો આખો ઘાટ ઘેરાઇ ગયો હતો. ગામની વહુવારૂઓનું પાણી ભરવાનું, ને નહાવાનું લગભગ બંધ થઇ ગયું હતું. આખો દિવસ બંદૂકના

અવાજથી જલ ને સ્થલ કંપતાં હતાં, અને સાંજે ઉસ્તાદોના ગળાની લહેરોમાં ગામની નિદ્રા તંદ્રા ઊડી જતી હતી.

એક દિવસ સવારે કાન્તિચંદ્ર હોડીમાં બેસીને બંદૂકની નળી પોતે જાતે સાફ કરતા હતા, એવામાં નજીકમાં હંસનો અવાજ સાંભળી તેમણે ઊંચું જોયું, તો એક બાલિકા બે હાથે બે હંસને છાતીએ દાબી રાખી ઘાટ પર આવતી હતી.

નદી નાની હતી, પ્રવાહ નહિ જેવો હતો અને અનેક જાતની શેવાલની ભરેલો હતો. બાલિકા બંને હંસને પાણીમાં છોડી, એકદમ પોતાના હાથની બહાર ન નીકળી જાય એ રીતે ખૂબ સાવધાનીથી; અને સ્નેહથી તેમને આગળ ધકેલવાનો પ્રયાસ કરતી હતી. એની રીતભાત પરથી એટલું સમજાઈ ગયું કે બીજો દિવસ હોત તો તે શિકારીની બીકે તે નિશ્ચિંત બનીને હંસને મૂકીને જઈ શકતી નહોતી.

છોકરીનું સૌન્દર્ય ખૂબ કુમાશ ભર્યું હતું.—જાણે વિધાતાએ તેને હમણાં જ ઘડીને મોકલી હોય એવી તે લાગતી હતી, ઉંમર કેટલી હશે તે કહી શકાતું નહોતું. શરીર વિકસિત હતું, પરંતુ મુખ એવું કાચી કળી જેવું હતું કે સંસારનો લેશમાત્ર પણ સ્પર્શ એને થયો હોય એવું લાગતું નહોતું. પોતે યૌવનને ઉંબરે પગ દીધો છે એવા સમાચાર જાણે હજી તેને મળ્યા નથી!

કાન્તિચંદ્રે થોડી વાર બંદૂક સાફ કરવાનું બંધ રાખ્યું. તે ચમકી ગયો, કારણ કે આવી જગ્યાએ આવું મુખ જોવા મળે એવી તેણે કદી આશા રાખી નહોતી. અને છતાં રાજાના અંતઃપુર કરતાં આ જગ્યાએ જ આ મુખ વધારે શોભતું હતું. સોનાની ફૂલદાનીના કરતાં છોડવા ઉપર જ ફૂલ શોભે છે.

તે દિવસે શરદ ઋતુના ઝાકળમાં અને પ્રભાતના તડકામાં નહી કોઈ ભીંજેલું કાચવત ઝગમગ થતું હતું. એની વચમાં આ સરળ સુકુમાર મુખે કાંતિચંદની મુગ્ધ આંખો આગળ સામો સરિતાની આવતી પૂજાનું આનંદમયું ચિત્ર આંકી દીધું. મંદાકિનીને કિનારે તરુણ પાર્વતી કોઈ કોઈ વખત આવા હંસલાઓને છાતીએ વળગાડીને લઈ આવતી હતી એ વાત લખવાનું કાલિદાસ ભૂલી ગયા લાગે છે.

એવામાં એકદમ એ છોકરી, બીને, હું હું કરતા ભેંસે, ઝાંપથી અને હંસને છાતીએ વળગાડી લઈ, મૂંગો ચિત્કાર પાડી ઝટ કૂદીને ચાલી ગઈ. કારણ શોધવા કાન્તિચંદ્ર બહાર આવ્યો. જોયું તો એનો જ એક રસિક અનુચર ગમતમાં છોકરીને બીવડાવવા હંસોની સામે સાથે ખાલી બંદૂક તાકતો હતો.

કાન્તિચંદ્રે પાછળથી તેની બંદૂક ખેંચી લીધી, અને એકદમ તેના ગાલ ઉપર જોરથી ધોલ લગાવી દીધી. અચાનક રસભંગ થવાથી એ માણસ ધમ કરતો ત્યાં બેસી પડ્યો.

કાન્તિચંદ્ર ફરી પોતાના કમરામાં આવી બંદૂક સાફ કરવા બેઠો.

બિલાડી એના ખોળામાં બે પગ નાખી, ઊંચું મોં કરી કબૂતરની સામે ઉત્સુક નજરે જોઈ રહી હતી. છોકરી વચમાં વચમાં નાકે આંગળી અડકાડીને એના લોભને દબાવતી હતી.

ચોમેર મધ્યાહ્નની શાંતિ હતી, આ ગૃહસ્થના આંગણામાં પણ નિર્જનતા હતી. આ નિર્જનતા અને શાંતિમાં, આવું કરુણ ચિત્ર જોઈને કાન્તિચંદ્રના હૃદયમાં એકદમ એની છાપ પડી ગઈ. થોડાંક પાંદડાંની છાયા અને તડકો છોકરીના ખોળામાં આવી પડતાં હતાં, પાસે જ એક પરિપુષ્ટ ગાય ખાઈ કરીને વાગોળવા બેઠી હતી, અને શીંગડાં અને પૂંછડું હલાવી પીઠ પરથી માખીઓ ઉડાડતી હતી. વચમાં વચમાં વાંસ ઝાડમાં ઓતરાદો પવન વાવાથી જાણે કોઈ વાત કરતું હોય એવો અવાજ થતો હતો.

તે દિવસે સવારે નદીને કાંઠે, વનની અંદર જે વનશ્રી જેવી દેખાઈ હતી તે આજે બપોરે શાંત કોઠના આંગણાની છાયામાં સ્નેહ-ભરી ગૃહ લક્ષ્મી જેવી દેખાતી હતી.

હાથમાં બંદૂક લઈને કાન્તિચંદ્ર એકદમ આ બાલિકાની સામે આવીને ઊભો તો રહ્યો, પણ એ ખૂબ શરમાઈ ગયો. મુદ્દામાલ સાથે પકડાઈ ગયેલા ચોરના જેવી તેની દશા થઈ. મારી ગોળીથી એ નથી મર્યું એવો કોઈ રીતે બચાવ કરવાનું તેને મન થયું. કેવી રીતે વાત કરવી તેનો એ વિચાર કરતો હતો એટલામાં કોઈએ બૂમ મારી :

‘ સુધા ! ’

છોકરી એકદમ ચમકી પડી.

ફરી બૂમ આવી : ‘ સુધા ! ’

આ વખતે તે એકદમ પંખીને લઈને ઘરમાં જતી રહી.

કાન્તિચંદ્રને લાગ્યું કે નામ તો બરાબર છે ! સુધા !

હવે કાન્તિ પોતાના માણસોના હાથમાં બંદૂક મૂકી દઈ ઝાંપો વટાવી તે ઘરના બારણા આગળ આવીને ઊભો. જોયું તો કોઈ એક પ્રૌઢ વયનો બ્રાહ્મણ ઓસરીમાં બેસી હરિભક્તિવિલાસનો પાઠ કરતો હતો, એના મોં પર ખૂબ સ્વસ્થતા હતી. એનું માથું મૂંડેલું હતું, ભક્તિથી ચમકતા એના મુખના શાંત ગંભીર સ્નેહાળ ભાવની સાથે, કાન્તિચંદ્રને પેલી છોકરીના દયાદ્ર મુખનું ઘણું મળતાપણું લાગ્યું.

કાન્તિએ બ્રાહ્મણને નમસ્કાર કરીને કહ્યું: 'તરસ લાગી છે, ઠાકુર! લોટો પાણી પીવા મળશે?'

બ્રાહ્મણે તરત જ તેમનો સત્કાર કર્યો, તેમને બેસાડ્યા, અને પછી ઘરમાં જઈને એક પિત્તળની રકાબીમાં થોડાંક પતાસાં અને એક તાંબાના લોટામાં પાણી લાવી, તેણે અતિથિની સામે ધર્યાં.

કાન્તિએ નાસ્તો કર્યો, પછી બ્રાહ્મણે તેનો પરિચય પૂછ્યો.

કાન્તિએ પોતાનો પરિચય આપી કહ્યું: 'ઠાકુર, મારે લાયક કામકાજ હોય તો કહો—હું કૃતાર્થ થઈશ.'

નવીન બાંડુજ્યેએ કહ્યું: "બાબા, મારે તે શું કામકાજ હોય? પણ સુધા નામે મારે એક દીકરી છે. ઉંમર લાયક થઈ છે, કોઈ સત્પાત્ર મળે તો સંસારના આ ઋણમાંથી છૂટું. આટલામાં તો ક્યાંયે કોઈ સારો છોકરો દેખાતો નથી, અને છેટે તપાસ કરવા જવાની મારામાં શક્તિ નથી. ઘરમાં ગોપીનાથની સેવા છે, એ છોડીને મારાથી ક્યાંય જવાય એવું નથી.'

કાન્તિએ કહ્યું: 'આપ જો નૌકામાં મને મળો તો પાત્ર વિષે વાતચીત કરીએ.'

આ તરફ કાન્તિના મોકલેલા માણસોએ બન્દોપાધ્યાયની કન્યા સુધા વિષે જેને જેને પૂછ્યું તે બધાયે એક વાક્યે કહ્યું કે એવી ભલા સ્વભાવની છોકરી અમે બીજી કોઇ જોઈ નથી.

બીજે દિવસે નવીન નૌકા પર આવ્યો, એટલે કાન્તિએ તેને નીચા નમી પ્રણામ કર્યા; અને જણાવ્યું કે હું જ આપની કન્યાને પરણવા તૈયાર છું.

આ અણધાર્યું સૌભાગ્ય જોઇ બ્રાહ્મણ ગળગળો બની ગયો, તે કંઇ બોલી શકયો નહિ.

પછી તેને થયું કે વાતમાં કંઈક ભૂલ થઈ લાગે છે, તેણે કહ્યું: ‘દીકરીને તમે પરણશો એમ?’

કાન્તિએ કહ્યું: ‘આપની સંમતિ હોય તો મારી હા છે.’

નવીને પૂછ્યું: ‘સુધાને?’

જવાબ મળ્યો: ‘હા!’

નવીને શાંતિથી કહ્યુ: ‘તો કન્યા જોવા—’

જાણે સુધાને જોઇ જ ન હોય તેવો દેખાવ કરી કાન્તિએ કહ્યું: ‘એ બધું શુભદૃષ્ટિ વખતે.’

નવીને ગદ્‌ ગદ્‌ કંઠે કહ્યું: ‘મારી સુધા બહુ સુશીલ છોકરી છે, રાંધવા કરવાના કામમાં એની જોડ નથી. તમે એને જોયા વગર જ પરણવા તૈયાર થયા છો, તો હું તમને આશીર્વાદ આપું છું કે મારી સુધા પતિવ્રતા સતી લક્ષ્મી થઇને સદાકાળ તમારું કલ્યાણ કરો! કદી પણ સ્વપ્ને યે તને પસ્તાવાનું કારણ ન મળો!’

કાન્તિને હવે વિલંબ કરવો ગમ્યો નહિ. માહ મહિનામાં જ લગન નક્કી થયાં.

મજુમદારોના જૂના મકાનમાં લગ્નની તૈયારીઓ કરાવવામાં આવી. વર હાથી પર બેસીને, મશાલો ચેતાવીને, વાજાં વગડાવતો પહોંચ્યો.

શુભદૃષ્ટિ વખતે વરે કન્યાના મોં સામે જોયું. નીચું મોં કરી, માથે મોડ મૂકીને, ચંદનની અર્ચા કરીને બેઠેલી સુધાને તે બરાબર જોઈ શક્યો નહિ. એના હૃદયમાં એવો આનંદ ઊછળતો હતો કે એની આંખે કંઈ સૂઝતું નહોતું.

વાસર ઘરમાં ઠાનદિદિએ જ્યારે વરની પાસે જોર કરીને છોકરીનો ઘુમટો ખોલાવી નાખ્યો, ત્યારે કાન્તિ આભો જ બની ગયો.

આ તો પેલી છોકરી નહિ ! અચાનક છાતીમાંથી એક કાળું વજ્ર નીકળીને જાણે તેના મસ્તિષ્કમાં જઈને વાગ્યું હોય એવું તેને થયું—પલકમાં વાસર ઘરના બધાયે દીવા જાણે હોલાઈ ગયા, અને એ અંધારાએ નવવધુના મોંને પણ જાણે કાળું કરી નાખ્યું.

ફરી નહિ પરણું એવી કાન્તિચંદ્રે મનમાં મનમાં પ્રતિજ્ઞા કરી હતી. તેને થયું: એ પ્રતિજ્ઞાને ભંગ કરીને હું શું કમાયો ? આ કેવી ભયાનક મશ્કરી ! મેં કેટકેટલાં સરસ માગાં પાછાં કાઢ્યાં ! કેટલાયે મિત્રોના આગ્રહોને, અને વિનંતિઓને નકારી ! ઊંચા કુળનું આકર્ષણ, ધનનું પ્રલોભન, રૂપનો મોહ બધુંયે છોડીને છેવટે હું કોઈ એક અગણ્યા ગામડામાં ખાબોચિયાને કાંઠે કોઈ એક અજાણ્યા દરિદ્રના ઘરમાં જમાઈ બની બેઠો ! મેં મારી આ કેવી મશ્કરી કરાવી ! હવે લોકોની આગળ મોં કેવી રીતે દેખાડીશ !

પહેલાં તો એને સસરાની ઉપર રીસ ચડી કે એણે જ મને એક છોકરી દેખાડીને કોઈ બીજીની સાથે પરણાવી માર્યો, પરંતુ વિચાર

કરતાં માલમ પડયું કે નવીને એને લગ્ન પહેલાં પોતાની દીકરી દેખાડી જ નહોતી—એણે પોતે જ એને જોવાની ના પાડી હતી, પોતાની જ બુદ્ધિના વાંકે એ આટલો બધો છેતરાઇ ગયો હતો—હવે એ વાત કોઇની આગળ ન કરવામાં જ ડહાપણ છે એવું એણે નક્કી કર્યું:

દવા તો મોંમાં ઊતારી, પણ મોં બગડી ગયું. વાસરઘરની મજાક મશ્કરીઓ કશું જ એને ગમ્યું નહિ. એને પોતાની ઉપર અને આખી દુનિયા ઉપર એવો ક્રોધ ચડયો કે એનું આખું શરીર બળવા માંડયું.

એટલામાં ઓચિંતાની એની પાસે બેઠેલી વહૂ ભયભીત બનીને ચમકી પડી. એકદમ એના ખોળા પાસેથી એક સસલાનું બચ્ચું કોઇ છોડી ગયું. તરત જ પેલે દિવસે જોયેલી પેલી છોકરી સસલાના બચ્ચાની પાછળ દોડતી આવી, અને સસલાને પકડી, પોતાના ગાલ રાખી તેને ખૂબ સ્નેહથી લાડ કરવા લાગી.

'અરે આ પગલી અહીં ક્યાં આવી!' કહી સૌએ તેને જતી રહેવાનો ઇશારો કર્યો.

પરંતુ જરા પણ થડકયા વગર તે બરાબર વરકન્યાની સામે બેસી ગઇ, અને નાના બાળકની પેઠે કુતૂહલથી શું થઇ રહ્યું છે તે જોવા લાગી. ઘરની કોઇ દાસી એને ખેંચી જવા આવી ત્યારે વરે ગભરાઇને એને કહ્યું: 'હં, રહેવા દે, છોને બેઠી!'

પછી એણે છોકરીને પૂછ્યું: 'તારું નામ શું?' તેણે જવાબ ન દીધો, માત્ર માથું હલાવવા લાગી. ઓરડીમાંની બધી સ્ત્રીઓ હસી પડી.

કાન્તિએ ફરીથી પૂછ્યું: 'તારા પેલા બે હંસ હવે તો મોટા થઈ ગયા હશે!'

છોકરી મૂગીમૂગી ફાટી આંખે કાન્તિચંદ્રના મોં સામે જોઈ રહી.

કાન્તિ આભો બની ગયો. તેણે સાહસ કરીને ફરીથી પૂછ્યું. 'તારું પેલું કબૂતર હવે સાજું થઈ ગયું છે ને?'

પરંતુ નિષ્ફળ! જાણે વર ખૂબ છેતરાયો હોય એવી રીતે સ્ત્રીઓ હસવા લાગી.

છેવટે પૂછતાં કાન્તિચંદ્રને ખબર પડી કે એ છોકરી બહેરી ને બોબડી છે, અને આખા ગામનાં પશુપંખીઓને લઈને એ રમાડે છે. પેલે દિવસે તે સુધાના નામની બૂમ સાંભળીને ઘરમાં નહોતી ગઈ, પણ કોઇ બીજા કારણથી ગઈ હતી. પણ કાન્તિએ ભૂલથી એવું માની લીધું હતું.

હવે કાન્તિ મનમાં મનમાં ચમકી પડયો. તેણે પોતાને ધન્યવાદ આપવા માંડયા કે સારા નસીબે હું બચી ગયો, નહિ તો દુનિયામાં મને ક્યાંય સુખનો છાંટો જોવા ન મળત. સારું થયું કે હું આ છોકરીના બાપની પાસે ન ગયો, નહિ તો એ માણસ મારું માગું થતાં જ, પોતે છૂટવા માટે; છોકરીને ગમે તે ઉપાયે મારે ગળે વળગાડી દીધા વગર ન રહેત!

જ્યાં લગી આ છોકરીનો મોહ એના ચિત્તને ક્ષુબ્ધ કરી રહ્યો હતો, ત્યાં લગી એ પોતાની વહુ તરફ બિલકુલ અંધ રહ્યો હતો. આટલામાં ક્યાંય કંઈ આશ્વાસનનું કારણ છે કે નહિ તેની શોધ કરી જોવાનો પણ એનામાં ઉત્સાહ નહોતો. પરંતુ જ્યાં એણે સાંભળ્યું કે એ છોકરી તો બહેરી ને બોબડી બંને છે, ત્યાં, આખી દુનિયા

પરથી જાણે એક કાળો પડદો ઉઠી ગયો હોય એવું એને લાગ્યું.

ઊંડા છુટકારાનો નિઃશ્વાસ નાખીને કાન્તિએ લજ્જાથી નીચું જોઈ રહેલી વહુના મોં સામે લાગ જોઈને નજર કરી લીધી.

હવે પરેખરી શુભ દૃષ્ટિ થઈ. ચર્મચક્ષુની વચમાંનો બધો અંતરાય મનોચક્ષુની ઉપરથી એકદમ ખસી પડ્યો. હૃદયમાંથી અને દીવામાંથી તમામ પ્રકાશ નીકળીને એક જ કોમળ સુકુમાર મુખની ઉપર પડવા લાગ્યો.

કાન્તિને એ મુખ સ્નિગ્ધ, સૌન્દર્ય અને શાંત લાવણ્યથી મંડિત દેખાયું.

એને ખાતરી થઈ ગઈ કે નવીનના આશીર્વાદ સફળ થશે.

# તારાપદ

## : ૧ :

કાંઠાલિયાના જમીનદાર મતિલાલ બાબુ નૌકામાં બેસીને સહકુટુંબ દેશમાં જતા હતા. રસ્તામાં બપોરે નદી કાંઠે એક ગામડાની દુકાન પાસે નૌકા લંગારીને, તેઓ રસોઈપાણીની તૈયારીઓ કરતા હતા, એવામાં એક બ્રાહ્મણના છોકરાએ આવીને પૂછ્યું:

'બાબુ, આપ સૌ ક્યાં જાઓ છો?'

છોકરાની ઉંમર પંદર સોળથી વધારે નહિ હોય.

મતિબાબુએ જવાબ દીધો: 'કાંઠાલ જઈએ છીએ.'

બ્રાહ્મણના છોકરાએ કહ્યું: 'મને રસ્તામાં નંદીગ્રામ ઉતારી દેશો?'

બાબુએ માથું હલાવી હા કહી, પછી પૂછ્યું: 'તારું નામ?'

બ્રાહ્મણના છોકરાએ કહ્યું: 'મારું નામ તારાપદ.'

છોકરો ગોરો હતો, ને દેખાવે રૂપાળો હતો. આંખો મોટી ને પહોળી હતી, અને એના હસતા પ્રસન્ન હોઠ ઉપર લલિત સુકુમારતા ઓપતી હતી. એણે એક માત્ર મેલી ધોતલી પહેરેલી હતી. બાકીનું શરીર ઉઘાડું હતું, અને બધી રીતે સુડોળ હતું. જાણે કોઈ શિલ્પીએ ખૂબ કાળજીપૂર્વક, મૂર્તિ કંડારી હોય એવો તે લાગતો હતો. પૂર્વ-જન્મમાં તે કોઈ તાપસ બાળક હશે, અને નિર્મળ તપસ્યાના પ્રતાપે એના શરીરમાંથી શરીરાંશ ઘણા પ્રમાણમાં જતો રહ્યો હતો, અને કેવળ એક શુદ્ધ લાવણ્યથી ઝળકી રહ્યો હતો.

મતિલાલબાબુએ તેને સ્નેહથી કહ્યું: 'બાબા, તું નહાઈ આવ, અહીં જ જમી લેજે.'

તારાપદે કહ્યું: 'રહો!'

કહી તરત જ લગીરે શરમાયા સંકોચાયા વગર તે રાંધવામાં મદદ કરવા લાગી ગયો. મતિલાલબાબુનો નોકર હિંદુસ્તાની હતો, માછલી વગેરે રાંધવાના કામમાં તે જોઈએ તેવો કુશળ નહોતો. તારાપદે તેનું કામ પોતાના હાથમાં લઈ લીધું, ને ઘડીકમાં સરસ રીતે પાર પાડયું. બીજાં પણ એક બે શાકભાજી તેણે ચપળતાથી રાંધી નાખ્યાં.

રાંધવાનું કામ પૂરું કર્યા પછી, તારાપદ નદીમાં નહાયો. પછી તેણે બચકી છોડી એક ધોળું કપડું કાઢીને પહેર્યું: એક નાનકડી લાકડાની કાંસકી વડે માથાના લાંબા લાંબા વાળ ઊભા હોળી ગરદન ઉપર નાખ્યા, અને ધોયેલું જનોઈ છાતી પર લહેરાવતો, નૌકામાં મતિબાબુની પાસે જઈને ઊભો.

મતિબાબુ તેને નૌકાની અંદર લઈ ગયા. ત્યાં મતિબાબુની સ્ત્રી અને તેમની નવ વરસની કન્યા બેઠેલાં હતાં. મતિબાબુની સ્ત્રી અન્નપૂર્ણા

આ સુંદર બાળકને જોઇ સ્નેહથી અધીરી બની ગઇ—મનમાં મનમાં તે બોલીઃ હા ! કોનો છોકરો હશે, ને ક્યાંથી આવ્યો હશે !—આની મા આના વિના કેવી રીતે રહી શકતી હશે ?—'

યથા સમયે મતિબાબુ અને આ છોકરાને માટે જોડાજોડ પાટલા નંખાયા. છોકરો જમવામાં જોઇએ તેવો ચપળ નહોતો, તેનો સ્વલ્પાહાર જોઈ અન્નપૂર્ણાને લાગ્યું કે તે શરમાળ છે, તેથી તેણે તેને ખૂબ આગ્રહ કરી કરીને ખવડાવવા માંડ્યું. પરંતુ જ્યારે તે ધરાઈ રહ્યો, ત્યારે તેણે એ આગ્રહને પાછો ઠેલ્યો. આ ઉપરથી માલમ પડ્યું કે છોકરો પોતાની જ મરજી પ્રમાણે ચાલનારો છે, પણ એની એ રીતમાં બીલકુલ હઠ કે જીદ કે ગુમાન દેખાતું નહોતું. તેની રીતભાતમાં શરમનું નામે નહોતું.

બધાં જમી રહ્યા પછી અન્નપૂર્ણાએ તારાપદને પોતાની પાસે બેસાડી તેનો ઇતિહાસ પૂછવા માંડ્યો. પણ કંઈ લાંબુ જાણવા મળ્યું નહિ. માત્ર એટલું જાણવા મળ્યું કે સાત આઠ વરસની ઉંમરે જ એ પોતાની મરજીથી ઘર છોડીને નાસી ગયો હતો.

અન્નપૂર્ણાએ પૂછ્યુંઃ 'તારે મા નથી ?'

તારાપદે કહ્યું; 'છે.'

અન્નપૂર્ણાએ પૂછ્યુંઃ 'તારી માને તું નથી ગમતો ?'

'આ તે કેવો સવાલ !' એવું કહેતો હોય તેમ તારાપદ હસી પડ્યો ને બોલ્યોઃ 'કેમ ન ગમું ?'

અન્નપૂર્ણાએ પૂછ્યું: 'તો પછી તું એને મેલીને કેમ નાસી ગયો ?'

તારાપદે કહ્યુંઃ 'માને બીજા ચાર છોકરા છે, ને ત્રણ છોકરીઓ છે.'

અન્નપૂર્ણા છોકરાનો અજબ જવાબ સાંભળી દુઃખી થઈને બોલીઃ 'ઓ મા! શું કહે છે? પાંચ આંગળીઓ હોય એટલે કોઈ એક આંગળી કાપી નાખતું હશે?'

તારાપદની ઉંમર નાની હતી, તેનો ઇતિહાસ પણ તેના પ્રમાણમાં ટૂંકો હતો, પરંતુ છોકરો બિલકુલ જુદી ભાતનો હતો. તે એનાં માબાપનો ચોથો પુત્ર હતો, બાળપણમાં જ તેના પિતા ગુજરી ગયા હતા. ઘણાં સંતાનો છતાં તારાપદ ઘરમાં બહુ લાડીલો હતો. મા, ભાઈબહેન અને આડોશીપાડોશી બધાં એના ઉપર ખૂબ વહાલ રાખતાં. એટલે સુધી કે ગુરુમહાશય પણ એને મારતા નહિ—મારે તો છોકરાંનાં સગાંવહાલાં, ઓળખીતાં પાળખીતાં બધાંને એથી દુઃખ થતું.

આવા સંજોગોમાં ઘર છોડી નાસી જવાનું એને કોઈ કારણ નહોતું. જે અણમાનીતો માંદો છોકરો આખો વખત ચોરી કરીને પારકાં ઝાડોનાં ફળ તોડી પાડી ખાતો, અને ગૃહસ્થોને હાથે એને ચારગણું ફળ ખાવા પામતો, એ પણ એની જન્મભૂમિમાં, એની માના હાથનો માર ખાતો, માની પાસે જ રહ્યો; અને આખા ગામનો લાડીલો આ છોકરો એક પરદેશી રામલીલાવાળાઓ ભેગો ભળીને, જરાયે ગભરાયા વગર, ગામ છોડી ભાગી ગયો.

બધા એને શોધીને પાછો ગામમાં લઈ આવ્યા. તેની મા એને છાતીએ વળગાડીને આંસુમાં નવડાવવા લાગી, એની બહેનો રડવા લાગીઃ એના મોટાભાઈએ વડીલ તરીકેનું કઠોર કર્તવ્ય બજાવવા ધીમેથી ઠપકો આપવા માંડ્યો, પણ છેવટે પસ્તાઈને એને ખૂબ ઇનામ આપ્યું. મહોલ્લાની છોકરીઓ એને પોતાનાં ઘરોમાં બોલાવીને ખૂબ લાડ કરી તથા ખૂબખૂબ પ્રલોભનો દેખાડીને વશ કરવા મથવા લાગી. પરંતુ એને બંધન ગમ્યું નહિ, એટલું જ નહિ, સ્નેહબંધન પણ ગમ્યું નહિ.

એના જન્મનક્ષત્રે જ એને એવો બનાવ્યો હતો. એ જ્યારે નદી પર પરદેશી નૌકાઓને માલ ભરીને લઈ જતી જોતો, જ્યારે ગામના વિશાળ પીપળાના ઝાડ હેઠળ દૂર પરદેશથી આવેલો કોઈ સંન્યાસીને ધૂણો નાખી બેઠેલા જોતો; અથવા નદી કાંઠાના ખુલ્લા એતરમાં મુકામ કરી પડેલા રખડુ લોકોને વાંસ છોલીને ટોપલીઓ બનાવવા બેઠેલી જોતો, ત્યારે વારંવાર છોડી બહાર નીકળી જવા માટે તેનું મન વ્યગ્ર બની જતું. ઉપરાઉપરી બે ત્રણ વખત તે નાસી ગયો. છેવટે, તેનાં સગાંવહાલાં અને ગામના લોકોએ તેની આશા છોડી દીધી.

શરૂઆતમાં તે એક રામલીલાવાળાઓની સાથે જોડાયો. ધીમે ધીમે ટોળાનો માલિક એના પર દીકરાના જેવું હેત કરવા લાગ્યો હતો, અને ટોળીમાંના નાનામોટા બધાયનો તે પ્રિયપાત્ર બની ગયો. એટલે સુધી કે જેને ઘેર રામલીલા થતી, તે ઘરનાં વડીલો, ખાસ કરીને મહિલાઓ, એને ખાસ બોલાવીને એના સત્કાર કરતાં. બરાબર આવે વખતે કોઈને કંઈપણ કહ્યા કર્યા વગર તે એવો ગુમ થઈ ગયો કે પછી એનો કંઈ પત્તો લાગ્યો નહિ.

તારાપદ હરણના બચ્ચા જેવો બંધનથી બીનારો હતો, અને પાછો હરણના જેવો જ સંગીતમુગ્ધ હતો. રામલીલાનાં (જાત્રાનાં) ગાયનોએ જ એનો પગ ઘરમાંથી કાઢ્યો હતો. ગાનનો સૂર એની નસેનસમાં કંપન પેદા કરતો, અને ગાનનો તાલ એના આખા શરીરમાં અહિલ્લોલ પેદા કરતો. જ્યારે તે છેક બાળક હતો ત્યારે પણ સંગીત સભામાં તે એવો ગંભીર અને શાંત થઈને તલ્લીન બનીને બેસતો ને ડોલતો, કે એ જોઈને બધાને હસવું દાબી રાખવું ભારે થઈ પડતું.

માત્ર સંગીતથી નહિ, પણ ઝાડોની ઘનઘટા ઉપર જ્યારે શ્રાવણની હેલી વરસતી, આકાશમાં વાદળાં ગડગડતાં, જંગલમાં સાથી

વિખુટા પડેલા દૈત્ય બાળકની પેઠે પવન ચીસો પાડતો દોડતો, ત્યારે પણ તેનું ચિત્ત નિરંકુશ બનીને દોડતું. બપોર પછી દૂરદૂર આકાશમાંથી સમડીનો અવાજ સંભળાય, ચોમાસાની સાંજે દેડકાં ડ્રાઉં ડ્રાઉં કરે, મધરાતે શિયાળવાં રોવા માંડે—ત્યારે પણ તે ચંચળ બની જતો.

આ સંગીતના મોહથી ખેંચાઈને, તે થોડા વખતમાં એક પાંચાલી–મંડળીમાં દાખલ થઈ ગયો. માલિક તેને ખૂબ કાળજીપૂર્વક ગાન શીખવતો, પાંચાલી મોઢે કરાવતો, અને તેને પોતાના હૃદય-પિંજરનું પંખી સમજી વહાલથી સાચવતો. પંખી થોડું ઘણું ગાવાનું શીખ્યું, અને એક દિવસ સવારે ઊડી ગયું.

છેલ્લે તે એક કસરતબાજની મંડળીમાં જોડાયો હતો. ઊતરતા જેઠથી અષાડ મહિનો પૂરો થાય ત્યાં સુધી આ પ્રદેશમાં વારાફરતી અનેક સ્થળે મેળા ભરાય છે. જાત્રા, પાંચાલી, કવિ, નર્તકી વગેરેની મંડળીઓ અને દુકાનો એક પછી એક આ મેળાઓમાં ફરે છે. ગઈ સાલથી કલકત્તાની એક નાનકડી કસરતબાજ મંડળી આ ફરતા મેળાઓમાં આનંદવિનોદ પૂરો પાડતી હતી.

તારાપદ પહેલાં તો એક દુકાનવાળાની સાથે જોડાઈ, મેળામાં પાનનાં બીડાં વેચવા રહ્યો હતો. પણ પછી એના સ્વભાવિક કુતૂહલથી પ્રેરાઈને એણે આ કસરતબાજ છોકરાઓની અદ્ભુત વ્યાયામ કુશળતા જોઈ—અને પછી તો એ ટોળીમાં જ એ દાખલ થઈ ગયો.

તારાપદ એકલો એકલો મથીને સરસ બંસી બજાવતાં શીખી ગયો હતો. ખેલ વખતે એ દ્રુત તાલમાં લખનૌ ઠુંગરીના સૂરમાં બંસી બજાવતો—આટલું તેનું કામ હતું.

હમણાં તે આ ટોળીમાંથી ભાગી આવ્યો હતો. નંદીગ્રામના જમીનદાર બાબુઓ ભારે ધામધૂમપૂર્વક રામલીલાની તૈયારીઓ કરાવે

છે, એ સાંભળી તે પોતાની નાનકડી બચકી લઈ નંદીગ્રામ જવા નીકળ્યો હતો, એવામાં મતિભાણુ સાથે એનો ભેટો થઇ ગયો.

તારાપદ એક પછી એક અનેક મંડળીઓમાં જોડાયો હતો, એનો સ્વભાવ જ એવો કલ્પનાશીલ હતો કે એને એક મંડળીનો ખાસ રંગ લાગ્યો નહોતો. અંતરથી તે બિલકુલ નિર્લિપ્ત હતો, અને મુક્ત હતો. સંસારમાં અનેક ગંદી વાતો તેણે સાંભળી હતી, અને અનેક ગંદા દ્રશ્યો એની નજરે પડયાં હતાં, પરંતુ એમાંનું કંઇ પણ એના મનમાં લેશમાત્ર પણ અસર કરી શક્યું નહોતું.

આ છોકરાનું મન કશામાં ઠરતું નહોતું; તે આ સંસારના કાદવવાળા પાણીની ઉપર શ્વેત પાંખાળા રાજહંસની પેઠે તરતો ફરતો. કુતૂહલથી પ્રેરાઈને તે ગમે તેટલી વાર અંદર ડુબકી મારે, પણ એની પાંખો મલિન નહોતી થતી, કે ભીની યે નહોતી થતી.

આથી આ ઘર છોડી ભાગી આવેલા છોકરાના મોં ઉપર અનેક સ્વાભાવિક શુભ્ર તેજ, નિર્મળ ભાવે પ્રકાશી રહેતું. તેનું આ મુખ-તેજ જોઈને જ અનુભવી વેપારી મતિલાલ બાબુએ તેને કંઇ પણ પૂછ્યા વગર, વિનાસંકોચ પરમ આદરપૂર્વક પોતાની સાથે થવા દીધો હતો.

: ૨ :

જમ્યા પછી નૌકા ઉપડી.

અન્નપૂર્ણા ખૂબ સ્નેહપૂર્વક આ બ્રાહ્મણ બાળકને તેના ઘરના ખબર અને તેના સગાંસંબંધીઓના ખબર પૂછવા લાગી. તારાપદે બહુ ટૂંકમાં તેના જવાબ આપ્યા.

પછી તેણે બહાર આવી એક છૂટકારાનો દમ ખેંચ્યો. ચોમાસાના વરસાદથી નદી બેય કાંઠે વહેતી હતી. વાદળાં ઘેરાઇ ગયાં હતાં. તડકો નીકળ્યો હતો. એ તડકામાં, નદીકાંઠા પર ઊગેલું અડધું પાણીમાં ડૂબેલું ઘાસ, અને તેની ઉપર માથું કાઢીને ઊભેલી સરસ મજાની શેરડી, અને તેની પેલી પાર દૂર દૂર દિગંતને ચૂમતી નીલવર્ણી વનરેખા—બધું યે જાણે કોઈ એક રૂપકથામાંની સોનાની લાકડીનો સ્પર્શ થતાં, તરતના જાગેલા નવીન સૌન્દર્યની પેઠે, શોભતું હતું; અને નીરવ નીલ આકાશ મુગ્ધ દ્રષ્ટિએ એની સામે જોઈ રહ્યું હતું. આખી સૃષ્ટિ જાણે સજીવ, પ્રકાશિત, નવીનતાથી રચેલી, અને ભરી ભરી બની રહી ગઈ હતી.

તારાપદ નૌકાના છાપરા પર ચડીને સઢની છાયામાં બેઠો. એક પછી એક લીલાં મેદાનો, જળબંબોળ શણનાં ખેતરો, ઝૂંડાં લહેરાવતાં ડાંગરનાં ખેતરો, ઘાટથી ગામમાં જતો સાંકડો રસ્તો, અને ઘટાદાર

ઝાડોની છાયામાં ડૂબેલાં ગામો વગેરે એની નજરે પડવા લાગ્યાં—આ જળસ્થળ અને આકાશ, આ ચારેકોરની ચંચળતા, સજીવતા, ને મુખરતા,—આ ઊંચી નીચી જમીનની વિચિત્રતા, અને નિર્લિપ્ત ફૂરતા, અને આ અતિ વિશાળ નીરવ, નિષ્પલક જગત,—એ બધાની સાથે આ તરૂણ બાલકને ખૂબ નિકટનો સંબંધ હતો. અને છતાં પણ એમાંનું કંઈ પણ એના ચંચળ શરીરને પોતાના સ્નેહબાહુ વડે, ઘડીભર પણ, પકડી રાખવાનો પ્રયાસ કરતું નહોતું. નદીકાંઠે વાછડી પૂંછડી ઊંચી કરીને ભાગે છે, ગામડાનું ટ્ટુ દોરડે બંધાયેલા બે પગે કૂદી કૂદીને ઘાસ ખાય છે, કાળીઓ કોશી માછીમારોની જાળ બાંધવાના વાંસની ઉપરથી, ઝપ કરીને વેગથી પાણીમાં પડીને માછલી પકડે છે, છોકરાઓ પાણીમાં કૂદાકૂદ કરે છે, છોકરીઓ ખડખડ હસીને વાતો કરતી કરતી, છાતીસમાણા પાણીમાં ઊતરી, પહેરેલું વસ્ત્ર પાણીમાં પહોળું કરી બે હાથે તેને ધોઈ લે છે.

આ બધું તે થાક્યા વગર, અજબ કુતૂહલપૂર્વક, બેઠો બેઠો જોતો હતો; પણ કેમે તેની આંખ ધરાતી નહોતી. રોજરોજ આવું જોવા છતાં તેને બધું નિત્ય નિત્ય નવું લાગતું હતું.

નૌકાના તૂતક પર જઈને તારાપદે ધીરે ધીરે ખલાસીઓની સાથે વાતો શરૂ કરી દીધી. વચમાં વચમાં જરૂર પડતાં, ખલાસીઓના હાથમાંથી હલેસાં લઈને જાતે ચલાવવા બેસી જતો. ખલાસીને ચલમ પીવાનો વખત થયો ત્યારે તે જાતે બેસી ગયો, ને તેને છૂટો કર્યો—સઢ ફેરવવાની જરૂર પડી ત્યારે પણ તેણે તે કામ ખૂબ કુશળતાપૂર્વક કરી નાખ્યું.

નમતે પહોરે અન્નપૂર્ણાએ તારાપદને બોલાવીને પૂછ્યું : 'રાતે તું શું ખાય છે?'

તારાપદે કહ્યું : 'જે મળે તે ખાઇ લઉં છું; કોઇકોઇ વાર નથી પણ મળતું.'

આતિથ્ય સ્વીકારની બાબતમાં આ સુન્દર બ્રાહ્મણ બાળકની ઉદાસીનતા જોઇ અન્નપૂર્ણાને બહુ દુઃખ થતું હતું. ખંતડાથી પીવડાવીને આ ઘરબાર વગરના ભટકતા બ્રાહ્મણના છોકરાને સંતુષ્ટ કરવાનું તેને ખૂબ મન હતું. પરંતુ કેવી રીતે તેને સંતોષ થાય તેની કંઇ સમજ પડતી નહોતી.

અન્નપૂર્ણાએ નોકરને બોલાવી ગામમાંથી દૂધ, મીઠાઇ વગેરે મંગાવ્યાં, ને ભારે ધમાધમ કરી મૂકી. તારાપદે પ્રમાણસર આહાર કર્યો, પણ તેણે દૂધ પીધું નહિ.

બહુ ઓછું બોલનારા મતિલાલ બાબુએ પણ તેને દૂધ પીવા માટે ખૂબ આગ્રહ કર્યો.

તેણે ટૂંકમાં જવાબ દીધોઃ 'મને નથી ભાવતું.'

નદી ઉપર બે ત્રણ દિવસ વીતી ગયા. તારાપદ રસોઇ પાણી, અને બજાર ખરીદીથી માંડીને હોડી ચલાવવા સુધીનું તમામ કામ સ્વેચ્છાએ અને આનંદથી કરવા લાગી જતો હતો. જે કંઇ દેખાવ તેની નજરે પડે તે તરફ તરત જ તેની કુતુહલભરી નજર દોડી જતી, જે કંઇ કામ તેના હાથ ઉપર આવી પડે તે કરવા તે સ્વાભાવિક રીતે જ ખેંચાઇ જતો. તેની નજર, તેનો હાથ, અને તેનું મન હમેશાં ચંચળ હતાં. એથી કરીને તે નિત્ય ચંચળ પ્રકૃતિની પેઠે જ્યારે

જુઓ ત્યારે નિશ્ચિંત અને ઉદાસીન હતો, છતાં જ્યારે જુઓ ત્યારે ક્રિયાશીલ હતો.

માણસ માત્રનું પોતાનું સ્વતંત્ર નિવાસસ્થાન હોય છે. પરંતુ તારાપદ તો આ આનંદ નીલાંબરવાહી વિશ્વપ્રવાહનો એક ઉજ્જવળ તરંગ હતો—ભૂત કે ભવિષ્યની સાથે તેને કંઈ સંબંધ નહોતો. નાકની દાંડી સામા સીધેસીધા ચાલ્યા જવું એ જ તેનું એક માત્ર કાર્ય હતું.

બીજી તરફ ઘણા વખત સુધી ઘણી જાતના લોકોની સાથે સંબંધમાં આવવાથી ઘણી જાતની મન બહેલાવનારી કળાઓ તેને હસ્તગત થઇ હતી. કોઇપણ જાતની ચિંતાથી તેનું મન મુક્ત હતું, તેથી એના નિર્મળ સ્મૃતિપટ ઉપર બધી વસ્તુઓ આશ્ચર્યકારક સરળતાથી છપાઇ જતી. પાંચાલી, કથા, કીર્તન, જાત્રાનો અભિનય, આવું તો કેટલુંયે તેને મોઢે હતું.

મતિલાલ બાબુ હમેશના નિયમ મુજબ એક દિવસ સાંજે પોતાની પોતાની સ્ત્રી અને કન્યાને રામાયણ વાંચી સંભળાવતા હતા. કુશલવની વાત ચાલતી હતી. એટલામાં તારાપદને જુસ્સો ભરાઇ આવ્યો. તે નૌકાના છાપરા પરથી નીચે ઊતરી આવીને બોલ્યો: 'ચોપડી રહેવા દો! જુઓ, હું કુશલવનું ગાન કરું છું, તમે સાંભળો!'

આમ કહી તેણે કુશલવનું પાંચાલી ગાન શરૂ કરી દીધું. બંસરીના જેવા અતિ મીઠા ખુલ્લા અવાજે દાશુરાયના અનુપ્રાસોનો ધોધ વહેવા માંડ્યો;—ખલાસીઓ, નૌકાવાળાઓ બધાયે બારણા આગળ આવીને ડોકિયાં કરવા લાગ્યા. નદીકાંઠાના એ સંધ્યાકાશમાં હાસ્ય અને કરુણાનો એક અપૂર્વ સંગીત પ્રવાહ વહેવા લાગ્યો. નદીના બન્ને શાંત કાંઠા સુખરિત બની ગયા, બાજુમાં થઈને જેટલી હોડીઓ ગઇ તે બધીના મુસાફરો પળભર આતુરતાથી આ તરફ કાન માંડી રહ્યા. જ્યારે ગાન

પૂરું થયું, ત્યારે બધાએ વ્યથિત ચિત્તે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી મનમાં મનમાં કહ્યું: 'બસ, એટલામાં પૂરું થઇ ગયું ?'

અન્નપૂર્ણાની આંખો ભીની થઇ આવી હતી. છોકરાને ખોળામાં બેસાડી, છાતી સરસો દાબી તેનું મસ્તક સૂંઘવાનું તેને મન થઇ આવ્યું.

મતિલાલ બાબુ વિચારવા લાગ્યા કે આ છોકરાને જો કોઇ રીતે પાસે રાખી શકું તો પુત્રની ખોટ પૂરી પડે.

માત્ર નાનકડી બાલિકા ચારૂશશીનું મન ઇર્ષ્યા અને દ્વેષથી ભરાઇ ગયું.

: ૩ :

ચારુશશી એનાં માબાપનું એકનું એક સંતાન હતી. માતાપિતાના સ્નેહની એજ એકલી અધિકારિણી હતી. વાત વાતમાં તે રૂંસણાં લેતી, ને જીદ કરતી. ખાવાપીવાની બાબતમાં, કપડાં પહેરવામાં, માથાના વાળ હોળવાની બાબતમાં તેનો પોતાનો સ્વતંત્ર મત હતો, પરંતુ એ મતને વળગી રહેવાની તેનામાં જરાયે સ્થિરતા નહોતી. જે દિવસ ક્યાંક નિમંત્રિત થઈને જવાનું હોય તે દિવસે તેની માને બીક લાગતી કે વખતે છોકરી કપડાંલત્તાંની બાબતમાં પૂરી ન પડી શકે એવી જીદ પકડી બેસશે, ભોગજોગે જો એક વખત એની મરજી મુજબ વાળ ન બંધાયા, તો પછી તે દિવસે ગમે તેટલી વખત વાળ છોડીને ગમે તેટલી રીતે બાંધી આપો, પણ કેમે તેનું મન માનવાનું નહિ; અને છેવટે ભારે રોકકળ મચી જવાની.

બધી જ વાતમાં આવું બનતું હતું, પરંતુ કોઈ કોઈ વખત જો એ ખૂબ ખુશ મિજાજમાં હોય તો એ દશામાં હા ના કરવાની નહિ. તે વખતે એ અતિશય લાડ કરીને એની માને વળગી પડવાની, ને ચુંબન કરી હસી હસાવીને એને મૂંઝી નાખવાની.

આ નાનકડી છોકરી એક અધરા કોયડા જેવી હતી.

આ છોકરી તેના વિચિત્ર હૃદયનો તમામ ગુસ્સો ઢાંકવીને મનમાં મનમાં તારાપદનો તીવ્ર વિરોધ કરવા લાગી. તેણે તેનાં માતાપિતાને પણ બધી બાજુએથી અસ્થિર કરી મૂક્યાં. જમતી વખતે રોવાનું લઈને બેસે, અને ખાવાનું ખરાબ થયું છે કહી ભોજનની થાળી ઠેલી ફેંકી દે; દાસીની ઉપર મારપીટ કરે, વાતવાતમાં વગર કારણે વાંક કાઢે, તારાપદની વિદ્યાકળાઓ જેમ જેમ તેનું અને સૌનું મનોરંજન કરતી જતી હતી, તેમ તેમ તેનો ગુસ્સો વધતો જતો હતો.

તારાપદમાં કંઈ પણ ગુણ છે એ વાતનો સ્વીકાર કરવાની એનું મન ના પાડતું હતું, એટલે તારાપદમાં ગુણ છે એનાં પ્રમાણો જેમ જેમ વધતાં ગયાં, તેમ તેમ ચારુશશીના અસંતોષની માત્રા પણ વધતી ગઈ.

તારાપદે જે દિવસે કુશલવનું ગાન કર્યું તે દિવસે અન્નપૂર્ણાએ ધાર્યું કે સંગીતથી વનનાં પશુ વશ થાય છે તો આજે સંગીતથી મારી દીકરીનું મન જરૂર ગળ્યું હશે. તેણે તેને પૂછ્યું: 'ચારુ, કેવું લાગ્યું?'

કંઈ પણ જવાબ દીધા વગર ચારુએ અત્યંત જોરથી માથું ધુણાવ્યું. એ અભિનયનો ભાષામાં તરજૂમો કરવો હોય તો આવો થાય: 'મને તો જરાયે ગમ્યું નહિ, અને કદી એ કોઈ દહાડો ગમવાનું નથી.'

ચારુના મનમાં ઈર્ષ્યા જાગી છે એમ સમજી ચારુની માતા ચારુના દેખતાં તારાપદ ઉપર સ્નેહ પ્રગટ કરતી નહિ. રાતે વાળુ કરીને ચારુ પહેલી વહેલી સૂઈ જતી, તે પછી અન્નપૂર્ણા નૌકાખંડના બારણા આગળ આવીને બેસતી, મતિબાબુ અને તારાપદ અંદર બેસતા; પછી અન્નપૂર્ણાના આગ્રહથી તારાપદ ગાન શરૂ કરતો.

તારાપદના ગાનથી જ્યારે નદીકાંઠાની વિશ્રામ લેવા ઢળેલી ગ્રામશ્રી રાતના જામતા અંધકારમાં મુગ્ધ અને નિસ્તબ્ધ બની જતી, અને જ્યારે અન્નપૂર્ણાનું કોમળ હૃદય સ્નેહ અને સૌન્દર્ય રસથી છલછલ થતું, ત્યારે ઓચિંતાની ચારુ એકદમ પથારીમાંથી ઊઠી આવીને ગુસ્સામાં રોતી રોતી કહેતીઃ 'મા, તમે લોકો આ શા બરાડા પાડો છો, મને ઊંઘ નથી આવતી!'

પિતામાતા તેને એકલી ઊંઘવા મોકલી તારાપદની પાસે બેસીને સંગીત માણે છે એ ચારુને મન બિલકુલ અસહ્ય બની જતું. બીજી બાજુ આ ઝગારા મારતી કાળી આંખોવાળી બાલિકાની સ્વાભાવિક તીવ્રતા તારાપદને ખૂબ જ નવાઈની વસ્તુ લાગી હતી. તેણે એને વાર્તા સંભળાવી, ગાન ગાઈ, બંસી બજાવી વશ કરવાનો ઘણો પ્રયાસ કર્યો, પરંતુ કોઈ રીતે એમાં ફાવ્યો નહિ!

પરંતુ જ્યારે તારાપદ બપોરે નદીમાં નહાવા પડતો, અને ઊંડા પાણીમાં તેના ગૌરવર્ણા સુકોમળ શરીરે જુદી જુદી રીતે તરતો અને જલદેવતા જેવો દેખાતો, ત્યારે બાલિકા ચારુશીનું કુતૂહલ જાગૃત થયા વગર રહેતું નહિ. આખો દિવસ એ વખતની જ તે રાહ જોયા કરતી, પરંતુ પોતાના અંતરનો આ ઉત્સાહ તે કોઈને યે જણાવા દેતી નહિ; એ વગર ભણ્યે પારંગત થયેલી અભિનેત્રી ઊનનો ગળપટ્ટો ગૂંથવા બેસતી અને વચમાં વચમાં જાણે બિલકુલ ઉપેક્ષાપૂર્વક જોતી હોય તેમ તારાપદની તરવાની લીલા જોઈ લેતી!

: ૪ :

નંદીગ્રામ ક્યારે ચાલ્યું ગયું તેની તાગપદને ખબરે પડી નહિ. મંદમંદ ગતિએ વિશાળ નૌકા નદીની શાખા પ્રશાખાઓમાં થઈને વહી જતી હતી. નૌકામાં સફર કરનારા પ્રવાસીઓના દિવસો પણ આ બધી નદીઓ ઉપનદીઓની પેઠે, શાંત સુન્દર વિચિત્રતાઓમાં, સહજ સ્વાભાવિક શાંત ગતિએ, ધીમા મીઠા કલરોલમાં પસાર થવા લાગ્યા. કોઈને કશી ઉતાવળ નહોતી, બપોરે નહાવાધોવા જમવામાં સારી પેઠે વખત જતો. અને સાંજ પડી ન પડી, ત્યાં તો કોઈ એક મોટા ગામની ભાગોળે, ઘાટની પાસે, તમરાંના ગણગણાટવાળા, આગિયા તાજિયાના ઝગઝગાટવાળા વનની નજીક નૌકા લાંગરવામાં આવતી.

આમ કરતાં કરતાં દશેક દિવસે નૌકા કાંઠાલિયા આવી પહોંચી. જમીનદારને લેવા માટે ઘેરથી પાલખી અને ઘોડો આવ્યો હતો; હાથમાં લાઠીઓ લઈને આવેલા બરકંદાજોએ હવામાં અવાજો, ફરી ફરીને ગામના કાગડાઓને કાંટા કરતા કરી દીધા.

આવી બધી ધમાલમાં વખત જતો હતો, એટલામાં તારાપદ નૌકામાંથી ઝડપથી ઊતરીને એકદમ આખું ગામ ફરી વળ્યો. કોઈને દાદા, તો કોઈને કાકા, કોઈને બહેન તો કોઈને માસી કહીને, બે ત્રણ કલાકમાં એણે ગામની સાથે સ્નેહનું બંધન સ્થાપિત કરી દીધું. કદાચ એને સાચેસાચું કોઈ બંધન હતું જ નહિ એટલે જ આ છોકરો આશ્ચર્યકારક ઝડપથી અને સરળતાથી સૌની સાથે પરિચય બાંધી શકતો હતો.

જોતજોતામાં તારાપદ ગામના તમામ લોકોનાં હૃદય કબજે કરી બેઠો.

આટલી સહેલાઈથી તે સૌનું હૃદય કબજે કરી શકતો હતો તેનું કારણ એ હતું કે તારાપદ સૌની સાથે તેના જ જેવો થઈને સ્વાભાવિક ભાવે ભળી શકતો હતો. તે કોઈપણ જાતના વિશિષ્ટ સંસ્કારો વડે બંધાયેલો નહોતો, તેમ છતાં ગમે તે પરિસ્થિતિમાં ગમે તે કામ કરવા તરફ એનું સ્વાભાવિક વલણ હતું. બાળકની આગળ તે સંપૂર્ણપણે બાળક હતો, અને છતાં તેમના કરતાં શ્રેષ્ઠ અને તેમનાથી જુદો હતો; વૃદ્ધની આગળ તે બાળક નહોતો, તેમ છતાં ઘરડો નહોતો, ગોવાળિયાઓની સાથે તે ગોવાળ હતો, છતાં બ્રાહ્મણ હતો, બધાઓનાં બધાં કામમાં, તે જૂના દોસ્તની પેઠે, અનુભવીની જેમ, હાથ નાખતો, કંદોઈની દુકાને વાત કરતાં કરતાં કંદોઈ કહે: 'દાદાઠાકુર, જરા બેસજો તો, ભાઈ! હું આવું છું,' તારાપદ જરાયે શરમાયા વગર દુકાનમાં બેસે અને એક લૂગડાનો કટકો લઈ મીઠાઈ પરથી માખીઓ ઉડાડે. મીઠાઈ બનાવવામાં પણ તે હોશિયાર હતો, વણવાનું પણ તેને થોડું થોડું આવડતું હતું, અને કુંભારનો ચાકડો ફેરવતાં પણ એને નહોતું આવડતું એમ નહિ.

તારાપદે આખું ગામ કબજે કરી લીધું. માત્ર ગામની એક

છોકરીની ઇચ્છા તે કોઇ રીતે કબજે કરી શક્યો નહિ. તારાપદ જલ્દી ગામમાંથી જતો રહે એવું આ છોકરી ઇચ્છતી હતી એથી જ તારાપદ આ ગામમાં આટલા બધા દિવસ બંધાઇ રહ્યો હતો.

પરંતુ બાલિકાવસ્થામાં નારીના અંતરનું રહસ્ય સમજવું બહુ મુશ્કેલ છે, ચારુશશીએ તે સાબિત કર્યું.

રસોયણ બામણીની છોકરી સોનામણી પાંચ વરસની ઉંમરે વિધવા થઇ હતી. તે ચારુની સખી હતી, અને ચારુની જ ઉંમરની હતી. પણ તેનું શરીર સારું ન હોવાને લીધે, ઘેર આવેલી સખી ચારુને મળવા તે થોડા દિવસ સુધી આવી શકી નહોતી. સાજી થતાં તે જે દિવસે ચારુને મળવા આવી, તે જ દિવસે વગર કારણે, બન્નેને કજીઓ થયો.

ચારુએ ખૂબ મલાવી મલાવીને વાત શરૂ કરી. તેના મનથી એમ કે તારાપદ નામે જે એક પરમરત્ન અમે હમણાં કમાઇ લાવ્યાં છીએ, તેનું વિસ્તારથી વર્ણન કરીને હું સખીનું કુતૂહલ અને વિસ્મય સાતમા લોકમાં ચડાવી દઉં. પરંતુ વાત શરૂ કરતાં જ સોનામણીએ કહી દીધું કે, એ તારાપદને તો હું ઓળખું છું, મારી બાને તે માસી કહે છે, અને હું તેને દાદા કહું છું; એક વખત એ તારાપદે બંસીમાં કીર્તન ગાઇને અમને બધાંને ખુશ ખુશ કરી નાખ્યાં હતાં; વળી મારા કહેવાથી એણે જાતે મને એક વાંસની બંસી પણ બનાવી આપી છે, અને કેટલીયે વખત એ મને ઝાડ પરથી ફૂલ પાડી આપે છે, ને કાંટાળી ડાળીઓ પરથી ફૂલ તોડી આપે છે.

આ સાંભળીને, જાણે હૃદયમાં કોઇએ તપાવેલો સળીઓ ઘોંચી દીધો હોય એવું ચારુને લાગ્યું.

ચારુ સમજતી કે તારાપદ ખાસ અમારો જ તારાપદ છે, એને બહુ છૂપી રીતે સાચવી રાખવાનો છે, બહારના લોકોને તો માત્ર તેની જરાતરા ઝાંખી થાય એટલું જ, બાકી એમને એમનું દર્શન ન થાય, દૂરથી જ એમણે તો એનાં રૂપગુણ જોઈને તેનાં વખાણ કર્યાં કરવાનાં, અને ચારુશશીનાં ઘરનાંને ધન્યવાદ આપવાના!

આવો અદ્‌ભુત દુર્લભ, દૈવવશાત્ હાથ લાગેલો બ્રાહ્મણ કુમાર, સોનામણીને આટલી સહેલાઈથી કેવી રીતે મળી ગયો? અમે જો એને આટલો સાચવીને ન લાવ્યા હોત, આટલો સાચવીને ન રાખ્યો હોત તો શું સોનામણીને એનું મોં પણ જોવા મળત ખરું? પાછી સોનામણી કહે છે કે એ મારા દાદા છે! હં, સોનામણીના દાદા! સાંભળીને મારો તો જીવ બળી જાય!—ચારુના મનની આ દશા હતી.

જે તારાપદને ચારુ મનમાં મનમાં ઈર્ષ્યાનાં બાણથી વીંધી નાખવાનું કરતી હતી, તેના ઉપર પોતાના અધિકારની કલ્પના કરી તે આટલી ચિંતા શા સારુ કરતી હશે?

તે જ દિવસે બીજી એક નજીવી બાબતમાં, સોનામણીની સાથે ચારુને ભારે ઝગડો થઈ ગયો. તે તારાપદના ઓરડામાં ગઈ; તારાપદની વહાલી બંસી ખોળી કાઢી તેની ઉપર નિર્દયપણે કૂદી કૂદીને તેણે તે ભાંગી નાખી.

ચારુ આમ અતિશય ગુસ્સામાં આવીને, તારાપદની બંસી ભાંગી નાખવાના કામમાં લાગેલી હતી, એટલામાં તારાપદે ઘરમાં પ્રવેશ કર્યો. ચારુનું આવું પ્રલય સ્વરૂપ જોઈ તે આભો બની ગયો.

તારાપદે કહ્યું: 'ચારુ, મારી બંસી કેમ ભાંગે છે?'

ચારુએ લાલ લાલ મોંએ, લાલ લાલ આંખે કહ્યું: 'સારું કરું છું, સારું કરું છું!'

આમ કહી ફરી બે ચાર વાંર ભાંગેલી બંસીની ઉપર તેણે પગની લાત મારી; એકદમ તેનું ગળું ઊધડી ગયું; તે જોરથી રોતી રોતી ઓરડામાંથી બહાર જતી રહી.

તારાપદે બંસી ઉપાડીને ફેરવી ફેરવીને જોઈ—હવે તે બિલકુલ નકામી બની ગઈ હતી. વગર કારણે, અને વગર વાંકે, પોતાની આ જૂની બંસીની અકસ્માત આવી દુર્દશા થયેલી જોઈ તેનાથી હસી પડ્યા વગર રહેવાયું નહિ.

ચારૂશશી દિવસે દિવસે તારાપદની નજરે એક પરમ કુતૂહલનો વિષય બનતી જતી હતી.

તારાપદના કુતૂહલનું બીજું પણ ક્ષેત્ર હતું—મતિલાલ બાબુની લાઇબ્રેરીમાં ત્યાં ઢગલાબંધ અંગ્રેજી ચિત્રોની ચોપડીઓ હતી બહારની દુનિયાની સાથે તારાપદને ઠીકઠીક પરિચય થઈ ગયો હતો, પણ આ ચિત્રોની દુનિયામાં તે કોઈ રીતે સંતોષકારક પ્રવેશ કરી શકતો હતો. કલ્પનાની મદદથી પોતાના મનમાં ઘણું ઘણું પૂરું કરી લેતો, પરંતુ એથી એના મનને કોઈ રીતે તૃપ્તિ થતી નહિ.

ચિત્રો તરફનું તારાપદનું આ આકર્ષણ જોઈ એક દિવસ મતિલાલ બાબુએ કહ્યું: 'અંગ્રેજી શીખવું છે? તો તને આ બધાંયે ચિત્રોનો અર્થ સમજાશે.'

તારાપદે તરત જ જવાબ દીધો: 'હા!'

મતિલાલ બાબુ ખૂબ રાજી થઈ ગયા. તેમણે ગામની અંગ્રેજી શાળાના હેડમાસ્તર રામરતન બાબુને દરરોજ સાંજે આ છોકરાને અંગ્રેજી શીખવવા માટે નીમી દીધા.

: ૫ :

તારાપદની સ્મરણશક્તિ પ્રખર હતી; અને ચિત્ત જે કામમાં પડતું તેમાં એકરસ થઈ જતું. આ ગુણો લઈને તેણે અંગ્રેજી શીખવા માંડયું. તે જાણે કોઈ એક નૂતન દુર્ગમ રાજ્યમાં ફરવા નીકળ્યો હોય એવું તેને લાગતું હતું. તેથી પુરાતન સંસારની સાથે તેણે કશો જ સંબંધ રાખ્યો નહિ. ગામના લોકોને હવે તે જોવા મળતો નહોતો.

નમતી સાંજે તે નિર્જન નદી કિનારે ઝડપથી આંટા મારતો, અને પોતાના પાઠ મોઢે કરતો—તે વખતે તેના ભક્ત બાળકો નિરાશ થતા. તેના પાઠમાં વિક્ષેપ નાખવાની તેમની હિંમત ચાલી નહિ.

ચારૂ પણ હમણાંની તેને બહુ જોવા પામતી નહિ. પહેલાં તારાપદ અંતઃપુરમાં જઈને, અન્નપૂર્ણાનાં લાડ ભોગવતો—તેના દેખતાં ખાવા બેસતો; પરંતુ અંદર તો મને બહુ મોડું થઈ જાય છે એમ કહી તેણે મતિબાબુને આગ્રહ કરી, હવે તેણે બહાર પોતાની જમવાની વ્યવસ્થા કરાવી હતી.

અન્નપૂર્ણાને આ ગમ્યું નહોતું, તેથી તેણે તેનો વિરોધ કર્યો હતો, પરંતુ મતિબાબુ છોકરાનો ભણવાનો ઉત્સાહ જોઈ બહુ ખુશ થઈ ગયા હતા, તેથી તેમણે એ નવી વ્યવસ્થા મંજૂર રાખી હતી.

આમ કહી ફરી બે ચાર વાર ભાંગેલી બંસીની ઉપર તેણે પગની લાત મારી; એકદમ તેનું ગળું ઊઘડી ગયું; તે જોરથી રોતી રોતી ઓરડામાંથી બહાર જતી રહી.

તારાપદે બંસી ઉપાડીને ફેરવી ફેરવીને જોઈ—હવે તે બિલકુલ નકામી બની ગઈ હતી. વગર કારણે, અને વગર વાંકે, પોતાની આ જૂની બંસીની અકસ્માત આવી દુર્દશા થયેલી જોઈ તેનાથી હસી પડયા વગર રહેવાયું નહિ.

ચારૂશશી દિવસે દિવસે તારાપદની નજરે એક પરમ કુતૂહલનો વિષય બનતી જતી હતી.

તારાપદના કુતૂહલનું બીજું પણ ક્ષેત્ર હતું—મતિલાલ બાબુની લાઇબ્રેરીમાં ત્યાં ઢગલાબંધ અંગ્રેજી ચિત્રોની ચોપડીઓ હતી બહારની દુનિયાની સાથે તારાપદને ઠીકઠીક પરિચય થઈ ગયો હતો, પણ આ ચિત્રોની દુનિયામાં તે કોઈ રીતે સંતોષકારક પ્રવેશ કરી શકતો હતો. કલ્પનાની મદદથી પોતાના મનમાં ઘણું ઘણું પૂરું કરી લેતો, પરંતુ એથી એના મનને કોઈ રીતે તૃપ્તિ થતી નહિ.

ચિત્રો તરફનું તારાપદનું આ આકર્ષણ જોઈ એક દિવસ મતિલાલ બાબુએ કહ્યું: 'અંગ્રેજી શીખવું છે? તો તને આ બધાંયે ચિત્રોનો અર્થ સમજાશે.'

તારાપદે તરત જ જવાબ દીધો: 'હા!'

મતિલાલ બાબુ ખૂબ રાજી થઈ ગયા. તેમણે ગામની અંગ્રેજી શાળાના હેડમાસ્તર રામરતન બાબુને દરરોજ સાંજે આ છોકરાને અંગ્રેજી શીખવવા માટે નીમી દીધા.

## : ૫ :

તારાપદની સ્મરણશક્તિ પ્રખર હતી; અને ચિત્ત જે કામમાં પરોવાતું તેમાં એકરસ થઈ જતું. આ ગુણો જોઈને તેણે અધિક શીખવા માંડ્યું. તે જાણે કોઈ એક રતન દુર્લભ વાડામાં ફરવા નીકળ્યો હોય એવું તેને લાગતું હતું. તેથી પુરાતન સંસ્કારની સાથે તેણે કશો જ સંબંધ રાખ્યો નહિ. ગામના છોકરાને હવે તે જોવા જતો નહોતો.

નમતી સાંજે તે નિર્જન નદી કિનારે કાંપથી આંટા મારતો, અને પોતાના પાઠ મોઢે કરતો—તે વખતે તેના બધા સાથીઓ નિરાશ થતા. તેના પાઠમાં વિક્ષેપ નાખવાની કોઈની હિંમત થતી નહિ.

ચારુ પણ હમણાંની તેને બહુ જોવા પામતી નહિ. પહેલાં તારાપદ અંતઃપુરમાં જઈને, અન્નપૂર્ણાની પાસે બેસતો—તેના દેખતાં ખાવા બેસતો; પરંતુ અંદર તો મને બહુ મોડું થઈ જાય છે એમ કહી તેણે મતિબાબુને આગ્રહ કરી, હવે તેણે બહાર પોતાની જમવાની વ્યવસ્થા કરાવી હતી.

અન્નપૂર્ણાને આ ગમ્યું નહોતું, તેથી તેણે તેનો વિરોધ કર્યો હતો, પરંતુ મતિબાબુ છોકરાનો અભ્યાસ જોઈ બહુ ખુશ થઈ ગયા હતા, તેથી તેમણે એ નવી વ્યવસ્થા મંજૂર રાખી હતી.

એવામાં ચારૂ પણ ઓચિંતાની હઠ કરી બેઠી કે મારે પણ અંગ્રેજી શીખવું છે. માબાપે પોતાની તરંગી છોકરીની આ વાત સાંભળીને, તેને ગમત સમજી મીઠાશથી હસી નાખી. પરંતુ છોકરીએ એમાં રહેલા ગમતના અંશને દડ દડ આંસુની ધારા વડે તરત જ ધોઈને સાફ કરી નાખ્યો. છેવટે સ્નેહદુર્બળ માતાપિતાએ નિરૂપાય બની છોકરીની માગણીનો ગંભીર ભાવે વિચાર કર્યો, અને તારાપદની સાથે ચારૂને પણ માસ્તરની પાસે ભણવા માટે બેસાડી.

પરંતુ ભણવાગણવાનું આ અસ્થિર ચિત્ત છોકરીના સ્વભાવમાં જ નહોતું. તે પોતે કશું ભણી નહિ, પણ કેવળ તારાપદના ભણતરમાં વિક્ષેપો નાખવા લાગી. તે પાછળ પડી જાય, પાઠ મોઢે કરી લાવે નહિ, છતાં કોઇ રીતે તારાપદને પોતાની આગળ જવા દેવા તૈયાર થાય નહિ. તારાપદ તેને પડતી મૂકી નવો પાઠ લેવા જાય તો તે જબરા ધમપછાડા કરવા લાગે, એટલે સુધી કે રોકકળ કરવાનું પણ છોડે નહિ. તારાપદ એક ચોપડી પૂરી બીજી નવી લાવે તો તેને પણ એ જ નવી ચોપડી લાવી આપવી પડે. તારાપદ નવરાશના વખતે પોતાના ઓરડામાં બેઠો બેઠો લખતો, કે પાઠ પાકા કરતો, એ આ ઈર્ષ્યાખોર છોકરીથી સહન થતું નહિ. તે છૂપી રીતે તારાપદના લખેલામાં શાહી ઢોળી આવતી, અને કલમ છુપાવી દેતી, એટલું જ નહિ, પણ વાંચવાનો પાઠ જ ફાડી નાખતી.

તારાપદ આ છોકરીનાં અનેક તોફાનો ને અત્યાચારો મૂગો મૂગો સહન કરતો, ન સહેવાય ત્યારે તેને મારતો, પરંતુ કોઈ રીતે તે તેને કબજામાં રાખી શકતો નહિ.

દૈવવશાત એક ઉપાય જડી ગયો. એક દિવસ તારાપદ ખૂબ ચીડાયો હતો, પણ કંઈ ઉપાય ન જડવાથી, શાહીના ડાઘાવાળું લખેલું પાનું ફાડીને ફેંકી દઇ તે ખિન્ન બની બેઠો હતો.

ચારૂ બારણા આગળ આવીને વિચાર કરતી હતી કે આજે માર પડશે. પરન્તુ તેની આશા પૂરી થઇ નહિ. તારાપદ એક અક્ષરે બોલ્યો નહિ, માત્ર મૂગો મૂગો બેસી રહ્યો.

ચારૂ ઓરડાની અંદર ને બહાર મારી મારી ફરવા લાગી. વારંવાર એ તારાપદની એટલી બધી પાસે ગઇ કે તારાપદે ધાર્યું હોત તો અનાયાસે એની પીઠે એ એક ધબ્બો લગાવી શક્યો હોત. પરંતુ એવું કંઇ પણ કર્યા વગર તે માત્ર ગંભીર થઇને બેસી રહ્યો.

ચારૂ મહામુસ્કેલીમાં પડી. માફી કેવી રીતે મગાય એ વિદ્યા તો એ કદી શીખી જ નહોતી, તેમ છતાં એનું પસ્તાતું નાનકડું હૃદય એના સહાધ્યાયીની ક્ષમા માગવા માટે વ્યાકુળ બની ગયું. છેવટે કોઈ જ ઉપાય ન જડવાથી ફાટેલા કાગળનો એક ટુકડો લઇને, એણે તારાપદની પાસે બેસી, એ ટુકડામાં ખૂબ મોટા મોટા અક્ષરે લખ્યું: 'હવે હું કદી પણ નોટમાં શાહી નહિ કરું!'

લખી રહ્યા પછી, તે તરફ તારાપદનું ધ્યાન ખેંચવા માટે તેણે અનેક હાવભાવ કર્યા. એ જોઇ તારાપદ હસવું દબાવી શક્યો નહિ, એ હસી પડ્યો!

આ જોઇ છોકરી શરમ અને ક્રોધમાં એકદમ ઓરડામાંથી બહાર નાસી ગઇ, જે કાગળના ટુકડા ઉપર તેણે પોતાને હાથે પોતાની દીનતા જાહેર કરી હતી તે ટુકડાનો ત્રણે કાળમાંથી અને અનંત જગતમાંથી નાશ કરી શકાય, તો જ તેના હૃદયનો ભયંકર ક્ષોભ મટે.

આ તરફ શરમાળ સોનામણી એક બે વખત આવી હતી, પણ

બંનેને ભણવા બેઠેલાં જોઇ, અધ્યયન શાળામાં ડોકિયું કરી એ પાછી વળી ગઇ હતી. સખી ચારુશશીની સાથે તેને બધી વાતે ખૂબ સ્નેહ હતો. પરંતુ તારાપદની બાબતમાં તે ચારુ પ્રત્યે ખૂબ ભય અને સંદેહની નજરે જોતી. ચારુ અંતઃપુરમાં હોય તેવે વખતે જ સોનામણી બીતી બીતી તારાપદના બારણા આગળ આવીને ઊભી રહેતી.

તારાપદ ચોપડીમાંથી મોં કાઢી સ્નેહથી કહેતોઃ 'કેમ સોના! શા ખબર છે? માસી કેમ છે?'

સોનામણી કહેતીઃ 'ઘણા દિવસથી આવતા નથી, એટલે માએ તમને બોલાવ્યા છે. માને કમરમાં દુઃખે છે, નહિ તો એ અહીં આવત!'

આવે વખતે ઓચિંતાની ચારુ આવીને હાજર થઈ જતી! સોનામણી ગભરાઇ જતી. છૂપી રીતે પોતાની સખીની મિલકત ચોરી જવા પોતે આવી હોય એવું તેને લાગતું!

ચારુ અવાજ સપ્તમ પર ચડાવી, ડોળા કાઢીને કહેતીઃ 'હે સોના! તું વાંચવાના વખતે ગરબડ કરવા આવી છે, કેમ? હું હમણાં જ જઇને બાપાને કહી દઉં છું!'

જાણે પોતે તારાપદની મોટી વડીલ હોય, અને જાણે તારાપદના અભ્યાસમાં લેશમાત્ર પણ વિક્ષેપ ન થાય એની એ રાત દિવસ ચિંતા કરતી હોય એવી રીતે એ બોલતી.

પરંતુ એ પોતે શા હેતુથી આવે અસમયે તારાપદના અભ્યાસ-ખંડમાં આવી પહોંચી હતી તે એના અંતર્યામીથી અજાણ્યું નહોતું, અને તારાપદને પણ એની બરાબર ખબર હતી. પરંતુ બિચારી સોનામણી ભૂખ ભી જતી, ને તરત જ કંઇકંઈ જૂઠાં બહાનાં ઉપજાવી કાઢતી.

છેવટે જ્યારે ચારૂ તેને તિરસ્કારપૂર્વક 'જૂઠ્ઠી!' કહીને પડકારતી, ત્યારે તે શરમાઈને, ખીને, હારીને, મનમાં દુઃખી થઈને પાછી ફરતી.

એ જોઈ તારાપદનું હૃદય ભરાઇ આવતું. તે તેને બૂમ પાડીને કહેતો: 'સોના, આજે હું તારે ઘેર આવીશ.'

ચારૂ નાગણની પેઠે છંછેડાઈને બોલતી: 'જાઓ તો ખરા! ભણવુંગણવું નહિ હોય કેમ? હું માસ્તર મશાયને કહી દેવાની!'

ચારૂની આ ધમકીથી બીન્યા વગર તારાપદ એકાદ બે દિવસ સાંજે બામણીને ઘેર ગયો હતો. ત્રીજી કે ચોથી વખત તે જવાનો હતો, ત્યારે ચારૂએ ખાલી ધમકી ન આપતાં, ગુપચુપ આવીને બહારથી તારાપદના ઓરડાનું બારણું બંધ કરી સાંકળ લગાવી દીધી; પછી માની માસલ્લાની પેટીનું તાળું લાવીને લગાવી દીધું.

રાત પડતા સુધી તારાપદને આમ કેદીની હાલતમાં રાખીને, વાળુ વખતે તેણે બારણું ઉઘાડ્યું. તારાપદને બહુ ખોટું લાગ્યું હતું. તે કશું બોલ્યો નહિ, ખાધા વગર તે પાછો ચાલ્યો જતો હતો, ત્યાં પસ્તાવાથી વ્યાકુળ બનેલી બાલિકાએ હાથ જોડી ફરીફરીને તેને વિનંતિ કરવા માંડી: 'તમને પગે પડું—ફરી આવું નહિ કરું! તમને પગે પડું, તમે ખાઈ લો!'

આટલું કરવા છતાંયે જ્યારે તારાપદે માન્યું નહિ, ત્યારે તેણે વિહ્વળ બની રોવા માંડ્યું. તારાપદ મુસ્કેલીમાં પડી પાછો ફરીને ખાવા બેઠો.

ચારૂએ કેટલીયે વાર મનમનથી પ્રતિજ્ઞા કરી હતી કે હવે હું તારાપદની સાથે સારો વર્તાવ રાખીશ, હવે કદી પણ તેને જરા પણ નહિ ચીડવું. પરંતુ સોનામણી વગેરે બે પાંચ જણાં વચમાં આવી

પડવાથી તેનો મિજાજ કોણ જાણે ક્યારે ને કેવી રીતે બગડી જાય છે તેની તેને ખબર પડતી નથી.

થોડા દિવસ ચારૂ ઉપર ઉપરથી બિલકુલ શાંત દેખાતી ત્યારે તારાપદને કઇ ઘડીએ બળવો ફાટી નીકળશે તેની ગણતરીમાં રહેવું પડતું. કારણ કે હુમલો અકસ્માત કયે નિમિત્તે કઇ દિશાએથી આવશે તે કંઇ કહેવાય નહિ. એકદમ પ્રચંડ વાવાઝોડું ધસી આવે, વાવાઝોડાની પછી ધોધમાર અશ્રુધારા પડે, ને એની પછી પ્રસન્ન સ્નિગ્ધ શાંતિ આવે.

: ૬ :

આવી રીતે લગભગ બે વરસ વીતી ગયાં. આટલો લાંબો વખત તારાપદ, આ પહેલાં, કદી પણ, ક્યાંય પણ બંધાઈ રહ્યો નહોતો. કદાચ અભ્યાસની અંદર તેનું મન કોઈ અપૂર્વ આકર્ષણથી બંધાઈ ગયું હશે. કદાચ ઉંમરના વધવા સાથે તેના સ્વભાવમાં પણ ફેરફાર થવા માંડયો હોય, અને સ્થાયી થઈ બેસીને સંસારનાં સુખ સગવડ ભોગવવા તરફ એનું મન વળ્યું હોય. કદાચ તેની સહાધ્યાયિની બાલિકાનાં તોફાનોમાં ચમકતું સૌન્દર્ય, ખબર ન પડે તેવી રીતે, તેના હૃદય ઉપર અધિકાર જમાવવા લાગ્યું હોય.

આ તરફ ચારુને અગિયાર વરસ પૂરાં થઈ ગયાં હતાં. મતિબાબુએ પોતાની દીકરીને લાયક બે ત્રણ સારા વર શોધી કાઢયા હતા. કન્યાની ઉંમર થઈ છે એ જોઈ મતિબાબુએ તેનું અંગ્રેજી ભણવાનું બંધ કરી દીધું, અને અંતપુરમાંથી બહાર નીકળવાની પણ તેને મના કરી દીધી.

ઓચિંતાનો આ અંતરાય ઊભો થતાં ચારુએ ઘરમાં ભારે તોફાન મચાવી દીધું.

તેવામાં એક દિવસે અન્નપૂર્ણાએ મતિબાબુને બોલાવીને કહ્યું: ‘ વરની તમે કેમ આટલી શોધાશોધ કરો છો? તારાપદ શું ખોટો છે? અને તમારી છોકરીને પણ એ ગમી ગયો છે.’

આ સાંભળી મતિબાબુ બહુ નવાઈ પામી ગયા. તેમણે કહ્યું: ‘એ તે કદી બને? તારાપદનું કુળ કેવું છે, ઘર કેવું છે, કશી કોઇને ખબર નથી. મારી સાત ખોટની દીકરીને હું સારા ઘરમાં આપવા માગું છું!’

એક દિવસ રાયડાંગાના બાબુઓને ઘેરથી કન્યાને જોવા માણસો આવ્યા ચારૂને શણગારીને બહાર કાઢવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. પણ તે શયનખંડનું બારણું બંધ કરીને અંદર બેસી રહી—કેમે બહાર નીકળી જ નહિ.

મતિબાબુએ બહાર ઊભાં ઊભાં ખૂબ આજીજી કરી, ઠપકો દીધો, પણ તેનું કશું યે પરિણામ આવ્યું નહિ. છેવટે, બહાર આવીને રાયડાંગાના દૂતોની આગળ તેમને જૂઠું બોલવું પડયું કે છોકરીને એકદમ ખૂબ તાવ ચડી આવ્યો છે, એટલે આજે દેખાડવાનું નહિ બને.

એ લોકોએ ધાર્યું કે છોકરીમાં નક્કી કંઇક ખોડ છે; એ વગર આવી ચતુરાઈ કરવાની જરૂર ન પડે!

હવે મતિબાબુને પણ વિચાર આવ્યો કે તારાપદ બોલવે ચાલવે બધી રીતે સારો છે; એને હું ઘરજમાઈ કરીને રાખી શકીશ. પછી મારી એકની એક છોકરીને પારકે ઘેર જવું નહિ પડે. વળી છોકરી એવી તોફાની, મિજાજી, ને જીદ્દી છે કે એની હઠીલાઇ સ્નેહને લીધે

હું ઘોળીને પી જાઉં એ ભલે, પણ સાસરામાં કોઈ એ સહન નહિ કરે.

પતિ પત્ની વચ્ચે આ વિષે લાંબી વાતો ચાલી. છેવટે તેમણે તારાપદના દેશમાં તેના કુળ વગેરે વિષે ખબર કાઢવા માણસો મોકલ્યા. સમાચાર આવ્યા કે કુળ સારૂં છે, પણ ખૂબ ગરીબ છે.

પછી મતિબાબુએ તારાપદની મા અને ભાઈઓની આગળ તારાપદના લગનની વાત મુકાવી. એ લોકોએ ખુશ ખુશ થઈ જઈને એકદમ સંમતિ આપી દીધી.

કાંઠાલિયાના મતિબાબુ અને અન્નપૂર્ણા લગન ક્યારે લેવા તેની વાતો કરવા લાગ્યાં, પરંતુ મતિબાબુ સ્વભાવે ગુપ્તતાપ્રિય હતા, તેમણે વાત છૂપી રાખી.

ચારૂને બાંધી રાખી શકાય નહિ. તે ઘણી વખત તારાપદના અભ્યાસ ખંડમાં જઈ પહોંચતી; અને કોઇ વખત ગુસ્સો બતાવીને તો કોઇ વખત વહાલ કરીને, તો કોઈ વખત મોં ચડાવીને તે તેના અભ્યાસની શાંતિનો એકદમ ભંગ કરી નાખતી, આથી કરીને એ સ્વતંત્ર સ્વભાવના નિર્લિપ્ત બ્રાહ્મણ બાળકના ચિત્તમાં કોઈ કોઈ વખત વીજળીના ચમકારાની પેઠે કોઇ અપૂર્વ ચંચળતા ચમકી જતી! જેનું હળવું ફૂલ મન, કોઈની પણ પરવા કર્યા વિના હમેશાં કાલ-પ્રવાહનાં મોજાંને માથે ચડીને આગળ ને આગળ વધ્યું જતું હતું, તે આજકાલ ઘડીએ ઘડીએ અસ્થિર બનીને, વિચિત્ર દીવાસ્વપ્નોમાં ઘેરાતું જતું હતું. કોઈ કોઈ વખત ભણવું ગણવું પડતું મેલી તે મતિબાબુની લાઇબ્રેરીમાં જઈને ચોપડીઓનાં ચિત્રો ઉથલાવ્યા કરતો. એ ચિત્રોનું ચિત્તમાં મિશ્રણ થતાં જે કલ્પના લોકની સૃષ્ટિ થતી તે પહેલાંના કરતાં બિલકુલ જુદી અને વધારે રંગીન હતી. ચારૂની અદ્દભુત વર્ણણું હ-

જોઇ તે હવે પહેલાંની પેઠે એકદમ તેની મજાક કરી શકતો નહિ, ચાર હેરાન કરે તો પણ હવે તેને મારવાનો વિચાર તેના મનમાં પણ આવતો નહિ. પોતાની અંદર થયેલું આ ગૂઢ પરિવર્તન જોઈ, અને પોતાને આવી આસક્તિ થયેલી જોઈ તેને ખૂબ નવાઈ લાગતી, અને જાણે પોતે કોઈ નવીન સ્વપ્ન જોઈ રહ્યો હોય એવો એને ભાસ થતો.

શ્રાવણ મહિનામાં લગ્નનો શુભ દિવસ નક્કી કરી, મતિબાબુએ તારાપદની માને અને ભાઈઓને તેડવા માણસો મોકલ્યા. પણ તારાપદને તે જાણવા દીધું નહિ. કલકત્તાના આડતિયાને સરસામાનની યાદી મોકલી આપી, તથા વાજાંવાળાની સાથે નક્કી કરવાનો તેને હુકમ કર્યો.

આકાશમાં નવવર્ષાનાં વાદળાં ચમક્યાં. ગામની નદી આટલા દિવસ સુકાઇ ગયેલી હતી, વચમાં વચમાં માત્ર થોડાક ધરા પડી ગયેલા હતા; નાની નાની હોડીઓ એ કાદવિયા પાણીમાં ભરાઇ રહેલી હતી. સૂકી નદીમાં થઈને બળદગાડાં જતાં હતાં, તેથી ઊંડો ગાડાચીલો પડી ગયો હતો.

એવામાં એક દિવસ, પિતૃગૃહથી પાછી આવેલી પાર્વતીની પેઠે કોણ જાણે ક્યાંથી ધસમસતી ધારા કલરોલ મચવતી, ગામના સૂના હૃદયમાં આવીને ઊતરી. નાગાં છોકરાં નદી કાંઠે આવીને મોટેથી અવાજ કરતાં નાચવા લાગ્યાં; તેમનો આનંદ માતો નહોતો; વારંવાર પાણીમાં કૂદી પડી જાણે તેઓ નદીને વહાલથી ભેટવા જતાં હતાં. નદીકાંઠાની ઝૂંપડીઓમાં રહેનારાંઓ પોતાની પરિચિત પ્રિયસંગિનીને જોવા બહાર ધસી આવ્યાં. શુષ્ક નિર્જીવ ગામની અંદર કોણ જાણે ક્યાંથી એક પ્રબળ વિપુલ પ્રાણનું મોજું ફરી વળ્યું. દેશવિદેશથી લદાઈને નાની મોટી અનેક હોડીઓ આવવા લાગી.—બજારનો ઘાટ સાંજે પરદેશી હોડીવાળાઓના સંગીતથી મુખરિત બની જવા લાગ્યો.

બંને કાંઠાનાં ગામડાંના લોકો, આખું વરસ પોતાના એક ખૂણામાં પોતાનું નાનકડું ઘર સંભાળી, એકલાં દિવસો પૂરા કરે છે, પરંતુ ચોમાસામાં બહારની વિશાળ પૃથ્વી ચિત્ર વિચિત્ર માલ લઈને, ભગવા રંગના જળ-રથ ઉપર ચડીને, આ ગ્રામકન્યાઓના ખબર પૂછવા આવે છે. તે વખતે દુનિયાની સાથેના સગપણના ગર્વે, થોડાક દિવસ તો તેમની ક્ષુદ્રતા હટી જાય છે, બધું સજીવ, ચંચળ અને જાગૃત બની જાય છે, અને મૂગા પડેલા દેશમાં દૂરદૂરના દેશના અવાજો આવીને ચારે દિશાના આકાશને ભરી દે છે.

આવે વખતે કુડુલકાટાના નાગબાબુઓના તાલુકામાં પ્રખ્યાત રથયાત્રાનો મેળો ભરાવાનો છે. સાંજે તારાપદે ઘાટ પર જઈને જોયું તો કેટલી યે નૌકાઓ જાતજાતનો માલ અને સરસામાન લઈને જોરથી વહેતા પ્રવાહમાં દોડતી મેળા તરફ જઈ રહી હતી. કલકત્તાની નાચગાન કરનારી એક મંડળી જોરથી અવાજ કરી દ્રુત તાલમાં વાદ્યો વગાડતી જતી હતી, નાટકવાળાઓ ગાન ગાતા જતા હતા, પશ્ચિમ દેશની નૌકાઓના ખલાસીઓ ગાતા નહોતા, પણ મંજીરા ને કરતાલ લઈને ઉન્મત્ત આનંદથી, ખચખચ અવાજ કરી આકાશને ચીરી નાખતા હતા.

ઉશ્કેરાટનો પાર નહોતો. જોતજોતામાં પૂર્વ ક્ષિતિજમાંથી ગાઢ વાદળાં, વિશાળ કાળો સઢ ચડાવીને, આકાશની વચ્ચોવચ્ચ આવી પહોંચ્યાં. ચંદ્રમા ઢંકાઈ ગયો. પૂર્વમાંથી પવન જોરથી વહેવા માંડયો. વાદળાંએ દોડાદોડ કરી મૂકી, નદીનું પાણી ખળખળ હાસ્ય કરી ઉભરાઈ પડવા લાગ્યું. નદીકાંઠાનાં વનોમાં અંધારું ગાઢ બની ગયું, દેડકાંએ ડરાઉં ડરાઉં કરવા માંડયું, તમરાં જાણે કરવત વડે અંધકારને ચીરવા લાગ્યાં,—આંખ આગળ આજે જાણે આખી દુનિયાની રથયાત્રા ચાલી રહી હોય એવું લાગતું હતું—પૈડાં ફરતાં હતાં, ધજાઓ ઊડતી હતી, ધરતી કાંપતી હતી; વાદળાં દોડતાં હતાં, પવન છૂટતો હતો, નદી વહેતી હતી, નૌકાઓ ચાલતી હતી, ગાન ચગ્યું

હતું; જોતજોતામાં ગડુડુડુ અવાજ સાથે વાદળાં ગાજી ઊઠયાં, આકાશને ચીરી નાખતી હોય તેમ વીજળીના કોરડા વીંઝાવા લાગ્યા, અને દૂર દૂરના અંધકારમાંથી મૂશળધાર વરસાદની ગંધ આવવા લાગી.

માત્ર નદીના એક કાંઠે એક તરફ કોંઠાલિયાં ગામ પોતાના ઘરનાં બારણાં બંધ કરીને દીવો હોલવી નાખી, શાંતિથી ઊંઘવા લાગ્યું.

બીજે દિવસે તારાપદની માતા અને ભાઈઓ કોંઠાલિયામાં આવી પહોંચ્યાં. બીજે દિવસે કલકત્તાથી, અનેક સામગ્રીઓથી લદાઈને ત્રણ મોટી નૌકાઓ આવી પહોંચી અને કોંઠાલિયાના જમીનદારના સરકારી ઘાટ પર લાંગરી. બીજે દિવસે સવારે વહેલી વહેલી સોનામણી પડિયામાં આચાર લઈને, બીતી બીતી તારાપદના અભ્યાસખંડના બારણા આગળ આવીને ચૂપ થઈ ઊભી—

પરંતુ બીજે દિવસે તારાપદ દેખાયો નહિ. સ્નેહ, પ્રેમ, અને સગપણનું ષડયંત્રી બંધન તેને ચારેબાજુથી બરાબર બાંધી લે તે પહેલાં જ, આખા ગામનું હૃદય ચોરીને, ચોમાસાની મેઘની રાતે એ બ્રાહ્મણ બાલક, આસક્તિવિહીન ઉદાસીન માતા વિશ્વ-પૃથ્વીની પાસે ચાલ્યો ગયો હતો.

# 'કોણ એ? કોણ એ? કોણ એ રે?'

'દાક્તર! દાક્તર!'

'હેરાન હેરાન કરી નાખ્યા આટલી આખી રાત—'

આંખો ઉઘાડીને જોઉં તો અમારા જમીનદાર દક્ષિણાચરણજી આવ્યા હતા! ધડ ફડ ઊભા થઈ જઈને, પીઠ વગરની ખુરશી ખેંચી લાવી મેં એમને બેસાડ્યા, અને ઉદાસ ચહેરે એમની સામે જોઈ રહ્યો.

ઘડિયાળમાં જોયું તો એ વખતે અઢી વાગ્યા હતા!

દક્ષિણાચરણબાબુનું મોં ફિક્કું પડી ગયેલું હતું. તેમણે ફાટેલી આંખે કહ્યું: 'આજે રાતે પાછી, ફરીને એવી પીડા શરૂ થઈ છે—તમારી દવાની કંઈ અસર થઈ નહિ.'

મેં કંઈક સંકોચ પામી કહ્યું: 'આપે કદાચ દારૂની માત્રા ફરી વધારી દીધી હશે.'

દક્ષિણાચરણ બાબુએ ખૂબ ચીડાઈને કહ્યું: ' એ તમારો મોટો ભ્રમ છે. દારૂ નથી, પહેલેથી બધી વાત નહિ સાંભળો ત્યાં લગી ખરા કારણની તમને સમજ પડવાની નથી.'

તાકામાં એક નાનકડા પતરાના ડબલામાં કેરોસિનનો ઝાંખો દીવો બળતો હતો; મેં તેની વાટ વધારી, અજવાળું જરાક થયું, પણ ધુમાડો ઘણો નીકળવા માંડયો.

શરીરે ચાદરે વીંટાળી, હું એક છાપું પાથરેલી પેટી ઉપર બેસી ગયો.

દક્ષિણાચરણ બાબુએ બોલવા માંડયું:

' મારી પહેલીવારની સ્ત્રી તો કંઈ સ્ત્રી હતી! એવી ગૃહિણી ભાગ્યે જ કદી જોવા મળે. પરંતુ તે વખતે મારી ઉંમર વધારે નહોતી. સ્વભાવથી જ હું જરા વધારે રંગીલો હતો, અને એમાં પાછો કાવ્યશાસ્ત્રીનો સારી પેઠે અભ્યાસ કર્યો હતો, એટલે નર્યા ગૃહિણીપદ તરફ મારું મન ખેંચાતું નહિ.

કાલિદાસનો પેલો શ્લોક આખો વખત યાદ આવ્યા કરતો—

गृहिणी सचिवः सखी मिथः
प्रियशिष्या ललिते कलाविधौ ।

પરંતુ મારી ગૃહિણીની આગળ લલિત કલાવિધિનો ઉપદેશ વગીરે ચાલતો નહિ, અને સખીભાવે કંઈ પ્રણય સંભાષણ કરવા જાઉં તો તે હસીને ઉડાવી દેતી. ગંગાના પ્રવાહમાં જેમ ઇન્દ્રના ઐરાવતનું કાંઈ ચાલ્યું નહોતું, તેવી રીતે એના હસતા મોં આગળ કાવ્યોનાં મોટાં મોટાં ઢેફાં, અને મીઠી મીઠી લાડની વાતો પલકમાં અસ્થિર થઈને તણાઈ જતી.

એનામાં હસવાની કોઈ અદ્ભુત શક્તિ હતી.

એ પછી, આજે ચાર વરસથી મને ભયંકર રોગ લાગુ પડ્યો. જ્વરવિકાર થઈ ગયો, અને હું મરવા પડ્યો હતો. બચવાની કોઈ આશા નહોતી. એક દિવસ એવું બન્યું કે દાક્તરે પણ હાથ ધોઈ નાખ્યા.

એવામાં મારો એક સગો કોણ જાણે ક્યાંથી કોઈ એક બ્રહ્મચારીને તેડી લાવ્યો; તેણે ગાયના ઘીની સાથે કોઈ મૂળાડું ઘસીને મને પીવડાવી દીધું. એ દવાના ગુણથી હો કે પછી મારા નસીબે હો, હું એ વખતે તો બચી ગયો.

મારી માંદગીમાં મારી સ્ત્રી રાત ને દિવસ ખડે પગે મારી સેવા ચાકરી કરતી, દિવસોના દિવસો લગી, એ એટલી અબળાએ પોતાની સાધારણ શક્તિ વડે, ખરેખરા ઝનૂનથી, બારણામાં આવીને ઊભેલા યમના દૂતોની સામે સતત યુદ્ધ કર્યું હતું. એના સમસ્ત પ્રેમે, સમસ્ત હૃદયે, એકેએક કોશીષ કરીને, મારા આ નાલાયક જીવને, ધાવણા બાળકની પેઠે બેય હાથે પકડીને છાતીએ વળગાડી રાખ્યો હતો. નહિ ખોરાક, નહિ ઊંઘ; જગતની બીજી કોઈ પણ બાબતમાં તેનું જરા સરખું ધ્યાન નહોતું.

છેવટે, જમના દૂતો, હારેલા વાઘની પેઠે પોતાના મોંનો કોળીઓ બનેલા મને, ફેંકીને જતા રહ્યા, પરંતુ જતાં જતાં તેઓ મારી સ્ત્રીને જોરથી એક પંજો મારતા ગયા.

મારી સ્ત્રી તે વખતે ગર્ભવતી હતી, તેણે થોડા વખત પછી એક મૃત બાળકને જન્મ આપ્યો. તે પછીથી તેને અનેક જાતથી અટપટી બીમારી શરૂ થઈ ગઈ. હવે મેં તેની સેવા કરવા માંડી. પરંતુ એ જોઈને તો તે ગભરાઈ ગઈ.

તે કહે: 'આહ! આ શું કરો કરો છો? લોકો શું કહેશે? આવી રીતે રાતદિવસ તમે મારા ઓરડામાં આવશો નહિ!'

જાણે હું પોતે પંખો ખાતો હોઉં એનો દેખાવ કરી રાતે હું તેને તાવ આવેલો જોઈ જરા પવન નાખવાનું કરું તો ભારે ધમાધમ મચી જતી. તેની સેવા કરવામાં જો કોઈ દિવસ મારા જમવાના સમયમાં દશ મિનિટ પણ મોડું થઈ જાય તો એ કેટલી આજીજીઓ કરતી, આગ્રહ કરતી, ને કેટલું વઢતી! જરાક પણ સેવા કરવા જાઉં તો એ ગુસ્સે થઈ જતી. તે કહેતી: 'પુરુષ આદમીએ આટલા બધા વેવલા થવું સારું નહિ!'

અમારું એ વરાનગરનું ઘર તમે કદાચ જોયું હશે, ઘરની સામે બાગ છે, ને બાગની સામે જ ગંગાજી વહે છે, અમારા શયનખંડની નીચે જ, જમણી તરફ થોડી જમીન હતી, ત્યાં મારી સ્ત્રીએ જાતે, પોતાને મનપસંદ એક નાનકડો બગીચો બનાવ્યો હતો, આખા યે બાગમાં એટલો જ એ બાગ અત્યંત સાદો ને બિલકુલ દેશી ઢબનો હતો. એનો અર્થ એ કે તેમાં ગંધ કરતાં રંગ પૂર બહારમાં હતો, ફૂલો કરતાં પાંદડાંની વિચિત્રતા વધારે હતી; અને કુંડામાં મામુલી છોડવાની પાસે લાકડી પર કાગળમાં લખેલાં લેટિન નામની ધજાઓ ઊડતી નહિ. જાઈ, જૂઈ, મોગરો, ગુલાબ, રજનીગંધાનું પ્રમાણ વધારે હતું, એક મોટા બકુલ ઝાડની નીચે સફેદ આરસનો ઓટલો કરેલો હતો. સાજી હતી ત્યારે તે દરરોજ બે વખત જાતે ઊભી રહીને તે જગા ધોવડાવીને સાફ કરાવતી. ઉનાળામાં ફુરસદના વખતે સાંજે એ ત્યાં જ બેસતી, ત્યાંથી ગંગાનું દર્શન થતું, પરંતુ ગંગા પરથી તેને કોઈ જોઇ શકતું નહિ.

ઘણા દિવસ આવી રીતે પથારીવશ રહ્યા પછી એ દિવસ ચૈત્ર મહિનાની શુક્લપક્ષની સાંજે એણે મને કહ્યું: 'ઘરમાં ભરાઈ રહેવાથી

મારો જીવ ગભરાય છે; આજે જરા મારા એ બગીચામાં જઈને બેસવાનું મન થયું છે.’

ખૂબ કાળજીપૂર્વક તેને ટેકો આપી, ધીરે ધીરે ચલાવી બકુલ ઝાડની નીચેના પેલા પથ્થરના ઓટલા પર લઈ જઈને મેં સુવાડી. મારા જ ખોળા ઉપર હું એનું માથું રાખી શકત, પરંતુ એને એ બહુ અજુગતું આચરણ લાગશે એવી મને ખબર હોવાથી, એક ઓશીકું લાવી મેં તેના માથાની નીચે મૂક્યું.

એક બે, એક બે કરીને બકુલ ફૂલ ખરવા માંડ્યાં અને ડાળીઓમાંથી ચળાઈને ચાંદની તેના મૂક મોં ઉપર પડવા લાગી. ચારે તરફ શાંતિ હતી, એ ગાઢ સુગંધીવાળા છાયા પ્રકાશમાં હું એની બાજુમાં મૂગો મૂગો એના મોં સામે જોતો બેસી રહ્યો હતો, એની સામે જોતાં મારી આંખો ભરાઈ આવી હતી.

હું ધીરે ધીરે તેની નજીક આવ્યો—મારા હાથમાં તેનો તાવવાળો દૂબળો હાથ લીધો, તેણે કંઈ વિરોધ કર્યો નહિ.

થોડીવાર આવી રીતે ચુપચુપ બેસી રહ્યા પછી મારું હૃદય ઉભરાઈ આવ્યું. હું બોલી ઊઠ્યો : ‘ તારો પ્રેમ હું કદી નહિ ભૂલી શકું ! ’

તરત જ મને સમજાયું કે આવું બોલવાની કશી જરૂર નહોતી. મારી સ્ત્રી હસી પડી.

એ હાસ્યમાં લજ્જા હતી, સુખ હતું અને કાંઈક અવિશ્વાસ હતો,—અને એમાં તીવ્ર પરિહાસ પણ ઓછો નહોતો. જવાબમાં એક અક્ષરે કહ્યા વગર, માત્ર એ હાસ્ય દ્વારા જ તેણે મને કહી દીધું કે કદી નહિ ભૂલવાનું કદી પણ સંભવિત નથી, અને એવી હું આશા રાખતી પણ નથી.

આ અતિ મધુર અને અતિ તીક્ષ્ણ હાસ્યની મને બીક લાગતી હતી. તેથી હું કદી પણ મારી સ્ત્રીની સાથે રીતસર પ્રેમાલાપ કરવાની હિંમત કરી શકતો નહિ. એની ગેરહાજરીમાં મારા મનમાં કંઈ કંઈ બોલવાનું થઇ આવતું, પરંતુ એની પાસે જતાં જ, એ બધું બિલકુલ અર્થહીન માલમ પડતું. ચોપડીઓમાં જે વાંચીને આંખોમાંથી દડદડ આંસુ વહેવા માંડે છે, એવું બધું મોઢે બોલવા જતાં કેમ હાસ્યાસ્પદ લાગે છે તેની મને સમજ પડતી નહોતી!

શબ્દોમાં વાદવિવાદ થઈ શકે છે, પરંતુ હાસ્યની આગળ શું દલીલ થઇ શકે? એટલે મારે ચૂપ થઇ જવું પડયું. ચાંદની જામતી જતી હતી, એક કોકિલ જોરમાં આવી કુહૂકુહૂ કરવા મંડયો હતો: આવી ચાંદની રાતે પણ શું એની કોકિલાના કાન બહેરા થઇ ગયા હશે?

ઘણી દવાઓ કરી, પણ મારી સ્ત્રી સાજી થઈને ઊઠે એવું એકે લક્ષણ દેખાયું નહિ.

દાક્તરે કહ્યું: 'હવાફેર કરવા લઈ જાઓ તો કદાચ ફાયદો થાય.'

હું સ્ત્રીને લઇને અલાહાબાદ ગયો.

આટલું બોલીને દક્ષિણાબાબુ એકદમ અટકી ગયા. તેમણે સંદેહભરી આંખે મારી સામે જોયું, પછી બે હાથમાં માથું રાખી વિચાર કરવા લાગ્યા. હું પણ કંઈ બોલ્યો નહિ.

તાકામાં કેરોસિનનું ફાનસ ટમટમ બળતું હતું, અને શાંત ઓરડામાં મચ્છરનો ગણગણ અવાજ ચોકખો સંભળાતો હતો.

એકદમ મૌનનો ભંગ કરીને દક્ષિણાબાબુએ બોલવા માંડયું: 'ત્યાં હારાણ દાક્તરે મારી સ્ત્રીની દવા કરવા માંડી.

ઘણો વખત એમ ગયો, પછી દાક્તરે પણ કહ્યું, હું પણ સમજી ગયો, અને મારી સ્ત્રી પણ સમજી ગઈ કે એનો રોગ મટવાનો નથી. એણે આમ માંદાં માંદાં જ જીવન પૂરું કરવાનું છે.

પછી એક દિવસ મારી સ્ત્રીએ મને કહ્યું: 'રોગ મટવાનો નથી, અને હું જલદી મરવાની પણ નથી, તો પછી આ જીવતાં મરેલીને લઈને તમારે ક્યાં લગી રહેવું છે ? તમે બીજું લગન કરો !'

ખૂબ સહજ સરળ ભાવે એ આ બોલી હતી, આમાં કોઈ ભારે વીરતા કે કંઈ અસામાન્યતા છે એવો ભાવ લેશ માત્ર પણ એની વાણીમાં દેખાતો નહોતો.

હવે હસવાનો વારો મારો હતો. પરંતુ મારામાં એના જેવું હસવાની તાકાત હોય તો ને ? નવલકથાના નાયકની પેઠે મેં ગંભીર ભાવ ધારણ કરી મોટેથી બોલવા માંડયું: 'જ્યાં લગી આ દેહમાં જીવ છે—'

તેણે મને બોલતો અટકાવી કહ્યું: 'બસ ! બસ ! વધારે બોલવાનું નથી ? તમારું બોલવું સાંભળી મારો જીવ જાય છે !'

હાર કબૂલ કર્યા વગર મેં કહ્યું: 'આ જીંદગીમાં હવે બીજી કોઈ સ્ત્રીને હું ચ્હાઈ શકવાનો નથી.'

આ સાંભળી મારી સ્ત્રી ખૂબ હસી પડી.

હવે હું ચૂપ રહ્યો.

તે વખતે મને મનમાં મનમાં એવી ખાતરી થઈ હતી કે નહિ તેની ખબર નથી, પરંતુ અત્યારે હું સમજી શકું છું કે આ રાજરોગની સેવા કરી કરીને હું મનમાં મનમાં થાકી ગયો હતો. આ

કામ હવે પડતું મૂકવું એવી તો કલ્પના પણ મનમાં નહોતી; પરંતુ આખી જીંદગી આ રાજરોગીને લઇને કાઢવી પડશે એ કલ્પના પણ મને બહુ દુઃખદાયક લાગતી હતી.

હાય! યૌવનના પરોઢમાં જ્યારે પહેલી નજર કરી ત્યારે પ્રેમની માયામાં, સૌન્દર્યના મૃગજળમાં, અને સુખના ઉચ્છ્વાસમાં આખું ભાવિ જીવન પ્રફુલ્લ બની ગયેલું દેખાયું હતું, અને હવે છેક અંતકાળ સુધી કેવળ આશાહીન અનંત રણની ઉપર ભૂમિ દેખાતી હતી!

હું અંદરથી થાકી ગયો એવું મારી સેવામાં મારી સ્ત્રીને ચોક્કસ દેખાઇ ગયું હોવું જોઇએ. તે વખતે મને ખબર નહોતી, પરંતુ અત્યારે મને જરા પણ સદેહ નથી કે જોડાક્ષર વગરની બાળપોથીની પેઠે તે મને ખૂબ સહેલાઇથી વાંચી લેતી હતી. આથી જ્યારે હું નવલકથાના નાયકનો સ્વાંગ સજીને, ગંભીર ભાવ ધારણ કરી, એની આગળ કવિત્વ ચલાવવા જતો, ત્યારે તે ઊંડા સ્નેહથી અને અનિવાર્ય કૌતુકથી હસી પડતી. અંતર્યામીના પેઠે, તે મારા છૂપા અંતરની વાત પણ બધી જાણતી હતી, એ યાદ આવતાં આજે પણ મને શરમથી મરી જવાનું મન થઇ આવે છે.

હારાણ ડાક્તર અમારી નાતનો હતો. તેમને ઘેર મને ઘણીવાર જમવાનું નિમંત્રણ મળતું. થોડા દિવસની આવજા પછી ડાક્તરે પોતાની દીકરીની સાથે મારી ઓળખાણ કરાવી દીધી.

છોકરી કુંવારી હતી—તેની ઉંમર પંદરેક વરસની હશે. ડાક્તર કહે કે જોઇએ તેવો વર જડતો નથી તેથી હજી એનાં લગન કર્યાં નથી.

પરન્તુ બહારના લોકોને મોઢે મેં સાંભળ્યું કે છોકરીનું કુળ ઊતરતું ગણાતું હતું.

બાકી બીજો કોઈ દોષ નહોતો. રૂપાળી પણ હતી, ને ભણેલી પણ હતી. આથી કોઈ કોઈ વખત એની સાથે વાતોચીતો ને ચર્ચાઓ કરવામાં અને મુકામે પાછા ફરતાં મોડું થઈ જતું, રાત પડી જતી, મારી સ્ત્રીને દવા પીવડાવવાનો વખત વીતી જતો. તેને ખબર હતી કે હું હારાણુ દાક્તરને ઘેર ગયો છું, પરંતુ મોડું થવાનું કારણ તેણે કદી પણ મને પૂછ્યું નહોતું !

રણની ભૂમિમાં ફરી પાછો હું મૃગજળ જોવા લાગ્યો. તરસથી છાતી ફાટી જતી હતી, અને મોં સામે જ બેય કાંઠે છલોછલ નિર્મળ નીતર્યું પાણી ઉછાળા લેતું હતું.

હવે હું મનને ખૂબ પ્રયત્ને પણ પાછું વાળી શક્યો નહિ

રોગીનો ઓરડો મને બમણો આનંદહીન લાગવા માંડ્યો. હવે સેવામાં ને દવા પાવામાં નિયમનો ભંગ થવા લાગ્યો.

હારાણુ દાક્તર ઘણી વખત મને કહેતાં કે જેમનો રોગ મટવાની કદી આશા નથી, તે લોકોએ મરી જવું એ જ સારું છે. કારણ કે જીવતાં રહીને, નથી એ લોકો પોતે સુખી થવાનાં, કે નથી બીજાને સુખી કરવાનાં. આવું સામાન્ય રીતે કહીએ તો એમાં કંઈ દોષ નથી, પણ મારી સ્ત્રીને અનુલક્ષીને આમ કહેવામાં એમણે ભૂલ કરી હતી. પરંતુ માણસોનાં જીવન મરણ વિષે દાક્તરોનાં મન એવાં જડ છે કે તેઓ અમારાં મનની અવસ્થા બરાબર સમજી જ શકતા નથી.

એવામાં એક દિવસ અચાનક મેં બાજુના ઘરમાંથી અવાજ સાંભળ્યો—હારાણબાબુને મારી સ્ત્રી કહેતી હતી: 'દાક્તર, ખોટી ખોટી દવાઓ પીવડાવીને દવાખાનાનું બિલ શું કરવા વધારો છો ? મારો જીવ જ એક રોગ બની ગયો છે, એટલે હવે તો એવી દવા આપો કે એ જીવ એકદમ જતો રહે !'

દાક્તારે કહ્યું: 'છી! એવું બોલાતું હશે!'

આ સાંભળી મને છાતીમાં એક ભારે આઘાત થયો.

દાક્તરના ગયા પછી મારી સ્ત્રીના ઓરડામાં જઇ હું એની પથારીમાં બેઠો; ને ધીરે ધીરે તેના કપાળ ઉપર હાથ ફેરવવા લાગ્યો.

તેણે કહ્યું: 'આ ઘરમાં બહુ તાપ લાગે છે—તમે બહાર જાઓ! તમારો ફરવા જવાનો વખત થઇ ગયો છે, થોડું ફરવા નહિ જાઓ તો રાતે ભૂખ નહિ લાગે!'

ફરવા જવું એટલે દાક્તરને ઘેર જવું. મેં જ તેને કહ્યું હતું કે ભૂખ લગાડવા માટે જરા ફરી આવવાની જરૂર હોય છે.

આજે હું ખાતરીપૂર્વક કહું છું કે તેને હરરોજ મારા આ છળની ખબર હતી. હું એવો બની ગયો હતો કે એને મૂઢ ધારતો હતો.

આટલું કહી દક્ષિણાચરણ બાબુ કેટલી યે વાર સુધી હથેળીમાં માથું રાખી, ચૂપ થઇને બેસી રહ્યા.

છેવટે તેમણે કહ્યું: 'મને જરા પીવાનું પાણી આપશો?'

પાણી પીને એમણે બોલવા માંડયું.

'એક દિવસ દાક્તરબાબુની કન્યા મનોરમાએ મારી સ્ત્રીને જોવા આવવાની ઇચ્છા જણાવી. મને તે વાત ગમી નહિ, કેમ ન ગમી તે હું નથી જાણતો, પરંતુ ના પાડવાનું કંઇ કારણ નહોતું.

એટલે એક દિવસ સાંજે મનોરમા અમારા મુકામે આવી ઊભી.

તે દિવસે મારી સ્ત્રીની પીડા રોજના કરતાં કંઇક વધારે હતી.

જ્યારે પીડા વધતી ત્યારે તે બિલકુલ શાંત થઈને પડી રહેતી. વચમાં વચમાં મૂઠીઓ વળી જાય કે મોં કાળું પડી જાય,—એ પરથી જ એની પીડાની ખબર પડે.

ઓરડામાં બિલકુલ અવાજ થતો નહોતો. હું પથારી આગળ ચુપચુપ બેઠેલો હતો. આજે તેણે મને ફરવા જવાનો આગ્રહ કર્યો નહિ. કદાચ એટલી તેનામાં શક્તિ નહિ હોય, અથવા તો પછી આવી પીડા વખતે હું તેની પાસે હોઉં તો સારું, એવું તેને થતું હોય. આંખોમાં અજવાળું ન પડે એવી રીતે ફાનસ બારણા આગળ મૂકેલું હતું. ઓરડામાં અંધારું હતું, ને શાંતિ હતી. માત્ર વચમાં વચમાં જરા પીડા ઓછી થતી તો એ ઊંડો નિઃશ્વાસ નાખતી એટલું સંભળાતું હતું.

એવામાં મનોરમા ઓરડાના બારણામાં આવીને ઊભી રહી. સામી બાજુએથી ફાનસનું અજવાળું આવીને તેના મોં ઉપર પડ્યું. આંખો અંજાઈ જવાથી થોડો વખત તો ઓરડામાં તે કશું જ જોઈ શકી નહિ, તેથી ફાંફાં મારવા લાગી.

મારી સ્ત્રીએ ચમકીને મારો હાથ પકડી પૂછ્યું: 'કોણ એ?'

એની એવી નબળી હાલતમાં અચાનક અજાણી સ્ત્રીને જોઈ એ બીતી હતી. તેણે બે ત્રણ વાર મને ધીરે ધીરે પૂછ્યું: 'કોણ એ? કોણ એ રે?'

મને કોણ જાણે કેમ એવી દુર્બુદ્ધિ સૂઝી કે હું એકદમ બોલી પડ્યો: 'હું નથી ઓળખતો!'

બોલતાં બોલાઈ ગયું, પણ તરત મને કોઈએ ચાબૂક માર્યો હોય એવો આઘાત થયો. બાજી જ ક્ષણે હું બોલ્યો: 'ઓહ! આ તો આપણા દાક્તરબાબુની દીકરી છે!'

સ્ત્રીએ ઘડીભર મારા મોં સામે જોયું; હું તેના મોં સામે જોવાની હિંમત કરી શક્યો નહિ.

બીજી જ ક્ષણે તેણે ક્ષીણ સ્વરે મહેમાનને બોલાવી: 'આવો!' પછી મને કહ્યુ: 'દીવો ધરો જોઉં!'

મનોરમા અંદર આવીને બેઠી. તેની સાથે રોગીએ ધીરે ધીરે વાત કરવા માંડી.

એવામાં દાક્તર બાબુ આવી પહોંચ્યા.

તેઓ પોતાના દવાખાનામાંથી બે શીશીઓ ભરીને દવા લેતા આવ્યા હતા. એ બે શીશીઓ કાઢીને તેમણે મારી સ્ત્રીને કહ્યું: 'આ લીલી શીશીમાં માલીશ કરવાની દવા છે, અને આ બીજી શીશીમાં પીવાની દવા છે. જોજો, એમાં ગોટાળો ન થઈ જાય. આ દવા બહુ ઝેરી છે.'

પછી મને પણ જરા ખબર રાખવાનું કહી તેમણે બન્ને દવાઓ પથારી પાસે ટેબલ ઉપર મૂકી.

જતી વખતે દાક્તરે પોતાની દીકરીને બોલાવી.

મનોરમાએ કહ્યું: 'બાબા, મને જરા બેસવા દોને અહીં. ઘરમાં કોઈ સ્ત્રી નથી, આમની સેવાચાકરી કોણ કરશે?'

મારી સ્ત્રીએ વ્યાકુળ બની જઈને કહ્યું: 'ના, ના, તમે તકલીફ ન લેશો! ઘરમાં જૂની દાસી છે તે માની પેઠે મને સાચવે છે!'

દાક્તરે હસીને કહ્યું: 'તેઓ લક્ષ્મીનો અવતાર છે, જીંદગી બધી પારકી સેવા કરતાં આવ્યાં છે, પારકાની પાસેથી સેવા લેવાનું તેઓ સમજતાં જ નથી.'

કન્યાને લઈને દક્તર જવાનું કરતા હતા, એવામાં મારી સ્ત્રીએ કહ્યું: 'દાક્તરબાબુ, આ ક્યારના બંધિયાર ઓરડામાં બેસી રહ્યા છે, એમને જરા બહાર ફરવા લઈ જાઓને?'

દાક્તરબાબુએ મને કહ્યું: 'ચાલોને, જરા નદી કાંઠે ફરવા જઈએ!'

હા ના કરતો કરતો હું તરત તૈયાર થઈ ગયો. દાક્તરબાબુએ જતી વખતે પેલી બે શીશીઓ વિષે ફરી મારી સ્ત્રીને ખબરદાર રહેવાની સૂચના આપી દીધી.

તે દિવસે મેં દાક્તરને ઘેર જ જમી લીધું.

પાછા ફરતાં રાત પડી ગઈ હતી. આવીને જોઉં છું તો મારી સ્ત્રી પથારીમાં તરફડતી હતી.

અનુતાપથી વીંધાઈને મેં પૂછ્યું: 'દુખાવો બહુ વધી ગયો છે શું?'

મેં તરત જ રાતે ને રાતે દાક્તરને બોલાવ્યો.

દાક્તર આવ્યો, પણ પહેલાં તો કેટલીયે વાર સુધી કાંઈ સમજી શક્યો નહિ. છેવટે તેણે મને પૂછ્યું: 'પેલો દુખાવો હતો તે જ વધી ગયો છે ને? તો જરા માલીશ કરી જોઈએ તો—'

આમ કહી ટેબલ ઉપરથી પેલી શીશી ઉપાડીને જોયું તો બિલકુલ ખાલી!

પછી તેમણે મારી સ્ત્રીને પૂછ્યું: 'તમે ભૂલથી આ દવા તો નથી પી ગયાંને?'

સ્ત્રીએ માથું હલાવી મૂગા મૂગા કહ્યું: 'હા.'

દાક્તર તરત જ ગાડી કરીને પોતાને ઘેરથી પંપ લેવા ગયો. હું અર્ધમૂર્છિતની પેઠે મારી સ્ત્રીની પથારી પર જઇને પડયો.

પછી, જાણે માતા પોતાના પીડાતા છોકરાને સાન્ત્વન આપતી હોય તેમ તેણે મારું માથું પોતાની છાતી સરસું ખેંચી બન્ને હાથના સ્પર્શ વડે પોતાના મનની વાત મને સમજાવવાની કોશીષ કરવા માંડી. એ કરુણ સ્પર્શ દ્વારા જ જાણે એ મને ફરી ફરીને કહી રહી હતી કે શોક ન કર, સારું જ થયું છે. હવે તું સુખી થઇશ, અને એવું સમજીને જ હું અત્યારે સુખમાં મરું છું.'

દાક્તર પાછા આવ્યા ત્યારે મારી સ્ત્રીની તમામ વેદના ખતમ થઇ ગઇ હતી, અને સાથે સાથે તેનું જીવન પણ.'

દક્ષિણાચરણે ફરી પાણી પીને બોલવા માંડયું: 'ઓ—બહુ તાપ લાગે છે!—'

આમ કહી એકદમ બહાર નીકળી થોડી વાર આંટા મારી આવ્યા. પછી અંદર આવીને બેઠા.

આ વખતે મને એવું લાગ્યું જાણે તેઓ કહેવા ઇચ્છતા નથી, પણ હું કોઇ જાદૂ કરીને તેમની પાસેથી બધી વાત કઢાવી રહ્યો છું.

તેમણે ફરી શરૂ કર્યું:—

'મનોરમાને પરણીને હું દેશમાં આવ્યો.'

મનોરમા પોતાના પિતાના કહેવાથી મને પરણી હતી, પરન્તુ હું જ્યારે તેને વહાલથી બોલાવતો, પ્રેમાલાપ કરીને તેનું હૃદય જીતવાનો પ્રયત્ન કરતો, ત્યારે તે હસતી નહિ, ગંભીર બની જતી.

તેના મનમાં ક્યાંક કોઈ ઠેકાણે કંઈક આઘાત લાગેલો હતો, પણ મને તેની કેવી રીતે ખબર પડે ?

આ વખતે મારું દારૂનું વ્યસન બહુ વધી ગયું.

શરદ ઋતુ બેઠી હતી. એક દિવસ સાંજે મનોરમાને લઈ હું અમારા વરાનગરના બાગમાં ફરતો હતો. ધીમે ધીમે અંધારું વધતું જતું હતું. પંખીઓની પાંખોનો ફફડાટ સુદ્ધાં શમી ગયો હતો. માત્ર ફરવાના રસ્તાની બે બાજુએ ગીચોગીચ ઊભેલાં ઝાડો પવનમાં કંપતાં હતાં તેનો અવાજ આવતો હતો.

થાક લાગવાથી મનોરમા પેલા બકુલ ઝાડની નીચે સફેદ પથ્થરના ઓટલા ઉપર આવીને, પોતાના બે બાહુનું ઓશિકું કરીને સૂઈ ગઈ.

હું પણ તેની પાસે જઈને બેઠો.

અહીં વધારે અંધારું હતું. આકાશનો જેટલો ભાગ દેખાતો હતો તેટલો તારાજડિત હતો. ઝાડની નીચે થતો તમરાંનો અવાજ અનંત ગગનના ખોળામાંથી ખરી પડેલી નિઃશબ્દતાના પાલવ ઉપર જાણે એક શબ્દની કોર વણી રહી હોય એવું લાગતું હતું.

તે સાંજે પણ જરા દારૂ પીધો હતો, એટલે મન ઠીક ઠીક તરલ દશામાં હતું. અંધારું આંખોને સદી ગયું, ત્યારે એ ઝાડની છાયામાં દોરેલી, શિથિલઅંચળાળી, ચકિતી રમણીની છાયા જેવા મૂર્તિને જોઈને મારા મનમાં એક અદમ્ય આવેગનો સંચાર થઈ ગયો. મને થયું કે આ સ્ત્રી નથી, પણ કેવળ છાયા છે. આને હું કોઈ રીતે મારા બાહુમાં જકડી રાખી શકવાનો નથી.

એવામાં અંધારાં ઝાડની ટોચે જાણે દેવતા સળગ્યો. તે પછી, કૃષ્ણપક્ષનો પીળો ચંદ્રમા ધીરે ધીરે ઝાડના માથા ઉપરના આકાશમાં ચડયો. સફેદ પથ્થરની ઉપર સફેદ સાડી પહેરીને પડેલી આ શોકેશી રમણીના મોં ઉપર ચાંદરણાં રમવા લાગ્યાં

હવે હું રહી શક્યો નહિ. પાસે જઈ મારા હાથમાં તેના હાથ લઈ મેં કહ્યું: 'મનોરમા, તને મારા પર વિશ્વાસ નથી, પણ હું તને ચાહું છું હું તને કદી નહિ ભૂલું.'

બોલતાં બોલતાં જ હું ચમકી ગયો. મને યાદ આવ્યું કે બરાબર આ જ શબ્દો મેં એક વખત એક બીજી સ્ત્રીને પણ કહ્યા હતા! અને તે જ વખતે બકુલ ઝાડની ડાળીઓ પરથી, કૃષ્ણ પક્ષના પીળા રંગના ભાંગેલા ચંદ્રમાની નીચે ગંગાના એક કાંઠાથી ગંગાના દૂરદૂરના બીજા કાંઠા સુધી, હા હા હા હા હા હા કરીને ઝડપથી એક હાસ્યનું મોજું ફરી વળ્યું. એ તે હૃદયભેદી હાસ્ય હતું કે ગગનભેદી હાહાકાર હતો તે હું કહી શકતો નથી, હું તે જ વખતે, પથ્થરના ઓટલા પરથી બેભાન થઈને નીચે પડી ગયો.

ભાનમાં આવતાં જોયું તો હું ઘરમાં પથારીમાં સૂતેલો હતો.

સ્ત્રીએ પૂછયું: 'તમને અચાનક આવું શાથી થઈ ગયું?'

હું કાંપી ઊઠયો. મેં કહ્યું: 'કેમ, આખું આકાશ ભરાઈ જાય એવું એક હાસ્યનું મોજું ફરી વળ્યું તે તેં જોયું નહિ!'

સ્ત્રીએ હસીને કહ્યું: 'કયાં હતું હાસ્ય? એ તો કેટલાંક પંખી ઊડતાં જતાં હતાં તેની પાંખોનો અવાજ હતો. તમે આમ બી જાઓ છો?—'

દિવસના અજવાળામાં મને ખાતરી થઇ ગઇ કે પંખીઓના ઊડવાનો જ એ અવાજ હતો; કારણ કે એ સમયે ઉત્તર દેશથી હંસો નદીના આઠામાં ચરવા માટે આવતા હતા.

પરંતુ સાંજ પડી ત્યારે-મારી એ ખાતરી ઢીલી થઇ જતી. તે વખતે મને લાગતું કે ચારે તરફના ગાઢ અંધકારને ભરીને હાસ્ય જમા થઇ રહ્યું છે. અને જરીક તક મળતાં એકદમ આકાશના એક છેડાથી બીજા છેડા લગી, અંધકારને ચીરીને ગાજી ઊઠશે.

છેવટે એવું થયું કે સાંજ પછી મનોરમાની સાથે વાત કરવાની મારી હિંમત રહી નહિ.

પછી હું અમારું વરાનગરનું ઘર છોડીને, મનોરમાને લઇને નૌકામાં ફરવા નીકળી પડ્યો. માગસર મહિનો હતો. નદીનાં હવા-પાણીમાં મારી બધી બીક ઉડી ગઇ.

થોડા દિવસ હું બહુ સુખમાં રહ્યો ચારે બાજુના સૌન્દર્યથી આકૃષ્ટ થઇને મનોરમા પણ જાણે તેના હૃદયનાં બંધ બારણાં, ઘણા દિવસ પછી, ધીરે ધીરે, મારી આગળ ઉઘાડવા લાગી.

ગંગા વટાવી, ખડે વટાવી, છેવટે અમે પદમામાં આવી પહોંચ્યા. ભયંકર પદમા તે વખતે હેમંતમાં નાગણ દરમાં ભરાઇ રહે તેમ, નિર્જીવ ભાવે, કૃશ બનીને, લાંબો શીત-નિદ્રામાં પડેલી હતી. ઉત્તરમાં દિગંત સુધી વ્યાપેલું જનશૂન્ય અને તૃણશૂન્ય દિગંત રેતીનું ભાઠું આવા ધાતું હતું, અને દક્ષિણના ઊંચા કાંઠા ઉપર ગામનાં આંબાવાડિયાં આ રાક્ષસી નદીના બરાબર મોં સામે જ, હાથ જોડીને ઊભાં ઊભાં કાંપતાં હતાં. પદમા ઊંઘના ઘેનમાં કોઇ કોઇવાર પડખાં બદલતી હતી. અને તટભૂમિ ચિરાઇને ધડ્ડડ્ડ કરી ભાંગી ભૂક્કો થઇને પડતી હતી.

અહીં ફરવાની સગવડ જોઇ મેં નૌકા થોભાવી.

એક દિવસ અમે બંને ફરતાં ફરતાં બહુ દૂર નીકળી ગયાં હતાં. સૂર્યાસ્તની સોનેરી છાયા ઊડી જતાં જ, જોતજોતામાં શુક્લપક્ષની

નિર્મળ ચાંદની ખીલી ઊઠી. પેલા અનંત રેતીના ભાઠા ઉપર જ્યારે ચાંદનીનો પ્રવાહ પડ્યો અને એકદમ આકાશના છેડા લગી પહોંચી ગયો, ત્યારે તે જોઈને મને થયું કે આ નિર્જન ચાંદનીના અનંત સ્વપ્નરાજ્યમાં અત્યારે અમારા બે સિવાય ત્રીજું કોઈ ફરતું નથી.

એક લાલ શાલ મનોરમાના માથા ઉપરથી ઊતરીને, તેના મોંને વીંટાઈ, તેના આખા શરીરને ઢાંકી રહી છે. ધીરે ધીરે શાંતિ ગાઢ બની ગઈ, કેવળ એક સીમાહીન દિશાહીન શુભ્રતા અને શૂન્યતા સિવાય ક્યાંય બીજું કંઈ રહ્યું નહિ.

તેવે વખતે મનોરમાએ ધીરે ધીરે હાથ લાંબો કરી મારો હાથ એના હાથમાં લીધો. મારી ખૂબ નજીક આવીને જાણે તે પોતાનું સમસ્ત શરીર, મન, યૌવન અને જીવન મને ધરી દઈને મારા જ ઉપર સંપૂર્ણપણે નિર્ભર થઈને ઊભી.

મારું હૃદય પુલકિત બની ગયું, મને થયું કે ઘરમાં જોઈએ તેવો પ્રેમ થઈ શકતો નથી, આવું ખુલ્લું નિર્મળ અનંત આકાશ ન હોય તો બે માણસો એકબીજાને ક્યાં મળવાનાં હતાં ?

તે વખતે મને થયું કે મારે ઘર નથી, બાર નથી, પાછા ફરવાનું કોઈ સ્થળ નથી; આવી રીતે હાથમાં હાથ લઈને, શોકહીન માર્ગે, ઉદ્દેશહીન ભમતો ભમતો, ચાંદનીધોઈ શૂન્યતામાં થઈને સીધો સીધો ચાલ્યો જાઉં !

આવી રીતે ચાલતાં ચાલતાં એક જગાએ આવીને જોયું તો થોડે દૂર પેલા રેતીના ભાઠામાં કંઈક જળાશયના જેવું દેખાતું હતું— પદ્માનો પ્રવાહ ખસી ગયા પછી ત્યાં પાણી ભરાઈ ગયું હશે.

એ રેતીથી ઘેરાયેલા, નિસ્તરંગ સુપ્ત નિશ્ચલ જળની ઉપર એક લાંબો ચાંદરણાનો પટો જાણે મૂર્છા ખાઈને પડ્યો હતો.

પસાર થઈ ગયું. પદ્માની પેલી પાર, પદ્માના બાકાની યે પેલી પાર, ઊંઘતા દેશ, ગામ, ને શહેરની યે પેલી પાર, એ મોજું પહોંચી ગયું—જાણે તે દેશદેશાંતર અને લોકલોકાંતર પાર કરીને ધીરે ધીરે ક્ષીણ, ક્ષીણતર અને ક્ષીણતમ થઇને દૂરદૂરના અનંતમાં ચાલી ગયું—ધીમે ધીમે જાણે તે જન્મમૃત્યુની ભૂમિની પેલીપાર પહોંચી ગયું, ધીમે ધીમે જાણે તે સોયની અણીની પેઠે ક્ષીણ, અતિ ક્ષીણ બનતું ગયું—આટલો ક્ષીણ અવાજ મેં કદી સાંભળ્યો નહોતો, તેની કલ્પના પણ કરી નહોતી—જાણે અનંત આકાશ મારા માથાની અંદર વસી ગયું છે, અને એ અવાજ ગમે તેટલો દૂર જાય તો પણ કોઈ રીતે મારા મસ્તિષ્કની સીમાને વટાવીને જઇ શકતો નથી.

છેવટે જ્યારે આ અતિ અસહ્ય બની ગયું, ત્યારે મને થયું કે દીવો હોલવી નાખ્યા વગર મને ઊંઘ આવવાની નથી.

દીવો હોલવીને હું સૂઈ ગયો કે તરત, અંધારામાં મારી મચ્છરદાનીની બાજુમાંથી, મારા કાનમાં ફરી પેલો રૂદ્ધસ્વર સંભળાવા લાગ્યો: 'કોણ એ? કોણ એ? કોણ એ રે?'

મારા હૃદયનું લોહી પણ જાણે એની સાથે બરાબર તાલ મેળવીને બોલી ઊઠતું હતું: 'કોણ એ? કોણ એ? કોણ એ રે! કોણ એ? કોણ એ? કોણ એ રે?'

એ ગાઢ રાતે, શાંત નૌકામાં, મારી ગોળ ઘડિયાળ પણ જાણે સજીવ બની જઇને પોતાનો કાંટો મનોરમાની સામે કરીને, અભરાઈ ઉપરથી, એ અવાજની સાથે તાલેતાલ પુરાવીને બોલવા લાગ્યું: 'કોણ એ? કોણ એ? કોણ એ રે? કોણ એ? કોણ એ? કોણ એ રે?'

બોલતાં બોલતાં દક્ષિણાબાબુના મોં પરનું નૂર ઊડી ગયું. તેમનો કંઠસ્વર રૂંધાઈ આવ્યો.

મેં તેમને હાથ અડકાડીને કહ્યું: 'જરા પાણી લો !'

એવામાં એકદમ જ મારા કેરોસિનના ડબલાની જ્યોત ભકભક કરીને હોલવાઇ ગઇ.

બહાર નજર કરીને જોયું તો અજવાળું થઇ ગયું હતું. કાગડો કાકા કરી ઉઠયો. ચકલી ચીંચીં કરવા લાગી. મારા ઘર આગળના રસ્તા પર એક બળદગાડાનો કચર કચર અવાજ થવા લાગ્યો.'

હવે દક્ષિણબાબુના મુખનો ભાવ સાવ બદલાઇ ગયો હતો. એ ચહેરા પર હવે ભયનું નામનિશાન નહોતું. રાતના અંધારામાં, અને કાલ્પનિક સંસ્કારના ઘેનમાં મારી આગળ કંઇ કંઇ બોલી નાખવા માટે જાણે હવે તેઓ ખૂબ લજ્જિત બની ગયા હોય, અને મારા ઉપર ખૂબ ક્રોધે ભરાઇ ગયા હોય એવું મને લાગ્યું ! કારણ કે વિવેકનો હરફે ઉચ્ચાર્યા વગર એકદમ ઊઠીને, તેમણે ચાલવા જ માંડયું.

તે દિવસે મધરાતે ફરી મારાં બારણાં ખખડયાં, ને બૂમ પડી.

'ડાક્તર ! ડાક્તર '

# સુવર્ણમૃગ

આશાનાથ અને વૈદ્યનાથ ચક્રવર્તી બંને ભાગીદાર હતા. બંનેમાં વૈદ્યનાથની દશા કંઇક ખરાબ હતી. વૈદ્યનાથના બાપ મહેશચંદ્રમાં માલમિલકતની સંભાળ રાખવાની કે વધારવાની બુદ્ધિ જ હતી નહિ, તેથી તેઓ મોટાભાઈ શિવનાથની ઉપર જ બધો આધાર રાખીને રહેતા હતા. શિવનાથ તેમને મીઠાં મીઠાં વાક્યો કહીને, તેના બદલામાં તેમની તમામ માલમિલકત હોઇયાં કરી ગયો હતો. માત્ર થોડીક સરકારી નોટો બાકી રહી ગઇ હતી.

જીવન સાગરમાં એ થોડીક નોટો ઉપર જ હવે વૈદ્યનાથને તરવાનું હતું.

શિવનાથે બહુ શોધ કરીને પોતાના પુત્ર આશાનાથનાં કોઇ શ્રીમંતની એકની એક દીકરીની સાથે લગન કરીને, માલમિલકતને વધારવાની એક બીજી સરસ તક હાથ કરી હતી.

મહેશચંદ્રે એક સાત છોકરીઓના બાપને ગરીબ બ્રાહ્મણ સમજી તેની ઉપર દયા લાવી, એક પૈસો પણ લીધા વિના, તેની મોટી

દીકરીની સાથે પોતાના દીકરાને પરણાવ્યો હતો. તેનું ચાલત તો સાતે કન્યાઓને તે પોતાના ઘરમાં લઈ લેત, પરંતુ દીકરો માત્ર એક જ હતો, અને બ્રાહ્મણે પણ એવો આગ્રહ કર્યો નહોતો. તેમ છતાં, એ છોકરીઓના લગ્ન કરવા માટે તેણે એ બ્રાહ્મણને પોતાની શક્તિ કરતાં વધારે મદદ કરી હતી.

પિતાના મૃત્યુ પછી વૈદ્યનાથ એ શેરોનાં કાગળિયાં પર બહુ નિરાંતથી ને સંતોષથી રહેવા લાગ્યો. કામકાજનો કંઈ ખ્યાલ પણ તેના મનમાં આવતો નહિ. હા, એક કામ તેઓ કરતા—ઝાડોની ડાળીઓ કાપીને બેઠા બેઠા તેને કાળજીપૂર્વક છોલતા, ને લાકડીઓ બનાવતા. આખા ગામના છોકરાં ને જુવાનિયા લાકડીઓ લેવા એમની પાસે આવતા, અને તેઓ તેમને આપતા.

આ સિવાય, આપવાના ઉત્સાહમાં તેઓ માછલાં પકડવાની લાકડી, પતંગની ફરકડી વગેરે બનાવતા, ને એમાં પણ એમનો ઠીક ઠીક વખત જતો. જે કામમાં બહુ કાળજીપૂર્વક ઘણા વખત સુધી બેઠા બેઠા છોલ્યા કરવાનું હોય, અને સાંસારિક ઉપયોગિતાની દૃષ્ટિએ જેની પાછળ એટલો વખત આપવો કે મહેનત કરવી એ નકામું હોય, એવું કોઈ કામ હાથ ચડી જાય તો એમના ઉત્સાહનો પાર રહેતો નહિ.

મહોલ્લામાં જ્યારે પક્ષાપક્ષી અને કાવતરાંખોરીને લીધે, બંગાળના મોટા મોટા પવિત્ર ચંડીમંડપો ધુમાડે ભરાઈ જતા હોય ત્યારે પણ વૈદ્યનાથ એક કલમ ઘડવાનું ચાકુ અને એક ઝાડની ડાળી લઈને સવારથી બપોર સુધી, અને ખાઈને થોડો આરામ લીધા પછીથી સાંજ સુધી, પોતાના ઘરના આંગણામાં એકલા બેઠેલા જોવામાં આવતા.

ષષ્ટિની કૃપાથી, યથાક્રમે શત્રુનાં મોં કાળાં કરીને વૈદ્યનાથના બે પુત્રો અને એક કન્યાએ જન્મ ધારણ કર્યો.

ગૃહિણી મોક્ષદા સુન્દરીનો અસંતોષ દિવસે દિવસે વધતો જતો હતો. આદ્યાનાથને ઘેર આટલી ધામધૂમ થાય છે ને આપણે ઘેર કેમ નહિ? એ ઘરની વિન્ધ્યવાસિની કેટલા દાગીના પહેરે છે, કેવી બનારસી સાડી પહેરે છે, ને વાતચીતમાં ને ચાલચલનમાં કેટલો ઠસ્સો રાખે છે—પણ મારાથી તો એમાંનું કાંઈએ થઈ શકતું નથી! આથી મોટી બુદ્ધિમાં ન ઊતરે એવી વાત બીજી કઈ હોઈ શકે? વળી, એક જ ઘરનો બે વસ્તાર છે! ભાઈની મિલકત પચાવી પાડીને જ એ લોકોએ આટલો પૈસો ભેગો કર્યો છે!

આમ દિવસે દિવસે મોક્ષદાના હૃદયમાં પોતાના સસરા તરફ અને સસરાના એકના એક દીકરા તરફ અણગમો અને અશ્રદ્ધા પેદા થતાં જતાં હતાં! પોતાના ઘરનું કશું જ એને ગમતું નહોતું. બધું અગવડ-ભર્યું અને માનહાનિ કરનારું લાગતું હતું. સૂવાનો ખાટલો શબની ઠાઠડી કરવાને લાયક નહોતો, જેની સાત પેઢીમાં કોઈ નથી એવું એક અનાથ ચામાચીડિયાનું બચ્ચું પણ આવાં જીરણ ભીંતડાંમાં ન રહે અને ઘરવખરી જોઈને બ્રહ્મચારી પરમહંસની આંખોમાં પણ પાણી આવી જાય.

આવી બધી દલીલોના જવાબ દેવાનું પુરુષના જેવી કાયર જાતિને માટે બિલકુલ અસંભવિત છે, એટલે વૈદ્યનાથ બહારની ઓસરી પર બેસી, બમણી એકાગ્રતાથી લાકડીઓ છોલ્યા કરતો.

પરંતુ મૌનવ્રતથી કંઈ આપત્તિઓ ટળતી નથી. કોઈ કોઈ વખત, પતિના કળા—કાર્યમાં વિક્ષેપ નાખીને ગૃહિણી તેમને અંતઃપુરમાં બોલાવી લાવતી.

પછી એ ખૂબ ગંભીર ભાવે મોં ફેરવીને કહેતીઃ 'ગોવાળનું દૂધ બંધ કરી દો!'

વૈદ્યનાથ થોડીવાર સ્તબ્ધ બની ઊભો રહેતો. પછી ધીરેથી કહેતોઃ 'દૂધ—બંધ કરીએ તો કેમ ચાલશે?—છોકરાં ખાય શું?'

ગૃહિણી જવાબ દેતીઃ 'શું તે વાશી ભાતની રાબ!'

વળી કોઈ દિવસ આના કરતાં ઊલટો જ ભાવ દેખાતો—ગૃહિણી વૈદ્યનાથને બોલાવીને કહેતીઃ 'હું કાંઈ ન જાણું, તમારે જે કરવું હોય તે તમે કરો!'

વૈદ્યનાથ મ્લાન મુખે પૂછતો, 'શું કરું?'

સ્ત્રી કહેતીઃ 'આ મહિનાનાં અનાજ પાણી ખરીદી લાવો?'

આમ કહી એવી લાંબી લચક યાદી આપતી કે રાજસૂય યજ્ઞ કરવો હોય તો યે ધામધુમપૂર્વક એટલાથી થઈ શકે.

વૈદ્યનાથ કોઈ વાર હિંમત કરીને પૂછતોઃ 'આટલું બધું જોઇશે?'

તો જવાબ મળતોઃ 'તો છોકરાને ખાધાપીધા વગર મરવા દો, અને હું યે મરું—પછી તમે એકલા બેઠા બેઠા ખૂબ સસ્તામાં બધું ચલાવજો!'

આમ ધીરે ધીરે વૈદ્યનાથને સમજાવા માંડયું કે લાકડીઓ છોલ્યા કરવાનું પાલવે તેમ નથી.

પરંતુ નોકરી કરવી કે ધંધો કરવો એ વૈદ્યનાથને માટે બિલકુલ અશક્ય હતું. એટલે કુબેરના ભંડારમાં પ્રવેશ કરવાનો કોઇ ટૂંકો રસ્તો શોધી કાઢયા વિના બીજો ઉપાય નહોતો.

એક દિવસ રાતે વૈદ્યનાથે સૂતાં સૂતાં કાતર ભાવે પ્રાર્થના કરીઃ

'હે મા જગદંબા ! તું જો સ્વપ્નમાં કોઈ હઠીલા રોગની પેટન્ટ દવા મને બતાવી દે તો છાપામાં જાહેરખબરો લખવાનો ભાર માથે !'

તે રાતે એને સ્વપ્નું આવ્યું કે એમની સ્ત્રી એમનાથી અસંતુષ્ટ થઈને, 'હું તો વિધવા વિવાહ કરવાની' એવી કટ્ટર પ્રતિજ્ઞા લઈને બેઠી છે. આની સામે, વૈદ્યનાગ, નાણાંની અભાવે જરૂરી ઘરેણાં ક્યાંથી લાવવાં એમ કહીને વિરોધ કરી રહ્યો છે. 'વિધવાને ઘરેણાંની જરૂર નથી' કહી પત્ની આ વિરોધનું ખંડન કરી રહી છે. આનો કોઈ જડબાતોડ જવાબ છે ખરો એવું વૈદ્યનાથને લાગે છે, પણ કશું યાદ આવતું નથી. એટલામાં એમની ઊંઘ ઊડી જાય છે. જુએ તો સવાર થઈ ગઈ છે. તે જ વખતે, પોતાની સ્ત્રી શા માટે વિવાહ ન કરી શકે એનો એક સરસ જવાબ તેમને જડી ગયો, એથી તેઓ જરા દુઃખી થયા.

બીજે દિવસે પ્રાતઃકર્મ પૂરું કરીને એકલા બેઠા બેઠા તેઓ પતંગની દોરી તૈયાર કરતા હતા એટલામાં કોઈ સંન્યાસી 'જય હો !' કરતો બારણામાં આવી ઊભો. તેજ પળે, વીજળીની પેઠે, વૈદ્યનાથને પોતાના ભાવિ ઐશ્વર્યની ઉજ્જવળ મૂર્તિ દેખાઈ.'

વૈદ્યનાથે સંન્યાસીને ખૂબખૂબ માનપાન આપ્યાં ને ભાવથી જમાડ્યો. કેટલું કર્યું ત્યારે તેમને જાણવા મળ્યું કે સંન્યાસીને સોનું બનાવતાં આવડે છે.

સોનું બનાવવાની એ વિદ્યા વૈદ્યનાથને શીખવવાનું એણે કબુલ પણ કર્યું.

ગૃહિણી પણ હર્ષથી નાચી ઊઠી. પીળિયો થયા પછી માણસને જેમ બધું પીળું પીળું દેખાય, તેવી રીતે તેને આખી દુનિયા

સુવર્ણમય દેખાવા લાગી. કલ્પનાના કારીગરની પાસે પોતાનો સૂવાનો ખાટલો; ઘરનો સરસામાન અને ઘરની ભીંતો સુદ્ધાં સોનાની બનાવડાવી દઈને, પછી તેણે એ જોવા વિન્ધ્યવાસિનીને નિમંત્રણ આપ્યું !

સંન્યાસી રોજનું બશેર દૂધ અને દોઢશેર મોહનભોગ ઉડાવવા લાગ્યો; અને સાથે સાથે વૈદ્યનાથની સરકારી નોટોને નિચોવીને તેણે બન્યો એટલો રૌપ્ય રસ કાઢી લીધો.

લાકડીઓ અને ફરકડીઓના ઉમેદવારો વૈદ્યનાથનાં બંધ બારણાં ઠોકી ઠોકીને પાછા જવા લાગ્યાં. ઘરમાં છોકરાંને વખતસર ખાવાનું મળતું નહિ, બિચારાં પડતાં આખડતાં ને માથું ફોડતાં, રડીરડીને આકાશ ભરી દેતાં, પણ મા કે બાપ કોઈનીએ પણ નજર નહોતી.

બંને જણાં ચૂપચાપ અગ્નિકુંડની સામે બેઠાં હતાં, ને કઢાઈની સામે જોઈ રહ્યાં હતાં. બંનેમાંથી કોઈ પાંપણ પલકાવતું નહોતું કે મોંમાંથી ઉંહકાર પણ કાઢતું નહોતું. એકાગ્ર બનેલી તરસી આંખોમાં સતત અગ્નિશિખાનું પ્રતિબિંબ પડવાથી આંખની કીકીમાં પારસમણિનો ગુણ આવી ગયો હતો. એમનો દૃષ્ટિપથ સંધ્યાકાળના સૂર્યાસ્તપથની પેઠે જવલંત સુવર્ણના રસથી લાલ લાલ બની ગયો હતો.

એક નોટોની આ સુવર્ણ કુંડમાં આહુતિ દીધા પછી, એક દિવસે સંન્યાસીએ હિંમત આપી કે 'આવતી કાલે સોનાનો રંગ આવી જશે.'

તે દિવસે રાતે કોઈને ઊંઘ આવી નહિ. પતિપત્ની સુવર્ણ નગરી વસાવવા લાગ્યાં હતાં. એ વિષે વચમાં વચમાં તેમની વચ્ચે મતભેદ થયો હતો, ને સામસામી દલીલો પણ થઈ હતી, પરંતુ આનંદના આવેગમાં તેનું તરત નિરાકરણ થઈ ગયું હતું. બંનેએ

અરસપરસ એક બીજાની ખાતર પોતાનો મત થોડો થોડો જતો કરવામાં જરાયે આનાકાની કરી નહોતી—એ રીતે પતિપત્નીમાં એટલી ગાઢ એકતા આવી ગઈ હતી.

બીજે દિવસે સંન્યાસી આવાનો પત્તો ન લાગ્યો. ચારે દિશાઓમાંથી સોનાનો રંગ ઊડી ગયો, ને સૂર્યકિરણોયે અંધારાં દેખાવા લાગ્યાં. હવે સૂવાનો ખાટલો, ઘરનો સરસામાન અને ઘરની ભીંતો, બધું પહેલાં કરતાં ચારગણી દરિદ્રતા ને જીર્ણતા પ્રગટ કરવા લાગ્યું.

હવે પછી, ઘરના કામકાજમાં વૈદ્યનાથ જો કંઇ પણ સાધારણ વાત કરવા જતો તો ગૃહિણી તીખા પણ મધુર સ્વરે કહેતીઃ ' તમારી અક્કલ બહુ જોઈ, હવે થોડા દિવસ ચૂપ રહો ! '

વૈદ્યનાથ એકદમ ચૂપ થઇ જતો.

જાણે પોતે એ સુવર્ણ-મરિચિકામાં કદી પણ વિશ્વાસ રાખ્યો ન હોય તેવો શ્રેષ્ઠતાનો ભાવ મોક્ષદાએ હવે ધારણ કર્યો હતો.

અપરાધી વૈદ્યનાથ સ્ત્રીને કંઇક સંતોષવા માટે જાતભાતના રસ્તા શોધવા લાગ્યા. એક દિવસ એક ચોરસ ડબીમાં કંઇક છૂપી ભેટ લઇને, સ્ત્રીની પાસે જઇ, ખૂબ મલકી મલકીને, વૈદ્યનાથે પોતાની હતી તેટલી ચતુરાઇ દેખાડીને, માથું હલાવી કહ્યુંઃ ' શું લાવ્યો હઇશ, કહે જોઉં ! '

સ્ત્રીએ કુતૂહલ દબાવીને બેપરવા ભાવે કહ્યુંઃ ' હું કેવી રીતે કહું ? હું કંઈ જાદૂગર છું ? '

વૈદ્યનાથે જાણી જોઇને મોડું કરી પહેલાં તો દોરીની ગાંઠ ખૂબ ધીરે ધીરે છોડી; પછી ફૂંક મારીને કાગળ પરની ધૂળ ઉડાડી; પછી ખૂબ સાવચેતીપૂર્વક કાગળની એક પછી એક ગડી ઉકેલીને, તેમણે કોઈ આર્ટ સ્ટુડિયોમાં બનેલી રંગરંગીન દશ મહાવિદ્યાની છબી બહાર કાઢીને, અજવાળામાં ફેરવી, ગૃહિણીની સામે ધર્યું.

ગૃહિણીને તરત જ વિન્ધ્યવાસિનીના શયનખંડમાંનું એક તૈલચિત્ર યાદ આવી ગયું.—તેણે એકદમ તિરસ્કાર કરીને કહ્યું: 'તમને વારી જાઉં રે! આ તમારા દિવાનખાનામાં રાખો, ને બેઠા બેઠા જોયા કરો. મારે એનું કામ નથી!'

ભોંઠો પડેલો વૈદ્યનાથ સમજી ગયો કે વિધાતાએ જેમ એને બીજી અનેક શક્તિઓથી વંચિત રાખ્યો હતો, તેમ સ્ત્રીને ખુશ કરવાની અમોઘ શક્તિથી પણ વંચિત જ રાખ્યો હતો.

•

આ તરફ, દેશમાં જેટલા જોષીઓ હતા તેટલા બધાને મોક્ષદા પોતાનો હાથ બતાવતી, ને જન્મોતરી બતાવતી.

બધાયે કહેતા: 'તમે ચૂડીચાંલ્લા સાથે જ મરવાનાં છો.'

પરંતુ એવું પરમાનંદમય પરિણામ જાણવાની ગૃહિણીને બહુ વ્યાકુલતા નહોતી, એટલે એ સાંભળીને તેમનું કુતૂહલ શમ્યું નહિ.

પછી જોષીઓએ કહ્યું કે તમારું સંતાનસુખ સારું છે. દીકરા દીકરીઓથી થોડા વખતમાં તમારું ઘર ભરાઈ જવાનું સંભવે છે.

પણ આ સાંભળીને તેમણે કાંઈ ખાસ પ્રફુલ્લતા દેખાડી નહિ.

છેવટે એક જોષીએ જોષ જોઇને કહ્યું: 'એકાદ વરસમાં

વૈદ્યનાથના નસીબમાં દૈવધન આવવાનું લખેલું છે; જો મારું કહેવું ખોટું પડે તો હું મારું ટિપણું બાળી દઉં!'

જોષીની આવી ભયંકર પ્રતિજ્ઞા સાંભળીને મોક્ષદાના મનમાં હવે લેશમાત્ર પણ અશ્રદ્ધા રહી નહિ.

જોષીઓ તો સારી પેઠે ઇનામ લઈને ગયા, પરંતુ વૈદ્યનાથને જીવન નિર્વાહની મુશ્કેલીઓ પડવા લાગી.

ધન મેળવવાના કેટલાક જાણીતા ધોરી રસ્તા છે. જેમ કે ખેતી, નોકરી, ધંધો, ચોરી અને છેતરપિંડી. પરંતુ નસીબમાં લખેલું દૈવધન મેળવવાનો એવો કોઈ ધોરી રસ્તો નથી. એટલે મોક્ષદા વૈદ્યનાથને ગમે તેટલો પાનો ચડાવે, કે ઠપકો આપે, પણ વૈદ્યનાથને કોઈ રસ્તો દેખાતો નહોતો. ક્યાં જઈને ખોદવું, અથવા કયા તળાવમાં જઈને ડૂબકી મારવી, ઘરની કઇ ભીંત તોડી પાડવી—આનો કંઈ જ નિર્ણય તે કરી શકતો નહોતો.

છેવટે મોક્ષદાએ ખૂબ જ ચીડાઈને પતિને કહી દીધું કે પુરુષ આદમીના માથામાં મગજને બદલે છાણ ભરેલું હોય છે એવી મને પહેલાં ખબર નહિ!

તેણે કહ્યું: 'જરા હાથપગ તો હલાવી જુઓ? આમ મોં ફાડીને બેસી રહેવાથી કંઈ આકાશમાંથી રૂપિયા આવી પડવાના છે?'

વાત તો ખરી, અને વૈદ્યનાથને એવી ઇચ્છા પણ હતી, પણ કઇ તરફ હાથપગ હલાવવા, શાની ઉપર ચડવું એ કોઈ કહેતું નહોતું!

એટલે વૈદ્યનાથે આંગણામાં બેસીને ફરી લાકડીઓ છોલવા માંડી.

એમ કરતાં આસો મહિનો આવ્યો. દુર્ગા પૂજાના તહેવારો પાસે આવવા માંડયા. ચોથના દિવસથી ઘાટ પર નૌકાઓ આવવા

માંડી. પ્રવાસીઓ પાછા ગામમાં આવવા માંડ્યા. તેઓ સાથે ટોપલીઓમાં મેવો, કોપરાં, તથા પતરાંના ડબ્બાઓમાં છોકરાં માટે જોડા, છત્રીઓ, લૂગડાં, અને પ્રિયતમાઓ માટે અત્તરની શીશીઓ, સાબુ, વાર્તાઓની ચોપડીઓ અને સુગંધીદાર કોપરેલ વગેરે લાવતા હતા.

વાદળાંવાળા આકાશમાં શરદઋતુનાં સૂર્યકિરણો ઉત્સવના હાસ્ય કલ્લોલની પેઠે પથરાતાં હતાં, પાકવા આવેલાં અનાજનાં ખેતરો થર થર કાંપતાં હતાં, વરસાદથી ધોવાયેલાં ચળકતાં ઝાડપાદડાં પવનની ઠંડી લહેરોમાં સરસર થતાં હતાં,—અને ચાયના સિલ્કનો કોટ પહેરીને, ખભે સરસ મજાની ચાદર નાખીને માથે છત્રી ઓઢીને, ઘેર પાછા વળતા પ્રવાસીઓ મેદાનમાં થઈને ઘર તરફ જતા હતા.

વૈદ્યનાથ બેઠો બેઠો એ જોતો હતો, અને તેના હૃદયમાંથી દીર્ઘનિઃશ્વાસ નીકળી પડ્યો હતો. પોતાના આનંદહીણા ઘરની સાથે બંગાળનાં હજારો ઘરોના આનંદ ઉત્સવની સરખામણી કરતો હતો, અને મનમાં મનમાં કહેતો હતોઃ 'વિધાતાએ કેમ મને આવો અક્કરમી પેદા કર્યો હશે!'

છોકરાં સવારમાં ઊઠ્યાં એવાં જ પ્રતિમાની પધરામણી જોવા માટે આદ્યાનાથના ઘરના આંગણામાં જઈને ઊભાં હતાં. ખાવાનો વખત થતાં દાસી એમને જોર કરી ખેંચી પકડીને ઘેર લઈ આવી.

તે વખતે વૈદ્યનાથ બેઠો બેઠો આ વિશ્વવ્યાપી આનંદોત્સવમાં પોતાના જીવનની નિષ્ફળતાના વિચારો કરતો હતો.

દાસીના હાથમાંથી બંને છોકરાઓને છોડાવી, તેમને એકદમ પોતાના ખોળામાં ખેંચી લઈ, તેણે મોટા છોકરાને પૂછ્યુંઃ 'હું અબુ, આ વરસે પૂજા વખતે તને શું આપું, કહે જોઉં!'

અવિનાશે તરતજ જવાબ દીધો: ' હોડી આપજો, બાપા ! '

નાના છોકરાએ પણ વિચાર કર્યો કે મોટા ભાઈના કરતાં કોઈ રીતે ઊતરતા થવું ન જોઈએ. તેણે કહ્યું: ' મને પણ એક હોડી આપજો, બાપા ! '

બાપને આવુંજ જોઈતું હતું ! કંઈક નકામું કામ કરવાનું મળી ગયું એટલે એ ખુશ !

બાપે કહ્યું: ' ભલે ! '

આ તરફ, યથા સમયે પૂજાની રજાઓમાં કાશીથી મોક્ષદાના એક કાકા ઘેર આવ્યા. તેઓ વકીલાતનો ધંધો કરતા હતા. મોક્ષદાએ થોડાક દિવસ એમને ઘેર ખૂબ અવરનવર કરી.

છેવટે એક દિવસ તેણે પતિને કહ્યું: ' રે, તમારે કાશી જવાનું થયું છે ! '

વૈદ્યનાથને એકદમ થયું કે મારો મૃત્યુકાળ પાસે આવી ગયો છે એમ જોષીએ જન્મોતરી જોઈને કહ્યું હશે. એટલે સહધર્મિણીએ મારી સદ્‌ગતિ કરવાની આ યુક્તિ શોધી કાઢી છે.

પછી એમને ખબર પડી કે કાશીમાં એક ઘર છે, એમાં ઘણું ધન દાટેલું છે. એ ઘર વેચાતું લઈને એ ધન શોધી કાઢવા જવાનું છે.

વૈદ્યનાથે કહ્યું: ' ઓ બાપ ! મારાથી કાશી નહિ જવાય ! '

વૈદ્યનાથ કદી પણ ઘર છોડીને ક્યાંયે ગયો નહોતો.

ગૃહસ્થની પાસે કેવી રીતે ઘર છોડાવવું એ વિષે પ્રાચીન શાસ્ત્રકારોનું કહેવું એમ છે કે સ્ત્રીઓની અંદર આ વિષયમાં 'અશિક્ષિત-

પટુત્વ' હોય છે. મોક્ષદાની જીભ એવી હતી કે માત્ર મોઢામાંથી શબ્દો કાઢીને એ ઘરમાં મરચાંનો ધુમાડો પેદા કરી દેતી, પરંતુ એનાથી અભાગિયા વૈદ્યની આંખોમાં પાણી ઉભરાતું, પણ કાશી જવાનું એ નામ લેતો નહિ.

આમ બે ત્રણ દિવસ વહી ગયા.

વૈદ્યનાથે બેઠાં બેઠાં કેટલાંક લાકડાં કાપી, કોતરી, સાંધીને બે નાનકડી હોડીઓ બનાવી હતી, પછી તેણે તેમાં થાંભલીઓ બેસાડી, અને લૂગડાં ફાડી સઢ ચડાવ્યો. લાલ ધજા પણ ચડાવી, અને હલેસાં પણ મૂક્યાં. એક લાકડાનો હોડીવાળો બનાવ્યો અને એક અસવાર પણ બનાવ્યો! આમ આ કામમાં તેણે ખૂબ અજબ નિપુણતા બતાવી.

આવી હોડી જોઈને ચિત્ત ન ચળે એવો સંયમી છોકરો આજે મળવો મુશ્કેલ છે. એટલે વૈદ્યનાથે જ્યારે સાતમની આગલી રાતે બંને હોડીઓ છોકરાઓના હાથમાં મૂકી ત્યારે બંને જણા આનંદથી નાચી ઊઠયા. એક ખાલી હોડી જ મળી હોત તો યે ઘણું હતું, તેમાં આ તો હલેસાં પણ છે, બેઠકો છે, ને સઢ પણ છે; વળી એમાં હોડીવાળો બેઠેલો હતો, અને બરાબર પોતાની જગાએ જ બેઠેલો હતો એ કંઈ જેવી તેવી નવાઈની વાત નહોતી.

છોકરાઓનો આનંદકલરવ સાંભળી મોક્ષદા ત્યાં દોડી આવી; તેણે દરિદ્ર બાપે છોકરાઓને આપેલી ભેટ જોઈ.

એ જોઈ, મોં બગાડી, કપાળ કૂટી, તેણે બેઉ રમકડાં છોકરાઓના હાથમાંથી ખુંચવી લઈ બારીમાંથી બહાર ફેંકી દીધાં. સોનાની કંઠી ન મળી, સાટિનનો ડગલો ન મળ્યો, જરીની ટોપી ન મળી; મળીમળીને આ બે રમકડાં મળ્યાં! આવાં રમકડાં આપીને જે પોતાના છોકરાઓને છેતરે એના જેવો અભાગી બીજો કોણ?

વળી, આ રમકડાંમાં બે પૈસાનું ખરચ કરેલું હોત તો તો જુદી વાત, પણ આ તો ઘેર બેઠાં હાથે બનાવી કાઢેલાં !

મોટો છોકરો મૂસકે મૂસકે રડવા લાગ્યો. 'મૂરખા !' કહી મોક્ષદાએ એને ગાલ પર એક ચોડી દીધી.

મોટો છોકરો બાપના મોં સામે જોઈ પોતાનું દુઃખ ભૂલી ગયો. તે હસવાનો ઢોંગ કરીને બોલ્યોઃ 'બાપા, હું કાલે સવારે વહેલો ઊઠીને એ રસ્તામાંથી લઈ આવીશ.'

વૈદ્યનાથ બીજે જ દિવસે કાશી જવા તૈયાર થઈ ગયા. પરંતુ રૂપિયા ક્યાં હતા ! તેમની સ્ત્રીએ ઘરેણાં વેચીને રૂપિયા ભેગા કર્યા. વૈદ્યનાથની દાદીના વખતનાં ઘરેણાં હતાં, શુદ્ધ સોનાનાં આવાં ભારે ઘરેણાં આજકાલ જોવાયે મળતાં નથી.

વૈદ્યનાથને થયું કે હું મરવા જાઉં છું. છોકરાંને ખોળામાં બેસાડી ચુંબન કરી, આંસુભરી આંખે તે ઘરમાંથી બહાર નીકળી પડ્યો.

એ જોઈને મોક્ષદા પણ રડી પડી.

કાશીના ઘરવાળો વૈદ્યનાથના કાકા સસરાનો અસીલ હતો. એથી જ કદાચ એણે ઘરની સારી કિંમત ઉપજાવી લીધી હશે.

વૈદ્યનાથ એકલો ઘરનો કબજો લઇને બેઠો. બરાબર ગંગાને કિનારે જ ઘર હતું. ભીંતની સાથે ઘસાઇને ગંગાનો પ્રવાહ વહેતો હતો.

રાતે વૈદ્યનાથને કંઈ કંઇ થવા માંડ્યું. ખાલી ઘરમાં ઓશિકા આગળ દીવો સળગતો રાખીને, એ મોઢે સાથે ચાદર ઓઢીને સૂઈ ગયો.

પરંતુ કેમે કરી ઊંઘ આવી નહિ. મધરાતે બધો કોલાહલ સમી

ગયો ત્યારે કોણ જાણે ક્યાંથી ખડિંગ ખડિંગ અવાજ આવવા માંડયો. એ સાંભળી વૈદ્યનાથ ચમકી પડયો.

અવાજ ધીમો પણ સાવ સ્પષ્ટ હતો. જાણે પાતાળપુરીમાં બલિરાજાના ભંડારમાં એમનો ખજાનચી એકો એકો રૂપિયા ગણી રહ્યો હતો.

વૈદ્યનાથને મનમાં બીક લાગી, તેને કુતૂહલ પણ થયું, ને સાથે સાથે અદમ્ય આશા પણ જાગી ઊઠી. ધ્રુજતે હાથે દીવો ઉપાડી તે ઓરડે ઓરડે ફરવા લાગ્યો. એક ઓરડામાં જાય તો અવાજ બીજા ઓરડામાંથી સંભળાય—બીજા ઓરડામાં જાય તો અવાજ પહેલા ઓરડામાંથી સંભળાય.

આમ વૈદ્યનાથે આખી રાત એક ઓરડામાંથી બીજા ઓરડામાં ફરવામાં પૂરી કરી. દિવસ થતાં એ પાતાળભેદી શબ્દ બીજા અવાજોમાં ભળી ગયો, અને ઓળખાયો નહિ.

રાતના બે ત્રણ પહોર વીત્યા પછી, જ્યારે આખી દુનિયા જંપી ગઈ ત્યારે ફરી પાછો પેલો અવાજ જાગી ઊઠયો. વૈદ્યનાથનું મન ખૂબ જ વ્યાકુળ બની ગયું. મરુભૂમિમાં પાણીનો ખળખળ અવાજ સંભળાય, પણ તે કઈ દિશાએથી આવે છે તેની ખબર પડે નહિ, અને મનમાં બીક રહ્યા જ કરે કે જો ભૂલથી ખોટે રસ્તે ચડી ગયો તો એ ગુપ્ત જળપ્રવાહ એકદમ હાથમાંથી છટકી જશે. આથી તરસ્યો મુસાફર સ્તબ્ધ બની કાન માંડી બેસી રહે. અને એની તરસ તો વધતી જ વધતી જાય—આવી દશા વૈદ્યનાથની થઈ!

ઘણા દિવસ આવી અનિશ્ચિત દશામાં ગયા. કેવળ ઉજાગરા અને ખોટાં આશ્વાસનોને લીધે તેના સંતોષી મોં ઉપર વ્યાકુળતાની

ઊંડી છાપ પડી ગઇ. એની ઊંડી ઊતરી પડેલી આંખોમાં, બપોરની રણુરેતીના જેવા ભડકા દેખાવા લાગ્યા.

છેવટે એક દિવસ બપોરે બધાં બારણાં બંધ કરીને એણે ઘરની બધી જમીન કોશ વડે ઠોકી જોઇ. એક બાજુની નાનકડી કોટડીની ભોંયમાંથી પોલો અવાજ આવ્યો.

મધરાતે વૈદ્યનાથ એકલો બેસીને ત્યાં ખોદવા લાગ્યો. આખી રાત તેણે ખોદ્યું, પરોઢિયે એનું ખોદવાનું પૂરું થયું.

વૈદ્યનાથે જોયું તો નીચે કંઇક ઓરડા જેવું હતું.—પરંતુ એ રાતના અંધારામાં એની અંદર વગર વિચારે પગ મૂકવાની એની હિંમત ચાલી નહિ. ખાડા ઉપર પથારી પાથરીને એ સૂઈ ગયો, પરંતુ અવાજ એવો ચોખ્ખો સંભળાવા માંડયો કે બીકથી તે ત્યાંથી ઊઠી ગયો. પરંતુ ઓરડાને સુનો મેલી દૂર જવાનું એને ગમ્યું નહિ. લોભ અને ભય બે બાજુથી તેના બે હાથ ઝાલી ખેંચવા લાગ્યા.

રાત પૂરી થઇ ગઈ.

આજે દિવસે પણ અવાજ સંભળાતો હતો. નોકરને ઘરમાં પેસવાની મનાઇ કરી, તેણે ખાવાપીવાનું પણ બહાર પતાવ્યું.

ખાધા પછી તે ઓરડામાં પેઠો. પછી તેણે અંદરથી બારણું બંધ કરી દીધું.

દુર્ગાનું નામ લઈ તેણે ખાડાની ઉપરથી પથારી કાઢી નાખી. પાણીનો ખળખળ અવાજ અને ધાતુઓનો ખડિંગ ખડિંગ અવાજ ખૂબ સ્પષ્ટ સંભળાયો.

બીતાં બીતાં ખાડામાં ધીરે ધીરે મોં નાખીને જોયું તો

નાનકડા ઓરડામાં પાણીનો પ્રવાહ વહી રહ્યો હતો—અંધારામાં વધારે કંઈ દેખાયું નહિ.

એક મોટી લાકડી નાંખીને જોયું તો પાણી બહુ બહુ તો ઘુંટણભર હશે. એક દિવાસળીની પેટી અને બતી લઈ એ છીછરા ખાડામાં એ સહેલાઈથી કૂદી પડ્યો, વખતે એક પળમાં બધી આશા ઊડી જાય એ બીકે બત્તી સળગાવતાં તેના હાથ કંપવા લાગ્યા. કેટલીયે દીવાસળીઓ બાળી ત્યારે દીવો સળગ્યો.

જોયું તો એક જાડી લોઢાની સાંકળે એક મોટો તાંબાનો ઘડો બાંધેલો હતો: રહી રહીને પાણીનો ધક્કો આવતો હતો, ને સાંકળ ઘડા ઉપર પડીને અવાજ કરતી હતી.

વૈદ્યનાથ પાણીમાં છપ છપ કરતો એકદમ એ ઘડાની પાસે પહોંચી ગયો. જઈને જુએ તો ઘડો સાવ ખાલી!

પણ પોતાની આંખોને એ માની શક્યો નહિ.—એ હાથમાં ઘડો ઉપાડી તેણે હલાવી જોયો. પણ અંદર કશું જ નહોતું. તેણે ઘડો ઊંધો વાળ્યો. પણ કશું જ નીકળ્યું નહિ. તપાસ કરતાં માલૂમ પડયું કે ઘડાનો કાંઠલો ભાંગેલો હતો. કોક વખત આ ઘડાનું મોં બરાબર બંધ હશે. પણ પછી કોઈએ ભાંગી નાખ્યું હશે એવું લાગતું હતું.

હવે વૈદ્યનાથ પાણીમાં બને હાથ નાખીને ગાંડાની પેઠે ફંફોળવા લાગ્યો. કાદવમાં કંઈક હાથને અડક્યું, ઉપાડીને જુએ તો મડદાની ખોપરી! એ ખોપરીને પણ એણે કાનની આપળ લઈ જઈને હલાવી જોઈ—પણ અંદર કશું નહોતું. એણે ઘા કરી એ ફેંકી દીધી, બહુ તપાસ પછી માણસના હાડપિંજરનાં હાડકાં સિવાય બીજું કંઈ હાથ લાગ્યું નહિ.

જોયું તો નદી તરફની એક દીવાલ ભાંગેલી હતી. તેના બાકામાંથી પાણી આવતું હતું; અને વૈદ્યનાથની પહેલાં જે માણસની જન્મોતરીમાં 'દૈવધનનો લાભ' લખેલો હતો તે માણસે પણ કદાચ એ જ બાકામાંથી અંદર પ્રવેશ કર્યો હશે.

છેવટે બિલકુલ નિરાશ થઈ, 'મા!' કહી. એણે એક હૃદય-ભેદી દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. એનો પડઘો પાતાળમાંથી ઊઠ્યો—ભૂતકાળના બીજા અનેક હતાશ માણસોના વિશ્વાસોની સાથે ભળીને જાણે એણે ભયાનક ગંભીરતા ધારણ કરી હતી!

આખું શરીર કાદવવાળું કરીને વૈદ્યનાથ ઉપર આવ્યો.

માણસોથી ભરેલી કોલાહલમય પૃથ્વી એમને આદિથી અંત લગી ખોટી, અને સાંકળે બાંધેલા ખાલી ઘડાના જેવી ખાલી ખાલી લાગી.

ફરી પાછો સરસામાન બાંધવો પડશે, ટિકિટ ખરીદવી પડશે, ગાડીમાં બેસવું પડશે, ઘેર જવું પડશે, ને સ્ત્રીની સાથે બોલાચાલી કરવી પડશે એ તેને બહુ અસહ્ય માલમ પડ્યું. નદીના જીરણ કિનારાની જેમ ખપ કરીને પાણીમાં તૂટી પડવાનું તેને મન થયું.

આમ છતાંયે તેણે સરસામાન બાંધ્યો, ટિકિટ ખરીદી, ને ગાડીમાં પણ બેઠો.

એક દિવસ શિયાળાની સાંજે વૈદ્યનાથ પોતાના ઘરને બારણે આવી ઊભો. આસો મહિનામાં શરદ ઋતુની સવારે, બારણા આગળ બેઠાં બેઠાં વૈદ્યનાથે અસંખ્ય માણસોને દેશમાં પાછા આવતા જોયા હતા, અને દીર્ઘ નિઃશ્વાસ નાખી, એણે મનમાં મનમાં એવી રીતે પરદેશથી દેશમાં પાછા આવવાના સુખની કામના રાખી હતી—પરંતુ તે વખતે આજના જેવી સાંજની તો સ્વપ્ને યે કલ્પના નહોતી.

ઘરમાં પ્રવેશ કરી, આંગણામાં એક લાકડાના પાટલા પર મૂર્તી પેઠે એ બેસી રહ્યો; અંતઃપુરમાં ગયો નહિ.

પહેલાં તો એને જોઈને દાસીએ આનંદનો શોર મચાવી દીધો. છોકરાં દોડી આવ્યાં, ને ગૃહિણીએ પણ એને અંદર બોલાવ્યો.

જાણે કોઈ પ્રેત ઊતરી ગયું હોય તેમ ફરી વૈદ્યનાથ નામનમાં એનો જૂનો સંસાર તાજો થઈ ગયો.

સૂકા મોં પર મ્લાન હાસ્ય આણી, એક છોકરાને તેડી લઈ, બીજાને આંગળીએ વળગાડી, એ અંતઃપુરમાં ગયો.

તે વખતે ઘરમાં દીવો થઇ ગયો હતો; અને રાત જો કે નહોતી પડી, તો પણ શિયાળાની સાંજ રાતની પેઠે નિસ્તબ્ધ લાગતી હતી.

વૈદ્યનાથ થોડીવાર કશું જ બોલ્યો નહિ, પછી તેણે ધીરેથી સ્ત્રીને પૂછ્યું: 'કેમ છો?'

સ્ત્રીએ તેનો કંઈ પણ જવાબ દીધા વગર પૂછ્યું: 'શું થયું?'

વૈદ્યનાથે જવાબમાં કંઈ બોલ્યા વગર કપાળ કૂટ્યું.

મોક્ષદાનું મોં એકદમ કઠોર બની ગયું.

કોઇ ભારે અમંગળની છાયા જોઇને છોકરાઓ ધીરે ધીરે ઊઠીને જતા રહ્યાં. બહાર જઇને તેમણે દાસીને કહ્યું: 'પેલા હજામની વાત કહે!' આમ કહી તેઓ પથારીમાં લાંબા થઇને પડ્યા.

રાત વધતી જતી હતી, પણ એમાંથી કોઇના મોમાં વાચા નહોતી. ઘરની અંદર જાણે કંઇ સમ સમ થવા માંડ્યું, અને મોક્ષદાના હોઠ ધીરે ધીરે વજ્રની પેઠે બીડાતા ગયા.

બહુ વાર પછી મોક્ષદાએ કંઇ પણ બોલ્યા વગર ધીરે ધીરે શયનગૃહમાં પ્રવેશ કર્યો, અને અંદરથી બારણું બંધ કરી દીધું.

જોયું તો નદી તરફની એક દીવાલ ભાંગેલી હતી. તેના બાકામાંથી પાણી આવતું હતું; અને વૈદ્યનાથની પહેલાં જે માણસની જન્મોતરીમાં 'દૈવધનનો લાભ' લખેલો હતો તે માણસે પણ કદાચ એ જ બાકામાંથી અંદર પ્રવેશ કર્યો હશે.

છેવટે બિલકુલ નિરાશ થઈ, 'મા!' કહી. એણે એક હૃદય-ભેદી દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. એનો પડઘો પાતાળમાંથી ઊઠ્યો—ભૂતકાળના બીજા અનેક હતાશ માણસોના વિશ્વાસોની સાથે ભળીને જાણે એણે ભયાનક ગંભીરતા ધારણ કરી હતી!

આખું શરીર કાદવવાળું કરીને વૈદ્યનાથ ઉપર આવ્યો.

માણસોથી ભરેલી કોલાહલમય પૃથ્વી એમને આદિથી અંત સુધી ખોટી, અને સાંકળે બાંધેલા ખાલી ઘડાના જેવી ખાલી ખાલી લાગી.

ફરી પાછો સરસામાન બાંધવો પડશે, ટિકિટ ખરીદવી પડશે, ગાડીમાં બેસવું પડશે, ઘેર જવું પડશે, ને સ્ત્રીની સાથે બોલાચાલી કરવી પડશે એ તેને બહુ અસહ્ય માલમ પડ્યું. નદીના જીરણ કિનારાની જેમ ખપ કરીને પાણીમાં તૂટી પડવાનું તેને મન થયું.

આમ છતાંયે તેણે સરસામાન બાંધ્યો, ટિકિટ ખરીદી, ને ગાડીમાં પણ બેઠો.

એક દિવસ શિયાળાની સાંજે વૈદ્યનાથ પોતાના ઘરને બારણે આવી ઊભો. આસો મહિનામાં શરદ ઋતુની સવારે, બારણા આગળ બેઠાં બેઠાં વૈદ્યનાથે અસંખ્ય માણસોને દેશમાં પાછા આવતા જોયા હતા, અને દીર્ઘ નિઃશ્વાસ નાખી, એણે મનમાં મનમાં એવી રીતે પરદેશથી દેશમાં પાછા આવવાના સુખની કામના રાખી હતી—પરંતુ તે વખતે આજના જેવી સાંજની તો સ્વપ્ને યે કલ્પના નહોતી.

ઘરમાં પ્રવેશ કરી, આંગણામાં એક લાકડાના પાટલા પર મૂઢની પેઠે એ બેસી રહ્યો; અંતઃપુરમાં ગયો નહિ.

પહેલાં તો એને જોઇને દાસીએ આનંદનો શોર મચાવી દીધો. છોકરાં દોડી આવ્યાં, ને ગૃહિણીએ પણ એને અંદર બોલાવ્યો.

જાણે કોઇ ઘેન ઊતરી ગયું હોય તેમ ફરી વૈદ્યનાથ નામનમાં એનો જૂનો સંસાર તાજો થઈ ગયો.

સૂકા મોં પર મ્લાન હાસ્ય આણી, એક છોકરાને તેડી લઈ, બીજાને આંગળીએ વળગાડી, એ અંતઃપુરમાં ગયો.

તે વખતે ઘરમાં દીવો થઇ ગયો હતો; અને રાત જો કે નહોતી પડી, તો પણ શિયાળાની સાંજ રાતની પેઠે નિસ્તબ્ધ લાગતી હતી.

વૈદ્યનાથ થોડીવાર કશું જ બોલ્યો નહિ, પછી તેણે ધીરેથી સ્ત્રીને પૂછ્યુંઃ 'કેમ છો ?'

સ્ત્રીએ તેનો કંઈ પણ જવાબ દીધા વગર પૂછ્યુંઃ 'શું થયું ?'

વૈદ્યનાથે જવાબમાં કંઈ બોલ્યા વગર કપાળ કૂટ્યું.

મોક્ષદાનું મોં એકદમ કઠોર બની ગયું.

કોઇ ભારે અમંગળની છાયા જોઇને છોકરાઓ ધીરે ધીરે ઊઠીને જતા રહ્યાં. બહાર જઇને તેમણે દાસીને કહ્યુંઃ 'પેલા હજામની વાત કહે !' આમ કહી તેઓ પથારીમાં લાંબા થઈને પડયા.

રાત વધતી જતી હતી, પણ બેમાંથી એકેના મોંમાં વાચા નહોતી. ઘરની અંદર જાણે કંઇ સમ સમ થવા માંડયું, અને મોક્ષદાના હોઠ ધીરે ધીરે વજ્રની પેઠે બીડાતા ગયા.

બહુ વાર પછી મોક્ષદાએ કંઇ પણ બોલ્યા વગર ધીરે ધીરે શયનગૃહમાં પ્રવેશ કર્યો, અને અંદરથી બારણું બંધ કરી દીધું.

વૈદ્યનાથ ચુપચુપ બહાર ઊભો રહ્યો. ચોકીદાર બૂમ પાડીને ચાલ્યો ગયો. શાંત પૃથ્વી નિરાંત ઊંઘવા પડી હતી, પોતાના સંબંધીથી માંડીને અનંત આકાશના તારાઓ સુધી કોઇએ પણ આ તિરસ્કૃત, અને ઉજાગરે મરતા વૈદ્યનાથને એક અક્ષરે પૂછ્યો નહિ.

મોડી રાતે, કદાચ કોઈ સ્વપ્નમાંથી જાગીને વૈદ્યનાથના મોટા છોકરાએ, પથારીમાંથી ઉઠીને ધીરે ધીરે આંગણામાં આવી બૂમ મારીઃ 'બાપા!'

તે વખતે તેના બાપા ત્યાં હતા નહિ. તેણે મોટા ઘાંટા પાડીને ફરી જોરથી બૂમ પાડીઃ 'બાપા!'

પણ કશો જવાબ મળ્યો નહિ.

બિચારો બીતો બીતો ફરી પથારીમાં જઇને પડ્યો.

જૂની રીત મુજબ, દાસી સવારે ઉઠતાં જ, હુકો તૈયાર કરી વૈદ્યનાથને શોધવા લાગી, પણ વૈદ્યનાથનો ક્યાંય પત્તો લાગ્યો નહિ.'

સવાર થતાં પડોશીઓ પરદેશથી ઘેર આવેલા મિત્રના ખબર કાઢવા આવ્યા. પણ વૈદ્યનાથની સાથે કોઇનો મેળાપ થયો નહિ.

# મણિમાલિકા.

## : ૧ :

ઘાટ પાકો હતો, પણ જીર્ણ થયેલો હતો. એને કાંઠે મારી નૌકા લાંગરેલી હતી.

સૂરજ આથમી ગયો હતો.

નૌકાના છાપરા પર ખલાસી નમાજ પઢતો હતો. પશ્ચિમના ઝગમગતા આકાશ પટ ઉપર તેની નીરવ ઉપાસના ઘડીએ ઘડીએ ચિત્રની પેઠે અંકાતી હતી. સ્થિર રેખાહીન નદીનાં પાણી ઉપર, વર્ણવી ન શકાય તેવા અગણિત રંગોની શોભા, જોતજોતામાં ફિક્કી મટીને ગાઢ, સોનેરી મટીને શ્યામ એમ અનેક રંગોમાં પલટાતી જતી હતી.

સામે એક મોટું જર્જરિત મકાન હતું. તેની જાળીઓ ભાંગેલી હતી, ને પરસાળ નમી ગયેલી હતી. પીપળાના ઝાડનાં મૂળિયાંઓએ

ઘાટને તોડી નાખ્યો હતો, એવા ઘાટની ઉપર, સાંજે હું એકલો બેઠો હતો, કંસારી તમરાંના અવાજો આવતા હતા. મારી સૂકી આંખોના ખૂણા હમણાં ભીના થશે, હમણાં ભીના થશે એમ થતું હતું, એવામાં એક અવાજ સાંભળી, હું એકદમ માથેથી પગ સુધી ચમકી પડ્યો:

'મહાશયનું આગમન ક્યાંથી થાય છે?'

જોયું તો એક ગૃહસ્થ સામે ઊભા હતા, અલ્પાહારથી એમનું શરીર ક્ષીણ હતું, ભાગ્યલક્ષ્મી એમનાથી બિલકુલ રિસાઈ ગઈ હોય એવું લાગતું હતું. બંગાળ દેશમાં નોકરી કરતા મોટા ભાગના પરદેશીઓના ચહેરા જેવો જીર્ણ સંસ્કાર વિહીન હોય છે તેવો એમનો પણ હતો ધોતિયા ઉપર એમણે એક તેલના ડાઘાવાળો બટન વગરનો અંગરખો પહેર્યો હતો.—નોકરી પરથી જાણે હમણાં જ આવ્યા હોય એમ લાગતું હતું. જે વખતે કંઈક નાસ્તો કરવાની જરૂર હતી, તે વખતે એ અભાગી પુરુષ નદી કાંઠે કેવળ હવા ખાવા આવ્યા હતા.

આવનારે પગથિયાં પાસે બેઠક લીધી.

મેં કહ્યું: 'હું રાંચીથી આવું છું.'

'શું કરો છો?'

'ધંધો કરું છું.'

'શાનો ધંધો કરો છો?'

'રેશમનો, અને લાકડાનો.'

'શું નામ?'

જરા રહી મેં એક નામ કહ્યું. પરંતુ એ મારું ખરું નામ નહોતું.

એ ભદ્ર પુરુષનું કુતૂહલ શમ્યું નહિ. તેમણે ફરી પ્રશ્ન પૂછ્યો: 'અહીં કેમ આવવું થયું?'

મેં કહ્યું: 'હવા ખવા.'

એ જરા નવાઈ પામ્યા. તેમણે કહ્યું: 'મહાશય, આજ કાલ કરતાં લગભગ છ વરસથી હું અહીંની હવા ખાઉં છું, ને હવાની સાથે સાથે દરરોજ પંદર પંદર ગ્રેન ક્વીનાઈન ખાઉં, છું પણ મને તો કશો ફાયદો થયો દેખાયો નહિ!'

મેં કહ્યું: 'એ ગમે તેમ, પણ રાંચીમાં ને અહીંની હવામાં ઘણો ફેર છે એટલું તો કબૂલ કરવું જોઈશે.'

તેમણે કહ્યું: 'જી, હા! ફેર તો છે જ. અહીં ક્યાં મુકામ કરવાના છો?'

મેં ઘાટની ઉપર આવેલું જીરણ મકાન બતાવીને કહ્યું: 'પેલા ઘરમાં!'

મને એ જીરણ મકાનમાં કાંઈ દાટેલા ધનનો પત્તો લાગ્યો છે એવો એ માણસને વહેમ પડ્યો હોય એવું મને લાગ્યું. પરન્તુ એમણે એ વિષે કંઈ દલીલ કરી નહિ.

તેમણે માત્ર આજથી પંદર વરસ પહેલાં એ શાપિત મકાનમાં બનેલા બનાવનું વિસ્તારથી વર્ણન કર્યું.

તેઓ અહીંના સ્કુલમાસ્તર હતા. ભૂખ અને રોગથી તેમનું મોં સુકાઈ ગયેલું હતું—અને એ સુકાયેલા ચહેરામાં જાડી ભમરોની નીચે એ મોટી મોટી આંખો, જાણે ગોખલાઓમાં બેઠી બેઠી અસ્વાભાવિક તેજે ઝળહળતી હતી.

બલાસીએ નમાજ પૂરી કરી રાંધવામાં મન પરોવ્યું. સંધ્યાકાળનો છેલ્લો ઉજાસ ઊડી ગયો, અને ઘાટની સામેનું પેલું નિર્જન ઘર અંધારામાં, પોતાની પૂર્વાવસ્થાના પ્રચંડ પ્રેતની પેઠે ખાવા ધાતું હોય તેમ ઊભું હતું.

ખાવા પીવામાં ને વસ્ત્રા ભૂષણમાં પણ આજ પ્રમાણે બનું હદ વટાવી ગયું હતું.

આપ તો પરણેલા જ હશો, એટલે એ વાત આપને કહેવાની જરૂર ન હોય કે સામાન્ય રીતે સ્ત્રીઓને કાચી કેરી, તીખાં મરચાં અને કડક પતિ જ ગમે છે. કોઈ અભાગી પુરુષ પોતાની સ્ત્રીના પ્રેમથી વંચિત હોય તો તે નિર્ધન છે અથવા તો કદરૂપો છે એટલા માટે સ્ત્રીના પ્રેમથી વંચિત છે એવું માનવું નહિ, પણ એમ સમજવું તે બિલકુલ ભોળો છે.

વખતે તમે પૂછો કે આવું કેમ થયું એટલે એના જવાબમાં મેં અનેક કારણો વિચારી રાખ્યાં છે. જેની જેવી શક્તિ અને જેની જેવી પ્રવૃત્તિ—પોતપોતાની શક્તિ પ્રવૃત્તિ અનુસાર સૌ પગલાં ભરે છે! તે વગર તેને સુખ થતું નથી. હરણને શિંગડાં અણીદાર બનાવવાં હોય તો એ મજબૂત ઝાડનું થડ જુએ છે, કેળની સાથે શિંગડાં ઘસવાથી એને સુખ થતું નથી.

જ્યારથી જગતમાં નર ને નારીની ઉત્પત્તિ થઈ છે ત્યારથી સ્ત્રીઓ દુર્દમ્ય પુરુષને અનેક છળકપટ કરીને ભોળવી કબજે કરવાની વિદ્યા પાછળ પડેલી છે. જે પતિ એકદમ પત્નીને વશ બની બેસી જાય છે તેની સ્ત્રી બિચારી બિલકુલ બેકાર બની જાય છે, અને એની દાદીમાઓની પાસેથી એને મળેલાં વરુણાસ્ત્ર, અગ્નિબાણ, અને નાગપાશ બંધન વગેરે શસ્ત્રાસ્ત્રો કેવળ નિરૂપયોગી બની જાય છે.

સ્ત્રી પુરુષને ભોળવીને પોતાની શક્તિથી એનો પ્રેમ જીતવા માગે છે—જો પતિ એવો ભોળો હોય કે સ્ત્રીને આવી તક ન આપે તો એ પતિનું નસીબ નબળું સમજવું, અને એ સ્ત્રીનું તો એના કરતાં યે ખરાબ!

આ નવી સભ્યતાના શિક્ષણ મંત્રને પ્રતાપે પુરુષ, વિધાતાએ આપેલી અને પોતાના સ્વભાવથી સિદ્ધ થયેલી એવી અતિ મહાન બર્બરતાને ખોઇ બેસે છે; પરિણામે આધુનિક દામ્પત્ય સંબંધને એ શિથિલ કરી નાખે છે.

અભાગી ફણીભૂષણ આધુનિક સભ્યતાના સંચામાંથી બિલકુલ ભાલોભોળો આદમી બનીને બહાર નીકળ્યો હતો,— ધંધો રોજગાર પણ એને બરાબર ફાવતો નહોતો, અને દામ્પત્યમાં પણ એને એવી ફાવટ નહોતી.

ફણીભૂષણની સ્ત્રીનું નામ મણિમાલિકા હતું, વગર તકલીફે એને પ્રેમ મળતો, વગર આંસુ પાડયે એને સાડીઓ ગળતી, અને વગર રીસ ચડાવ્યે એને બાજુબંધ મળતો. આથી એની નારી પ્રકૃતિ અને એ નારી પ્રકૃતિની સાથે સાથે એનો પ્રેમ પણ જડ બની ગયો હતો. તે માત્ર લેતી, કશું આપતી નહિ! એનો મૂઢ બેવકૂફ પતિ એવું સમજતો કે દાન કરવાથી જ પ્રતિદાન મળે છે! બિલકુલ ઊંધું જ સમજી બેઠો હતો!

આનું પરિણામ એ આવ્યું કે પતિને એ કેવળ ઢાકાની સાડીઓ અને બાજુબંધ પૂરાં પાડનાર યંત્ર જેવો સમજતી થઇ, યંત્ર પણ એટલું સારું હોય છે કે કાંઇક દિવસ તે એના ચૈડામાં ટીપું તેલ નાખવાની જરૂર પડે છે.

ફણીભૂષણનું જન્મસ્થાન ફૂલવેડ હતું, અને વેપાર અહીં હતો. કામકાજને પ્રસંગે ઘણો ખરો વખત તેને અહીં જ રહેવું પડતું. ફૂલવેડના ઘરમાં તેની મા નહોતી, પણ ફોઇ, માસી અને બીજાં પણ પાંચેક માણસો હતાં. પરંતુ ફણીભૂષણ ફોઇ, માસી કે બીજાં પાંચેક જણાં પર ઉપકાર કરવા સુંદર સ્ત્રીને ઘરમાં લાવ્યો નહોતો. એટલે એણે સ્ત્રીને એ બધાંથી અલગ કરી; એ એને અહીં આ ઘરમાં લઇ આવ્યો.

પરંતુ બીજા બધા કબજા ભોગવટામાં અને સ્ત્રી પર કબજામાં તફાવત એ છે કે એને પાંચ માણસોની પાસેથી અળગી કરી એકલી પોતાની પાસે રાખવા માત્રથી જ તેના પર પોતાનો વધારે કબજો સ્થાપી શકાય છે એવું નથી.

સ્ત્રી બહુ બોલતી નહિ. મહોલ્લાની બીજી સ્ત્રીઓની સાથે કે પડોશણો સાથે એને બહુ બેસઊઠ નહોતી. કોઈ વ્રત નિમિત્તે બે બ્રાહ્મણને જમાડવા, કે વૈષ્ણવીને બે પૈસા ભિક્ષામાં આપવા એ તો એના સ્વભાવમાં જ નહોતું—એવું એને હાથે કદી બન્યું જ નથી. એના હાથે કોઈ ચીજ કદી નાશ પામી નથી. કેવળ માત્ર પતિના પ્રેમ સિવાય બીજું જે જે કંઈ એને મળ્યું હતું તે બધુંયે એણે ભેગું કરી રાખ્યું હતું.

આશ્ચર્યની વાત તો એ છે કે તેણે પોતાના અદ્ભુત યૌવન-સૌન્દર્યનો પણ લેશમાત્ર અપવ્યય થવા દીધો નહોતો. લોકો કહે છે કે ચોવીસ વરસની ઉંમરે પણ તે ચૌદ વરસની છોકરી જેવી દેખાતી.

જેમનું હૃદય બરફનું બનેલું હોય છે, અને જેમના હૃદયમાં પ્રેમની જ્વાળા કે બળતરા હોતી નથી, તેઓ મને લાગે છે કે લાંબા વખત સુધી તાજાં રહે છે, તેઓ કંજૂસની પેઠે અંદરથી ને બહારથી પોતાને સાચવી રાખે છે.

ઘનપલ્લવિત અતિ સતેજ લતાની પેઠે વિધાતાએ મણિમાલિકાને નિષ્ફલા બનાવી હતી, તેને કંઈ પણ સંતાન નહોતું. આનો અર્થ એ કે વિધાતાએ એને એવું કંઇ પણ આપ્યું નહિ કે જેને એ પોતાની લોઢાની પેટીમાં સાચવી રાખેલાં હીરા માણેક કરતાં વધારે કીમતી સમજી શકે એવું કંઇ પણ આપ્યું નહિ જે ફાગણ મહિનાના પ્રભાતના અરુણોદયની પેઠે પોતાના કોમળ તાપથી, એના બરફના હૃદયને ઓગાળી સંસારમાં એક સ્નેહનો પ્રવાહ વહેવડાવે!

પરંતુ અણિમાલિકા કામકાજમાં જબરી હતી. કદી યે તે વધારે માણુસો રાખતી નહિ. જે કામ પોતાના હાથે થાય તે કામ તે હાથે જ કરવાની—એનાથી થઇ શકે એવા કામમાં બીજો કોઇ એની પાસેથી દોઢિયું પણ કમાઈ જાય એ વાત ખોટી! તે કોઈની યે ચિંતા કરતી નહિ, કોઈને યે ચાહતી નહિ. માત્ર કામ કરતી, અને પૈસો ટકો ભેગો કરતી. આથી એને રોગ, શોક કે સંતાપ કશુંયે નડતું નહોતું. એનું સ્વાસ્થ્ય અનુપમ હતું, શાન્તિ અખંડ હતી, અને ભેગી કરેલી દોલતની ઉપર તે દમામથી વિરાજતી હતી!

મોટા ભાગના પતિઓને આટલાથી સંતોષ થાય છે; સંતોષ કેમ ન થાય? આ કંઈ ઓછું નથી! આટલું યે દુર્લભ છે. શરીરમાં કમર નામનો એક ભાગ છે, તેની કમરમાં પીડા ન થાય ત્યાં સુધી ખબર પડતી નથી.—તેવી રીતે ઘરનું આશ્રયસ્થાન સ્ત્રી છે, તેનો પ્રેમનો ચાબૂક ખાઇ ડગલે ને પગલે અને ચોવીસે કલાક અનુભવ કરવો તેનું નામ ગૃહસ્થ જીવનની કમરપીડા! નિર્મળ પતિવ્રત ધર્મ એ સ્ત્રીને માટે ગૌરવનો વિષય છે, પરંતુ પતિને માટે તે આરામનો વિષય નથી એવો મારો તો મત છે.

મહાશય, સ્ત્રીનો પ્રેમ કેટલો મળ્યો, અને કેટલો ન મળ્યો તેનો દરરોજ સૂક્ષ્મ કાંટી લઇને તોલ કરવા બેસવું એ શું પુરુષનો ધંધો છે? સ્ત્રી એનું કામ કરે, ને હું મારું કામ કરું—બસ, આનું નામ ઘરસંસાર!

બાકી અવ્યક્તની અંદર કેટલું વ્યક્ત છે, ભાવની અંદર કેટલો અભાવ છે. સુસ્પષ્ટની અંદર કેટલું માત્ર ઇંગિત રૂપે છે. અણુ પરમાણુની અંદર કેટલી વિશાળતા છે!—આવી પ્રેમને સમજવાની સૂક્ષ્મસૂક્ષ્મ અતિ સૂક્ષ્મ સમજશક્તિ વિધાતા પુરુષે માણસને આપી નથી—આપવાની જરૂર પણ નહોતી. પરંતુ પુરુષ આદમીના તલ

જેવડા રાગ વિરાગને જોઇને સ્ત્રીઓ એનો તોલ કરવા બેસી જાય છે. તેઓ એના શબ્દોમાંથી ખરો ઇશારો, અને ઇશારામાંથી ખરો શબ્દ ચીરી ચીરીને, ખણી ખોતરીને બહાર કાઢે છે!

કારણ કે પુરુષનો પ્રેમ એ જ સ્ત્રીઓનું બળ છે; તેમના જીવન વ્યવસાયની એ જ મૂડી છે. એટલે, એના પવનની ગતિ જોઇને, યોગ્ય વખતે જો બરાબર સઢ ફેરવવામાં આવે તો જ તેમની હોડી તરી શકે છે. એટલે જ વિધાતાએ પ્રેમ માપવાનું યંત્ર સ્ત્રીઓના હૃદયમાં છુપાવી રાખ્યું છે, પુરુષોને આપ્યું નથી.

પરંતુ વિધાતાએ જે આપ્યું તે હમણાં હમણાંનું પુરુષોએ જાતે પેદા કરી લીધું છે. કવિઓએ વિધાતાને થાપ આપીને આ દુર્લભ યંત્ર, આ દિગ્દર્શન યંત્રશલાકા આખી દુનિયાના હાથમાં લાવીને મૂકી દીધું છે. આમાં હું વિધાતાનો દોષ નથી કાઢતો, કારણ કે તેમણે તો સ્ત્રી અને પુરુષને બિલકુલ અલગ અલગ જ પેદા કર્યાં પરન્તુ સભ્યતામાં એવો તફાવત રહી શકતો નથી. હવે તો સ્ત્રી પણ પુરુષ થાય છે, અને પુરુષ પણ સ્ત્રી થાય છે.

એટલે ઘરમાંથી સુખ અને શાંતિ અલોપ થયાં છે. હવે તો શુભ વિવાહ થતાં પહેલાં, હું છોકરાને પરણું છું કે છોકરીને પરણું છું તેનો કોઇ રીતે નિર્ણય ન કરી શકવાને લીધે, વર ને કન્યા બન્નેનાં મન ભયથી થર થર કાંપે છે.

આપને ચીઢ ચડતી હશે! પણ શું થાય? એકલો પડી રહું છું, સ્ત્રીની નિકટતા પામ્યો નથી; એટલે દૂરથી સંસારનાં ઘણાં ગૂઢ તત્ત્વોનો મારા મનમાં ઉદય થાય છે—અને આવી બધી વાતો વિદ્યાર્થીઓ આગળ કરવાની હોતી નથી, એટલે વાતવાતમાં આપને કહી દીધી છે. વિચાર કરી જોજો!

ટૂંકમાં કહેવાની વાત એ છે કે ભોજનમાં મીઠું ઓછું નહોતું પડતું, અને પાનમાં ચૂનો વધારે નહોતો પડતો, તેમ છતાં ફણીભૂષણનું હૃદય કોણ જાણે શી શી અસ્વસ્થતાનો અનુભવ કરતું.

સ્ત્રીનો કંઈ દોષ નહોતો, કંઈ ભૂલ નહોતી, તો પણ પતિને કંઈ સુખ નહોતું. પતિ પોતાની સહધર્મિણીનું ગુફા જેવું શૂન્ય હૃદય જોઈને, હીરામોતીના ઘરેણાંનો વરસાદ વરસાવતો, પરંતુ એ બધાં જઈને પડતાં પેલી લોઢાની પેટીમાં,—હૃદય તો શૂન્ય જ રહેતું.

કાકા દુર્ગામોહન પ્રેમમાં આટલું ઊંડું જ્ઞાન ધરાવતા નહોતા, આટલા વ્યાકુળ બનીને તેનો વિચાર કરતા નહિ; આટલી ઉદારતાથી, આટલા પ્રમાણમાં દાગીનાઓ આપતા નહિ, તેમ છતાં કાકાની પાસેથી તેમને ભરપૂર મળતર મળ્યા કરતું. વેપારી થવું હોય તો નવીનબાબુ થવા જઈએ તે ન પાલવે, અને પતિ થવું હોય તો પુરુષ થવાની જરૂર છે એ વિષે જરાએ શંકા ન રાખશો.'

: ૭ :

બરાબર આ વખતે શિયાળવાં પાસેની ગાડીમાંથી ખૂબ મોટેથી ચિત્કાર કરવા લાગ્યાં. માસ્તર મહાશયના વાર્તા પ્રવાહમાં થોડીક મિનિટ વિઘ્ન પડ્યું. એ અંધારી સભાભૂમિમાં કુતૂહલપ્રિય શિયાળ સમાજ સ્કૂલ માસ્તરને મોઢે દામ્પત્ય નીતિની વ્યાખ્યા સાંભળીને કે પછી નવીન સભ્યતાથી દુર્બળ બનેલા ફણીભૂષણનું આચરણ જોઈ રહી રહી અટ્ટહાસ્ય કરવા લાગ્યાં. શિયાળવાંના એ ભાવોદ્ગારો બંધ પડ્યા ત્યારે જળ અને સ્થળ પહેલાં કરતાં વધારે શાંત લાગ્યાં.

માસ્તર મહાશયે અંધારામાં પોતાની મોટા મોટા ડોળા ફેરવીને વાત કહેવા માંડી.

ફણીભૂષણનો વેપાર બહુ બહોળો હતો, ને બહુ આંટીઘૂંટીવાળો હતો. ઓચિંતાના એ વેપારમાં કંઈ ગાબડું પડ્યું. ખરેખર શું બન્યું હતું તે મારા જેવા અવેપારીને માટે સમજવું કે સમજાવવું બહુ અઘરું છે. પણ મુદ્દાની વાત એ છે કે એકાએક કોઈ કારણવશાત બજારમાં તેની આબરૂ રાખવાનું બહુ અઘરું બની ગયું. જો માત્ર

પાંચેક દિવસ માટે પણ એને ક્યાંકથી દોઢેક લાખ રૂપિયા મળી શક્યા હોત, બજારમાં જો એક જ વખત એ વીજળીના ચમકારાની પેઠે રૂપિયાનું મોં દેખાડી દઈ શક્યો હોત, તો ઘડીકમાં એના માથેથી આફતનો ઓળો ઉતરી જાત, અને એનો વેપાર સઢે ફૂલીને જોરથી ચાલત.

પરન્તુ પૈસાની જોગવાઈ થઈ નહિ. ગામના ઓળખીતા શાહુકારોની પાસેથી પૈસા વ્યાજે લેવા નીકળ્યો છે એવી વાત બહાર આવે તો એના વેપારને બમણું નુકસાન થાય, એ બીકે તેને અજાણી જગાએ પૈસા વ્યાજે લેવાની કોશીશ કરવી પડી હતી; અને ત્યાં યોગ્ય રકમ ગીરો ન મૂકે તો ચાલે તેવું નહોતું.

ઘરેણાં ગીરો મુકાય તો લખાપટી પણ બહુ ન થાય, ને બહુ મોડું પણ ન થાય. કામ એકદમ ને સહેલાઈથી પતી જાય.

ફણીભૂષણ સ્ત્રીની પાસે ગયો. પોતાની સ્ત્રીની પાસે પતિ ખૂબ સહજ ભાવે જઈ શકે છે, પણ ફણીભૂષણમાં તેવી રીતે જવાની તાકાત નહોતી. કમનસીબે, કાવ્યનો નાયક કાવ્યની નાયિકાને ચાહે તેવી રીતે ફણીભૂષણ પોતાની સ્ત્રીને ચહાતો હતો; જે પ્રેમમાં બીતાં બીતાં ડગલું ભરવું પડે, અને, જે પ્રેમમાં મોં ખોલીને બધી વાત કહેવાય નહિ, તે પ્રેમનું આકર્ષણ પ્રબળ હોય તો પણ સૂર્ય અને પૃથ્વીના આકર્ષણની પેઠે વચમાં એક પડદો રાખે છે.

તેમ છતાં, કંઈ કંઈ મુસીબતની વેળા કાવ્યના નાયકને પણ પ્રેયસીની પાસે હુંડી, ગીરો અને હાથખતની વાતો કાઢવી પડે છે પરન્તુ બોલતાં બોલતાં અવાજ ખડખડાઈ જાય છે, વાક્ય તૂટી જાય છે, અરે, આવાં બધાં સાફસાફ કામની વાત કરતાં પણ એમાં ભાવની જડતા અને વેદનાની ધ્રુજારી આવીને ઊભી રહે છે.

અભાગિયો ફણીભૂષણ સાફ સ્પષ્ટ બોલી શક્યો નહિ, કે, ‘અરે ! મને જરૂર પડી છે, તારાં ઘરેણાં આપ !’

એ બોલ્યો તો ખરો, પણ અત્યંત દુર્બળભાવે બોલ્યો.

મણિમાલિકા કઠિન મુખ કરીને બેસી રહી, હા કે ના કશું બોલી નહિ. તે વખતે ફણીભૂષણને અતિ ક્રૂર આઘાત થયો, પણ તેણે સામો આઘાત કર્યો નહિ. કારણ કે પુરુષમાં હોવી જોઇતી બર્બરતા તેનામાં બિલકુલે રહી નહોતી. જ્યાંથી જોર કરીને ખૂંચવી લેવું જોઈતું હતું ત્યાં તેણે પોતાનો અંદરનો ગુસ્સો સુદ્ધાં દબાવીને ચૂપ રહ્યો. ત્યાં માત્ર પ્રેમને જ અધિકાર હતો. ભલે ખાનાખરાબી થઇ જાય, પણ ત્યાં બળને પ્રવેશ કરવા દેવાય નહિ એવો તેના મનનો ભાવ હતો.

આ વિષે જો એને કોઇએ ઠપકો દીધો હોત, તો મને લાગે છે કે તેણે એની સામે એવી ઝીણી દલીલો કરી હોત કે બજારમાં જો ભુલેચૂકે હું મારી ક્રેડિટ ખોઈ બેસું તો એટલા જ કારણસર મને બજાર લૂંટી લેવાનો અધિકાર મળી જતો નથી; તેવી રીતે સ્ત્રી જો રાજીખુશીથી મારા પર વિશ્વાસ રાખી મને ઘરેણાં ન આપે તો હું તેની પાસેથી જોર કરીને કેવી રીતે છીનવી લઇ શકું ? બજારમાં જેવું ક્રેડિટનું સ્થાન છે, તેવું ઘરમાં પ્રેમનું સ્થાન છે—બાકી બાહુબળનું સ્થાન કેવળ રણક્ષેત્રમાં છે !

ડગલે ને પગલે આવાં સૂક્ષ્માતિસૂક્ષ્મ દલીલોનાં દોરડાં વણવા માટે જ શું વિધાતાએ પુરુષને આવો ઉદાર, આવો બલવાન, અને આવો મોટો બનાવ્યો હશે ? ચિત્તવૃત્તિની સાથે એવી રમત કરવાનો એને એવો વખત છે ખરો કે એને એ શોભે છે ખરું ?

ગમે તેમ હો, પોતાની ઉન્નત હૃદયભાવનાના ગર્વમાં સ્ત્રી ને

ઘરેણાંને સ્પર્શ પણ કર્યા વગર ફણીભૂષણ, નાણાં મેળવવાનો રસ્તો કાઢવા કલકત્તા ચાલ્યો ગયો.

સંસારમાં સામાન્ય રીતે સ્ત્રીને પતિ જેટલી ઓળખે તેનાં કરતાં સ્ત્રી પતિને વધારે ઓળખે છે. પરંતુ પતિની પ્રકૃતિ જો અતિશય સૂક્ષ્મ હોય તો થોડુંક સ્ત્રીની નજર બહાર રહી જાય છે. આપણા ફણીભૂષણની સ્ત્રી પૂરું સમજતી નહિ. સ્ત્રીઓની અશિક્ષિત-પટુતા અનેક કાળના પ્રાચીન સંસ્કારોમાંથી ઘડાયેલી છે, એ પટુતા અતિ નવીન જમાનાના પુરુષોને પહોંચી શકતી નથી. એ પુરુષો સ્ત્રીઓના જેવા જ રહસ્યમય બની જાય છે. સાધારણ પુરુષોના જે વર્ગો છે, દાખલા તરીકે કોઈ બર્બર છે, કોઈ મૂર્ખ છે, કોઈ અંધ છે, તેમાંના એક વર્ગમાં આ પુરુષોને ચોક્કસપણે મૂકી શકાતા નથી.

એટલે મણિમાલિકાએ સલાહ લેવા માટે પોતાના મંત્રીને બોલાવ્યો. ગામના સંબંધથી અને દૂરના સગપણના સંબંધથી મણિમાલિકાનો એક ભાઈ ફણીભૂષણના ઘરમાં રહીને ગુમાસ્તાના હાથ નીચે કામ કરતો. એનો એવો સ્વભાવ નહોતો કે કામકાજમાં આગળ વધીને કંઈ પ્રાપ્તિ કરે, આથી ગમે તે કંઈ બહાનું કાઢીને, સગપણના જોરે પગાર અને પગાર કરતાંયે કંઈક વધારે તે મેળવતો રહેતો.

મણિમાલિકાએ એને બોલાવીને બધી વાત કરી. પછી પૂછ્યું: 'તમારી શું સલાહ છે?'

તેણે અત્યંત બુદ્ધિશાળીની પેઠે માથું હલાવીને જાહેર કર્યું કે 'સંજોગો સારા નથી.' વાત એમ છે કે બુદ્ધિશાળીઓને કદી પણ સંજોગો સારા દેખાતા નથી.

તેણે કહ્યું: 'બાબુને કદી પણ રૂપિયા મળવાના જ નથી, એટલે છેવટે તેઓ તમારાં આ ઘરેણાં ઉપર તરાપ મારવાના જ.'

મણિમાલિકાને મનુષ્યનો જેટલો પરિચય હતો તેટલા પરથી તે સમજી કે આવું જ બનવાનું, અને આવું જ બને, એટલે તેની ચિંતાનો પાર ન રહ્યો. સંસારમાં એને છોકરું છોકરી કંઈ નહોતું. પતિ હતા, પરંતુ અસ્તિત્વ તેણે અંતરમાં કદી અનુભવ્યું નહોતું, એટલે તેનું આ વહાલનું ધન, છોકરો જેમ વરસે વરસે મોટો થાય તેમ જે ધન પણ વરસે વરસે વધતું જતું હતું તે ધન—આ કંઈ માત્ર રૂપક નથી, પણ હકીકત છે.—એ ધન, એ સોનું, એ માણેક, એ ડોકનાં, છાતીનાં, માથાનાં આભૂષણો, કંઈ કંઈ દિવસની કંઈ કંઈ હોંશની એ ચીજો, એક પલકમાં વેપારની ઊંડી ખાઈમાં જઈ પડશે એવી કલ્પના કરતાં તેનું આખું શરીર ઠરીને હિમ થઈ ગયું.

તે બોલીઃ ' શું કરશું ?'

મધુસૂદને કહ્યું: ' ઘરેણાં ગાંઠાં લઈને હમણાં જ પિયર જવા નીકળી પડો !'

ઘરેણાંનો થોડો ભાગ નહિ, પણ મોટો ભાગ પોતાના જ ભાગમાં આવે એવી બુદ્ધિશાળી મધુએ મનમાં મનમાં યોજના વિચારી કાઢી.

મણિમાલિકાએ એકદમ આ સૂચના સ્વીકારી લીધી.

ઊતરતા અષાડની એક સાંજે આ ઘાટને કિનારે એક નૌકા આવીને લાંગરી. વાદળઘેર્યા પરોઢનો ગાઢ અંધકાર હતો. કેવળ માત્ર દેડકાં જાગતાં હતાં ને ડરાંઉ ડરાંઉ કરતાં હતાં. એવામાં પગથી માથા સુધી ચાદર વીંટાળીને મણિમાલિકા નૌકામાં બેઠી.

મધુસૂદન નૌકાની વચમાં સૂતો હતો. તે જાગી ઊઠીને બોલ્યોઃ ' ઘરેણાંનો ડબો મને આપો !'

મણિએ કહ્યું: 'પછી આપું છું, હમણાં નૌકા ચાલવા દો !'

મણિમાલિકાએ આખી રાત જાગીને એક પછી એક તમામે તમામ ઘરેણાંથી તેનું આખું શરીર લાદી દીધું હતું.—માથેથી પગ સુધી તે ગઠાઈ ગઈ હતી. ડબામાં કે પેટીમાં ઘરેણાં લઈ જાય, ને વખતે એ પેટી ખોવાઈ જાય તો ? પરંતુ અંગ પર ચડાવેલાં ઘરેણાં, કોઈ તેનું ખૂન ન કરે ત્યાં લગી તેના હાથમાં આવે નહિ !

મણિમાલિકાની સાથે કોઈ પેટી ન જોઈ મધુસૂદન કંઈક વિચારમાં પડી ગયો.—જાડી ચાદરની નીચે મણિમાલિકાના દેહ જીવની સાથે સાથે દેહ ને જીવ—કરતાંયે વધારે વહાલાં ઘરેણાં હશે એવું તે અનુમાન કરી શક્યો નહિ. મણિમાલિકા ફણીભૂષણને તો નહોતી ઓળખતી, પણ મધુસૂદનને તો બરાબર ઓળખતી હતી.

મધુસૂદન ગુમાસ્તાને એક ચિઠ્ઠી આપતો આવ્યો હતો કે હું શેઠાણીને પિયર મૂકવા લઈ જાઉં છું. ગુમાસ્તો ફણીભૂષણના બાપના વખતનો જૂનો હતો. તેણે ખૂબ ગુસ્સે થઈને દંત્ય સ નો તાલવ્ય 'શ' બનાવી શેઠને એક કાગળ લખ્યો—એને સારૂં બંગાળી લખતાં નહોતું આવડતું, પરંતુ સ્ત્રીને બહુ ચડાવવી એ પુરુષને શોભતું નથી એ વાત એણે સીધેસીધી લખી નાખી હતી.

ફણીભૂષણ મણિમાલિકાના મનનો ભાવ બરાબર સમજી ગયો. એના મનમાં પહેલાં કરતાંયે વધારે આઘાત થયો કે હું આવડી મોટી મુસીબતમાં આવી પડ્યો છું છતાંયે સ્ત્રીનાં ઘરેણાં પર હાથ નાખતો નથી, ને બીજી રીતે નાણાં મેળવવા લોહીનું પાણી કરૂં છું—આટલું છતાંયે મારા પર એને વહેમ આવે છે ! આજે પણ મને તેણે ઓળખ્યો નહિ !

પોતાની ઉપર આ ઘોર અન્યાય થતો જોઇ ફણીભૂષણને ક્રોધ ચડવો જોઇતો હતો, પરંતુ તે તો માત્ર જરાક ક્ષુબ્ધ થયો એટલું જ! પુરુષ આદમી વિધાતાનો ન્યાયદંડ છે; એ ન્યાયદંડમાં વિધાતાએ વજ્રાગ્નિ મૂકેલો છે; પોતાની ઉપર કે પારકાની ઉપર અન્યાય થતો જોઇને જો તે અગ્નિ ભક કરીને સળગી ઉઠે નહિ, તો ધિક્કાર છે એને! પુરુષ આદમીએ વાતવાતમાં દવના અગ્નિની પેઠે ભભૂકી ઉઠવું જોઇએ, અને સ્ત્રીએ વગર કારણે શ્રાવણની વાદળીની પેઠે આંસુ વરસાવતા જ રહેવું જોઇએ, એવો વિધાતાએ બંદોબસ્ત કરેલો હતો—પરંતુ આજે એ ચાલતો નથી!

ફણીભૂષણ અપરાધિની પત્નીને સંબોધીને મનમાં મનમાં બોલ્યો: 'તારે આમ કરવું હોય તો આમ કર, પણ હું મારું કર્તવ્ય બજાવતો રહેવાનો.'

બીજા પાંચ છ સૈકાઓ પછી જગત જ્યારે કેવળ અધ્યાત્મ શક્તિથી ચાલવાનું છે—તે વખતે ફણીભૂષણે જન્મ લેવાની જરૂર હતી; એને બદલે એ આ વીસમી સદીમાં અવતર્યો, ને પાછો શાસ્ત્રમાં જેની બુદ્ધિને પ્રલયંકરી કહી છે તેવી પેલી આદિ યુગની સ્ત્રીને પરણી બેઠો.

ફણીભૂષણે સ્ત્રીને એક અક્ષરે કાગળ લખ્યો નહિ, અને મનમાં મનમાં પ્રતિજ્ઞા કરી કે આ વિષે હું સ્ત્રીની સાથે કદી પણ કંઇ પણ વાત કાઢવાનો નથી. કેવો ભીષણ દંડ!

દશેક દિવસ પછી જેમ તેમ કરી, જોઇતાં નાણાં મેળવીને આફતમાં ફસેલો ફણીભૂષણ બહાર નીકળ્યો, ને ઘેર આવી પહોંચ્યો.

એના મનથી એમ કે પિયરમાં ઘરેણાં વગેરે મૂકીને મણિમાલિકા ક્યારનીયે પાછી ઘેર આવી ગઈ હશે. પેલે દિવસ મોં પર દીન અરજદારનો ભાવ ધારણ કરીને તે મણિને મળવા ગયો હતો, પણ આજે કૃતકૃત્ય થઈને જતો હતો, તેથી એનો ભાવ હટી ગયો હતો; તેથી આજે એને જોઈ મણિ કેવી શરમાઈ જશે, અને વગર કારણે ઘરેણાં લઈને આટલી દોડાદોડ કરવા માટે કેવો પસ્તાવો કરશે એવી મનમાં કલ્પનાઓ કરતો ફણીભૂષણ અંતઃપુરમાં તિજોરીવાળા ઓરડાના ઊમરા આગળ આવીને ઊભો.

જોયું તો બારણું બંધ હતું !

તાળું તોડી અંદર જઈને જોયું તો ઘર ખાલી ! ખૂણામાં લોઢાની પેટી ઉઘાડી પડી હતી, તેમાં ઘરેણાંનું નામનિશાને નહોતું !

પતિના હૃદયમાં ધડાક કરતો એક ઘા લાગ્યો ! તેને થયું કે સંસાર અર્થહીન છે, અને પ્રેમ તથા વેપાર રોજગાર બધુંયે નકામું છે. આપણે આ સંસાર પિંજરના પ્રત્યેક સળીઆ ઉપર પ્રાણ પાથરવા બેઠા છીએ, પરંતુ એની અંદર પંખી નથી, રાખીએ તોયે રહેતું નથી,—તોયે રાત ને દિવસ હૃદયની ખાણનાં હીરા ને માણેક હારીને, અને અશ્રુજળની મુક્તામાલાઓ વડે આપણે શું શણગારવા બેઠા છીએ !

જીંદગીને ચારે બાજુથી બાંધી બેઠેલા સંસારના આ ખાલી પિંજરાને ફણીભૂષણે મનથી મનથી લાત મારીને દૂર હડસેલી દીધું.

ફણીભૂષણને સ્ત્રીને વિષે કોઈ પણ જાતનો પ્રયાસ કરવાનું મન થયું નહિ. મનમાં મનમાં તે બોલ્યોઃ 'મન થાય તો પાછી આવજે.'

વૃદ્ધ બ્રાહ્મણ ગુમાસ્તાએ આવીને કહ્યું: 'ચુપચુપ બેસી રહે આ દશામાં વળશે? શેઠાણીના ખબર કાઢવા જોઈએ તો!'

આમ કહી તેણે મણિમાલિકાના બાપને ઘેર માણસ મોકલી દીધો. ત્યાંથી ખબર આવ્યા કે મણિ કે મધુ એમાંથી કોઈ ત્યાં હજી સુધી આવ્યું નથી.

પછી ચારે તરફ શોધ શોધ મચી ગઈ, નદીને કાંઠે કાંઠે બૂમો પાડતા પાડતા માણસો દોડ્યા. મધુની તપાસ કરવા માટે પોલીસને ખબર આપવામાં આવી,—કેવી નૌકા હતી, કોની નૌકા હતી અને એ લોકો કયે રસ્તે ગયાં તેનો કંઈ જ પત્તો લાગ્યો નહિ.

બધી આશાઓ છોડીને એક દિવસ ફણીભૂષણે સાંજે પોતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો. તે દિવસે ગોકળઆઠમ હતી, સવારનો મૂશળધાર વરસાદ પડતો હતો ! આઠમના તહેવાર ટાંકણે ગામની બહાર મેળો ભરાયો હતો. ત્યાં રામલીલા થતી હતી. મૂશળધાર વરસતા વરસાદના અવાજમાં રામલીલાનો અવાજ ધીમો પડીને કાને પહોંચતો હતો.

ફણીભૂષણ એકલો ઝરૂખામાં બેઠો હતો. વાદળાંની હવા, વરસાદના છાંટા અને નાટકનું ગાયન ઘરમાં પ્રવેશ કરતું હતું, પણ તેનો તેને ખ્યાલ નહોતો.

ઘરની દિવાલ ઉપર એક કલાકારે બનાવેલી લક્ષ્મી અને સરસ્વતીની છબીઓ લટકતી હતી. અભરાઇ ઉપર એક ટુવાલ અને એક અંગૂછો હતો, એક બે સાડીઓ હતી, જાણે હમણાં વાપરવાની હોય તેવી રીતે બધું લટકાવેલું હતું.

ઓરડાના ખૂણામાં ટિપાઈની ઉપર પિત્તળની ડબીમાં મણિમાલિકાએ પોતાને હાથે બનાવેલાં કેટલાંક પાન સુકાઇને પડયાં હતાં.

કાચના કબાટમાં તેણે બાળપણથી સંઘરેલાં ચીનાઈ માટીનાં પૂતળાં, અત્તરની શીશીઓ, રંગીન કાચની ફૂલદાનીઓ, કીમતી બાજુઓ, સમુદ્રના મોટા મોટા શંખકોડા, અને સાબુ વગરની ખાલી ડબીઓ સુદ્ધાં બધું ખૂબ સાચવીને ગોઠવેલું હતું. ખાસ પ્રકારના ગોળાવાળું એક કેરોસિનનું ફાનસ તેને ખૂબ જ ગમતું હતું, અને તે દરરોજ જાતે તેને સાફસૂફ કરીને પોતાના હાથે જ સળગાવીને તે ખીંટી પર લટકાવતી, તે ફાનસ હજી પણ ત્યાં જ હતું, અને મ્લાન બનીને ઊભું હતું, માત્ર આ નાનકડું ફાનસ જ આ શયનખંડમાં મણિમાલિકાની છેલ્લી પળનું મૂંગું સાક્ષી હતું. બધું જ ખાલી કરીને જે ચાલ્યું જાય છે તે પણ આટલાં ચિહ્નો, આટલો ઇતિહાસ, અને તમામ જડ ચીજો ઉપર પોતાના સજીવ હૃદયના આટલા સ્નેહાક્ષરો મૂકતું જાય છે!

આવ, મણિમાલિકા આવ! તારો દીવો તું સળગાવ, તારા ઓરડામાં તું અજવાળું કર!, આયનાની સામે ઊભી રહીને ટાપટીપથી તારો સાડી તું પહેર! તારી ચીજો બધી તારા આવવાની રાહ જોઈ રહી છે! તારી પાસેથી કોઈ કશું જ માગવાનું નથી, માત્ર તું આવીને, તારા અક્ષય યૌવન વડે અને તારા નિર્મળ સૌન્દર્ય વડે ચારે તરફની આ બધી વિપુલ, નિરાધાર, જડ વસ્તુઓને, પ્રાણની એકતામાં સજીવ કરી નાખ! આ બધી મૂક નિર્જીવ વસ્તુઓના અવ્યક્ત રુદનથી આજે તો આ ઘર આખું સ્મશાન જેવું બની ગયું છે.

મોડી રાતે ક્યારે વરસાદ બંધ થઈ ગયો, ને રાસલીલા બંધ થઈ તેની ખબર નથી. પણ ફણીભૂષણ તો ઝરૂખામાં જેમ બેઠો હતો તેમ જ બેઠો રહ્યો. બારીની બહાર એવો વિશ્વવ્યાપી ગાઢ અંધકાર હતો કે એ જોઈ એને લાગતું હતું કે સામે જમપુરીના ગગનભેદી દરવાજે છે!—અહીં ઊભા રહીને રોતાં રોતાં જેમ પાડી હોય તો

ઘણા વખતથી ખોવાયેલી ચીજ એક વખત તો જરૂર જોવા મળે !—આ કાજળ કાળા મૃત્યુના પટ ઉપર, આ અતિ કઠોર કસોટી પથ્થરની ઉપર પેલા ખોવાયેલા સોનાની રેખા જરૂર પડે !

એટલામાં એક ઠક ઠક અવાજની સાથે ઘરેણાંનો ઝમઝમ અવાજ એને કાને પડયો. એ અવાજ નદીના ઘાટ પરથી આવતો હોય એવું એને લાગ્યું. તે વખતે નદીનું પાણી અને રાત્રિનો અંધકાર બંને એકાકાર થઇ ગયાં હતાં.

ફણીભૂષણ પુલકિત થઇ ગયો. તે આંખો ખેંચી ખેંચી, અંધારું ભેદી ભેદીને જોવાની કોશીશ કરવા લાગ્યો; એનું હ્રદય એટલું ફૂલતું હતું, અને દૃષ્ટિ એટલી વ્યગ્ર બનતી હતી કે એ હ્રદય અને દૃષ્ટિ બન્ને દુખવા આવ્યાં.

પરંતુ કશુંયે દેખાયું નહિ. જેમ જેમ તે જોવાનો વધારે પ્રયત્ન કરવા લાગ્યો, તેમ અંધારું વધારે ગાઢ થવા માંડયું, ને જગત વધારે છાયામય થતું ગયું. પોતાના મૃત્યુ મંદિરની બારીએ અકસ્માત અતિથિને આવેલો જોઈ ઝડપથી મધરાત્રિએ પડદો ફેંકી દીધો.

હવે અવાજ ઘાટનું ઊપનું પગથિયું છોડીને ઘર તરફ આગળ વધવા માંડયો, અને ઠેઠ ઘરની સામે આવીને અટકયો. દરવાજો બંધ કરીને દરવાન રાસલીલા જોવા ગયો હતો. હવે એ બંધ બારણાં ઉપર ઠક ઠક કરતા ઘા પડવા લાગ્યા.—જાણે ઘરેણાંની સાથે સાથે કોઈ કઠોર ચીજ બારણાં ઉપર આવીને અથડાતી હોય એવું લાગતું હતું.

ફણીભૂષણ હવે રહી શકયો નહિ. અંધારા ઓરડા વટાવીને, અંધારામાં નીસરણી ઊતરીને એ ઠેઠ નીચે બંધ બારણા આગળ આવીને ઊભો. પણ બારણાને બહારથી તાળું મારેલું હતું.

ફણીભૂષણે બે હાથે બારણું હલાવ્યું—તરત જ તેના આઘાતથી

અને અવાજથી તે ચમકીને જાગી ગયો. હવે તેને ખબર પડી કે પોતે ઊંઘમાં નીચે ઊતરી આવ્યો હતો. એના આખા શરીરે પરસેવો વળી ગયો હતો. હાથ પગ બરફના જેવા ઠંડા પડી ગયા હતા, અને હૃદય હોલવાવા માંડતા દીવાની પેઠે ભકભક થતું હતું.

સ્વપ્ન તૂટી જતાં ખબર પડી કે બહારથી કોઈનો અવાજ આવતો નથી. માત્ર શ્રાવણનો મેહુલો ઝમ ઝમ કરતો વરસી રહ્યો હતો, અને તેની સાથે રામલીલાવાળા છોકરાઓનો ગાવાનો અવાજ ભળી ગયો હતો.

જો કે આ આખીયે ઘટના કેવળ સ્વપ્ન હતું, પરંતુ ફણીભૂષણને તે એટલી બધી સત્ય લાગી કે તેને થયું કે હું મોડો મોડો પડ્યો, થોડા વાસ્તે મારી આશા પાર પડતી રહી ગઈ. વરસાદની સાથેસાથે દૂરથી આવતો ભૈરવીના ગાનનો ધ્વનિ તેને કહેવા લાગ્યોઃ ‘ આ જાગરણ પોતે સ્વપ્ન છે, આ જગત સ્વયં મિથ્યા છે. ’

બીજે દિવસે પણ રામલીલા હતી, અને દરવાનને પણ રજા હતી. ફણીભૂષણે આજે આખી રાત દરવાજો ઉઘાડો રાખવાનો હુકમ કર્યો હતો.

દરવાને કહ્યુંઃ ‘ મેળા પ્રસંગે અનેક ગામથી અનેક જાતના માણસો આવ્યા હોય છે, એટલે દરવાજો ઉઘાડો રાખવાની હિંમત નથી ચાલતી. ’

પણ ફણીભૂષણે તે વાત માની નહિ.

દરવાને કહ્યુંઃ ‘ તો હું આખી રાત બેસી બેસી ચોકી કરીશ. ’

ફણીભૂષણે કહ્યું: 'એ નહિ બને, તારે રામલીલા જોવા જવાનું જ છે.'

દરવાન નવાઈ પામી ગયો.

બીજે દિવસે સાંજે દીવો હોલવી નાખીને ફણીભૂષણ પોતાના શયનખંડની પેલી બારીમાં આવીને બેઠો. આકાશમાં ખાલી વાદળાં હતાં, અને ચારે તરફ જાણે કંઇ બનાવની રાહ જોવાતી હોય એવી નિસ્તબ્ધતા હતી, દેડકાંને અશાંત કકરવ અને રામલીલાના ગાયનનાં બરાડા આ સ્તબ્ધતાને હણી શકતા નહોતા, પરંતુ તેમાં માત્ર એક પ્રકારનો ન સમજાય તેવો અદ્ભુત રસ ઉમેરતા હતા.

મોડી રાતે એક વખત દેડકાં, અને તમરાં, અને રામલીલાવાળા છોકરાં બધાંયે ચૂપ થઈ ગયા હતા, અને રાતના અંધારાની ઉપર વળી બીજું કશાકનું અંધારું આવી પડ્યું હતું.

ફણીભૂષણ સમજી ગયો કે હું, વખત થયો છે.

અગઇકાલની પેઠે આજે પણ નદીના ઘાટ ઉપર ઠક ઠકને ઝમ ઝમ અવાજ થવા લાગ્યો. પરંતુ ફણીભૂષણે એ તરફ નજર કરી નહિ. તેને બીક લાગી કે વખતે હું અધીરો બની જોવા જાઉં, કે આઘો પાછો થાઉં તો મારી ઇચ્છા ને શ્રમ બધું યે નકામું થઇ જાય! વખતે ઉત્સાહનો વેગ મારી ઇંદ્રિયોની શક્તિને મૂઢ બનાવી નાખે!

તેણે પોતાની બધી શક્તિઓનો ઉપયોગ પોતાના મનને દમાવવામાં કર્યો, અને લાકડાની મૂર્તિની પેઠે જડ બનીને હાલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો.

ઝમ ઝમ અવાજ આજે ઘાટ પરથી વધીને ધીમે ધીમે આગળ આવ્યો, ને ઉઘાડા બારણામાં દાખલ થયો, અંતઃપુરની ગોળ નિસરણી ચડીને તે અવાજ ફરતો ફરતો ઉપર આવતો હોય એવું લાગતું હતું.

ફણીભૂષણ હવે પોતાને વશ રાખી શક્યો નહિ. તોફાનમાં સપડાયેલી હોડકીની પેઠે તેનું હૃદય પછાડ ખાવા લાગ્યું, અને તેનો શ્વાસ રૂંધાવા માંડ્યો.

ગોળ નિસરણી પરથી એ ઝમ ઝમ અવાજ ઓસરીમાં થઈને, ધીમે ધીમે, ઓરડાની પાસે આવવા માંડ્યો. છેવટે બરાબર તે શયનખંડના બારણા આગળ આવીને તે થંભ્યો. હવે ઉમરો ઓળંગે એટલી જ વાર હતી.

ફણીભૂષણ હવે રહી શક્યો નહિ. તેનો રૂંધાયેલો આવેગ એક પળમાં પ્રબળ વેગથી નીકળી પડ્યો—તે વીજળી વેગે ખુરશીમાંથી ઊઠીને ઊભો થઈ ગયો, ને રોતો રોતો ચીસ પાડી ઊઠ્યો:

'મણિ!'

તરત જ તે ચમકીને જાગી ગયો. જોયું તો એના જ એ આકુળ ચિત્કારથી ઓરડાની છત સુદ્ધાં પ્રતિધ્વનિત થઈ ગઈ હતી, બહારથી દેડકાંનો અવાજ અને રામલીલાવાળા છોકરાઓના બેસેલા ગળાના બરાડા સંભળાતા હતા.

ફણીભૂષણે જોરથી પોતાનું કપાળ ઠોક્યું.

બીજે દિવસે મેળો ઉઠી ગયો છે.

દુકાનદારો અને ગામડીઆવાળા જતા રહ્યા છે. કૃષ્ણભૂષણે હુકમ કર્યો કે આજે સાંજ પછી હું ઘરમાં એકલો જ રહેવાનો છું.

નોકરોએ મનમાં વિચાર કરી નક્કી કર્યું કે બાબુ-સાહેબ કંઈક તંત્ર સાધના કરતા લાગે છે.

કૃષ્ણભૂષણે આખો દિવસ ઉપવાસ કર્યો.

ખાલી ઘરમાં સાંજે કૃષ્ણભૂષણ એકલો બારી આગળ બેઠો હતો. તે દિવસે આકાશમાં બહુ વાદળાં નહોતાં, અને ધોએલી નિર્મળ હવામાં આકાશના તારાઓ અતિશય ઉજ્જ્વળ દેખાતા હતા. વદ દશમના ચંદ્રમાને ઊગવાને બહુ વાર હતી. મેળો ફરી જવાને લીધે, એ કાંઠે વહેતી નદીમાં એકે નૌકા દેખાતી નહોતી, અને ઉત્સવનાં જાગરણ કરી કરીને થાકેલું ગામ બે રાતના ઉજાગરા પછી આજે ગાઢ નિદ્રામાં પડ્યું હતું.

કૃષ્ણભૂષણ એક ખુરશીમાં બેસીને, ખુરશીની પીઠ ઉપર માથું ઊંચું કરીને તારા જોતો હતો. તેને તેનો ભૂતકાળ યાદ આવતો હતો—તે વખતે તેની ઉંમર ઓગણીસ વરસની હતી. તે કલકત્તાની કૉલેજમાં ભણતો હતો. સાંજે ગોલદીઘિના મેદાનમાં ઘાસ ઉપર ચિત્ત ચત્તો પડ્યો પડ્યો, હાથનું ઓશીકું કરી તે અનંત આકાશના તારાઓ જોયા કરતો, અને નદીકિનારે આવેલા સસરાના ઘરના એક એકાંત ઓરડામાં બેઠેલી ચૌદ વરસની વયે પહોંચેલી મણીનું ઉજ્જ્વળ સુકોમળ મુખ યાદ કરતો! એ વખતનો એ વિરહ કેવો મધુર હતો! તે વખતના એ તારાઓના ઝગમગ યૌવનના ધબકારાઓની સાથે સાથે કેવા વસંતરાગિણ ચલિતાલમ્યાનૂ વાગી ઊઠતા!

આજે એના એ જ તારાઓએ આકાશમાં આગની શાહીથી મોહમુદ્ગરના શ્લોકો લખી રાખ્યા છે, ને કહે છે:

ઝમ ઝમ અવાજ આજે પાટ પરથી વધીને ધીમે ધીમે આગળ આવ્યો, ને ઉઘાડા બારણામાં દાખલ થયો, અંતઃપુરની ગોળ નિસરણી ચઢીને તે અવાજ ફરતો ફરતો ઉપર આવતો હોય એવું લાગતું હતું.

ફણીભૂષણ હવે પોતાને વશ રાખી શકયો નહિ. તોફાનમાં સપડાયેલી હોડકીની પેઠે તેનું હૃદય પછાડ ખાવા લાગ્યું, અને તેનો શ્વાસ રૂંધાવા માંડયો.

ગોળ નિસરણી પરથી એ ઝમ ઝમ અવાજ ઓસરીમાં થઈને, ધીમે ધીમે, ઓરડાની પાસે આવવા માંડયો. છેવટે બરાબર તે શયનખંડના બારણા આગળ આવીને તે થંભ્યો. હવે ઉંમરો ઓળંગે એટલી જ વાર હતી.

ફણીભૂષણ હવે રહી શકયો નહિ. તેનો રૂંધાયેલો આવેગ એક પળમાં પ્રબળ વેગથી નીકળી પડયો—તે વીજળી વેગે ખુરશીમાંથી છળીને ઊભો થઇ ગયો, ને રોતો રોતો ચીસ પાડી ઊઠયો:

'મણિ!'

તરત જ તે ચમકીને જાગી ગયો. જોયું તો એના જ એ આકુળ ચિત્કારથી ઓરડાની છત સુદ્ધાં પ્રતિધ્વનિત થઈ ગઇ હતી, બહારથી દેડકાંનો અવાજ અને રામલીલાવાળા છોકરાઓના બેસેલા ગળાના ખરાડા સંભળાતા હતા.

ફણીભૂષણે જોરથી પોતાનું કપાળ ઠોકયું.

બીજે દિવસે મેળો ઉઠી ગયો છે.

દુકાનદારો અને રામલીલાવાળા જતા રહ્યા છે. ફણીભૂષણે હુકમ કર્યો કે આજે સાંજ પછી હું ઘરમાં એકલો જ રહેવાનો છું.

નોકરોએ મનમાં વિચાર કરી નક્કી કર્યું કે બાબુ રાતે કંઈક તંત્ર સાધના કરતા લાગે છે.

ફણીભૂષણે આખો દિવસ ઉપવાસ કર્યો.

ખાલી ઘરમાં સાંજે ફણીભૂષણ એકલો બારી આગળ બેઠો હતો. તે દિવસે આકાશમાં બહુ વાદળાં નહોતાં, અને ધોયેલી નિર્મળ હવામાં આકાશના તારાઓ અતિશય ઉજ્જવળ દેખાતા હતા. વદ દશમના ચંદ્રમાને ઊગવાને બહુ વાર હતી. મેળો ઉઠી જવાને લીધે, એ કાંઠે વહેતી નદીમાં એક નૌકા દેખાતી નહોતી, અને ઉત્સવનાં જાગરણ કરી કરીને થાકેલું ગામ બે રાતના ઉજાગરા પછી આજે ગાઢ નિદ્રામાં પડ્યું હતું.

ફણીભૂષણ એક ખુરશીમાં બેસીને, ખુરશીની પીઠ ઉપર માથું ઊંચું કરીને તારા જોતો હતો. તેને તેનો ભૂતકાળ યાદ આવતો હતો—તે વખતે તેની ઉંમર ઓગણીસ વરસની હતી. તે કલકત્તાની કૉલેજમાં ભણતો હતો. સાંજે ગોલદીઘિના મેદાનમાં ઘાસ ઉપર ચિત થઈને પડ્યો પડ્યો, હાથનું ઓશીકું કરી તે અનંત આકાશના તારાઓ જોયા કરતો, અને નદીકિનારે આવેલા સસરાના ઘરના એક એકાંત ઓરડામાં બેઠેલી ચૌદ વરસની વયે પહોંચેલી મણીનું ઉજ્જવળ સુકોમળ મુખ યાદ કરતો! એ વખતનો એ વિરહ કેવો મધુર હતો! તે વખતના એ તારાઓના ઝમકારા યૌવનના ધબકારાઓની સાથે સાથે કેવા वसंतरागेण यतितालाभ्याम् વાગી ઊઠતા!

આજે એના એ જ તારાઓએ આકાશમાં આગની શાહીથી મોહમુદ્ગારના શ્લોકો લખી રાખ્યા છે, ને કહે છેઃ

ઝમ ઝમ અવાજ આજે ઘાટ પરથી વધીને ધીમે ધીમે આગળ આવ્યો, ને ઉઘાડા બારણામાં દાખલ થયો, અંતઃપુરની ગોળ નિસરણી ચઢીને તે અવાજ ફરતો ફરતો ઉપર આવતો હોય એવું લાગતું હતું.

ફણીભૂષણ હવે પોતાને વશ રાખી શક્યો નહિ. તોફાનમાં સપડાયેલી હોડકીની પેઠે તેનું હૃદય પછાડ ખાવા લાગ્યું, અને તેનો શ્વાસ રૂંધાવા માંડ્યો.

ગોળ નિસરણી પરથી એ ઝમ ઝમ અવાજ ઓસરીમાં થઈને, ધીમે ધીમે, ઓરડાની પાસે આવવા માંડ્યો. છેવટે બરાબર તે શયનખંડના બારણા આગળ આવીને તે થંભ્યો. હવે ઉંમરો ઓળંગે એટલી જ વાર હતી.

ફણીભૂષણ હવે રહી શક્યો નહિ. તેનો રૂંધાયેલો આવેગ એક પળમાં પ્રબળ વેગથી નીકળી પડ્યો—તે વીજળી વેગે ખુરશીમાંથી ઊઠીને ઊભો થઈ ગયો, ને રોતો રોતો ચીસ પાડી ઊઠ્યો:

'મણિ !'

તરત જ તે ચમકીને જાગી ગયો. જોયું તો એના જ એ આકુળ ચિત્કારથી ઓરડાની છત સુદ્ધાં પ્રતિધ્વનિત થઈ ગઈ હતી, બહારથી દેડકાંનો અવાજ અને રામલીલાવાળા છોકરાઓના બેઠેલા ગળાના બરાડા સંભળાતા હતા.

ફણીભૂષણે જોરથી પોતાનું કપાળ ઠોક્યું.

બીજે દિવસે મેળો ઉઠી ગયો છે.

દુકાનદારો અને રામલીલાવાળા જતા રહ્યા છે. ફણીભૂષણે હુકમ કર્યો કે આજે સાંજ પછી હું ઘરમાં એકલો જ રહેવાનો છું.

નોકરોએ મનમાં વિચાર કરી નક્કી કર્યું કે બાબુ રાતે કંઈક તંત્ર સાધના કરતા લાગે છે.

ફણીભૂષણે આખો દિવસ ઉપવાસ કર્યો.

ખાલી ઘરમાં સાંજે ફણીભૂષણ એકલો બારી આગળ બેઠો હતો. તે દિવસે આકાશમાં બહુ વાદળાં નહોતાં, અને ધોયેલી નિર્મળ હવામાં આકાશના તારાઓ અતિશય ઉજ્જ્વળ દેખાતા હતા. વદ દશમના ચંદ્રમાને ઊગવાને બહુ વાર હતી. મેળો ઉઠી જવાને લીધે, એ કાંઠે વહેતી નદીમાં એકે નૌકા દેખાતી નહોતી, અને ઉત્સવનાં જાગરણ કરી કરીને થાકેલું ગામ બે રાતના ઉજાગરા પછી આજે ગાઢ નિદ્રામાં પડ્યું હતું.

ફણીભૂષણ એક ખુરશીમાં બેસીને, ખુરશીની પીઠ ઉપર માથું ઉંચું કરીને તારા જોતો હતો. તેને તેનો ભૂતકાળ યાદ આવતો હતો—તે વખતે તેની ઉંમર ઓગણીસ વરસની હતી. તે કલકત્તાની કોલેજમાં ભણતો હતો. સાંજે ગોલદીઘિના મેદાનમાં ઘાસ ઉપર ચિત્ત થઈને પડ્યો પડ્યો, હાથનું ઓશીકું કરી તે અનંત આકાશના તારાઓ જોયા કરતો, અને નદીકિનારે આવેલા સસરાના ઘરના એક એકાંત ઓરડામાં બેઠેલી ચૌદ વરસની વયે પહોંચેલી મણીનુ ઉજ્જ્વળ સુકોમળ મુખ યાદ કરતો! એ વખતનો એ વિરહ કેવો મધુર હતો! તે વખતના એ તારાઓના ઝબકારા યૌવનના ધબકારાઓની સાથે સાથે કેવા वसंतरागेण यतितालान्याम् વાગી ઊઠતા!

આજે એના એ જ તારાઓએ આકાશમાં આગની શાહીથી મોહમુદ્ગારના શ્લોકો લખી રાખ્યા છે, ને કહે છેઃ

संसारो ऽ यमतीव विचित्रः ।

જોતજોતામાં બધા તારાઓ લુપ્ત થઇ ગયા, આકાશમાંથી એક અંધકાર ઉતર્યો, પૃથ્વી પરથી એક અંધકાર ઉપર ચડયો; બંને આંખનાં બે પાંપચાંની પેઠે ભેગા થઇને એકરૂપ બની ગયા.

આજે ફણીભૂષણનું ચિત્ત શાંત હતું. તેને ખાતરી હતી કે આજે મારી મનોકામના પૂર્ણ થશે, આજે મૃત્યુ સાધકની આગળ પોતાનું રહસ્ય જરૂર પ્રગટ કરશે.

ગઇ રાતની પેઠે પેલો અવાજ આજે પણ નદીના પાણીમાંથી નીકળીને ઘાટનાં પગથિયાં ઉપર આવ્યો. ફણીભૂષણ બંને આંખો ઉઘાડી રાખી સ્થિર અને દૃઢ ચિત્તે, આસન વાળી બેઠા.

અવાજ દરવાન વગરના દરવાજામાં પેઠો—અવાજ નિર્જન અંતઃપુરની ગોળ નિસરણી ઉપર ગોળ ગોળ ફરતો ચડવા લાગ્યો; અવાજે લાંબી ઓસરી વટાવી દીધી;—અને શયનખંડના બારણા આગળ આવીને પલકવાર થોભ્યો.

ફણીભૂષણનું હૃદય વ્યાકુલ બની ગયું, અને આખે શરીરે રૂંવાં ખડાં થઇ ગયાં. પરંતુ આજે તેણે આંખો ઉઘાડી નહિ.

અવાજે ઉંમરો ઓળંગી અંધારા ઓરડાની અંદર પ્રવેશ કર્યો.

અલગણી ઉપર સાડી સૂકવેલી છે, ખીંટીએ કેરોસીનનો દીવો લટકાવેલો છે. ટિપાઇ ઉપર પાનપેટીમાં સુકાયેલાં પાન પડયાં છે, અને કબાટમાં કંઇ કંઇ વિચિત્ર ચીજો ભરેલી છે—એ દરેક જગાએ

પર પોતાની દૃષ્ટિ સ્થિર કરી. જમણો હાથ ઊંચો કરી તેને પોતાની પાછળ આવવાનો મૂગો સંકેત કર્યો. એની ચાર આંગળીઓનાં હાડકાં પર હીરાની વીંટીઓ ઝળહળી રહી હતી.

ફણીભૂષણ મૂઢની પેઠે ઊઠીને ઊભો થયો.

હાડપિંજર બારણા તરફ ચાલ્યું, એના હાડકે હાડકે ઘરેણાંનો કઠોર અવાજ થવા લાગ્યો. ફણીભૂષણ પાશથી બંધાયેલી પૂતળીની પેઠે તેની પાછળ પાછળ ચાલ્યો.

પરસાળ ઓળંગી, ગાઢ અંધકારવાળી ગોળ નિસરણી ઊતરીને, ખટ ખટ ઠક ઠક ઝમ ઝમ અવાજ કરતું હાડપિંજર નીચે આવ્યું. પછી નીચેની ઓસરી વટાવી, નિર્જન, નિસ્તેજ, દરવાજા આગળ આવ્યું છેવટે દરવાજો વટાવી ઈંટોથી જડેલા બગીચાના રસ્તામાં આવ્યું. ઈંટો પર હાડકાંનો કડ કડ અવાજ થવા લાગ્યો. ત્યાં ઝાડપાન એટલાં બધાં હતાં કે ક્ષીણ ચાંદની તેમાંથી ચળાઈને પૃથ્વી પર આવી જ શકતી નહોતી, ચોમાસાના એ ગાઢ અંધારામાં થઈને, પતંગિયાંના ઝગમગાટમાં થઈને, બંને જણાં નદીના ઘાટ પર આવીને ઊભાં.

ઘાટમાં જે આરેથી અવાજ ઉપર આવ્યો હતો, તે જ આરા આગળ આવીને આ ઘરેણાંથી સજ્જ હાડપિંજરે પોતાની ટટાર ગતિએ, કઠોર અવાજ કરતાં કરતાં એક પછી એક પગથિયાં ઊતરવા માંડયાં. બેય કાંઠે છલકાતી, ચોમાસાની નદીના પ્રબળ પ્રવાહ ઉપર ચાંદનીનો એક લાંબો લિસોટો પડયો હતો. ને ઝગમગ ટગમગ થતો હતો.

હાડપિંજરે નદીમાં પગ દીધો. એની પાછળ આવતા ફણીભૂષણે પણ પાણીમાં પગ દીધો. પાણીનો સ્પર્શ થતાં જ ફણીભૂષણની તંદ્રા ઊડી ગઈ.

સામે કોઈ નથી—કોઈ માર્ગદર્શક નથી ! સાત નદીની સામે પાર ઝાડપાન સ્તબ્ધ બનીને ઉભાં છે. અને તેમનાં માથાં ઉપર ખંડિત ચંદ્રમા શાંત મૂક ભાવે જોઈ રહ્યો છે. કૃષ્ણભૂષણ રહી રહીને પગથી તે માથા સુધી થથરી ઉઠ્યો—એમ કરતાં પગ ખસી જતાં તે પાણીમાં પડી ગયો. એને તરતાં આવડતું હતું, પણ એના સ્નાયુ એના કાબૂમાં નહોતા;—સ્વપ્નમાંથી કેવળ એક પગ જાગૃતિના સિમાડે આવીને, બીજી જ ક્ષણે તે અખંડ નિદ્રાને તળિયે જઈ બેઠો.'

: ૫ :

વાત પૂરી કરી સ્કૂલ માસ્તર થોડીવાર ઉભા રહ્યા. પોતે એકદમ ચૂપ થયા ત્યારે જ તેમને ખબર પડી કે તેમના સિવાય આખું જગત ક્યારનું યે ચૂપ ને સ્તબ્ધ બની ગયું હતું.

કેટલી યે વાર સુધી હું એક અક્ષરે બોલ્યો નહિ; અને અંધારામાં તેઓ મારા મોંનો ભાવ પણ જોઇ શક્યા નહિ.

પછી તેમણે મને પૂછ્યું: 'આ વાત શું તમારા માન્યામાં નથી આવતી?'

મેં પૂછ્યું: 'તમારા માન્યામાં આવે છે?'

તેમણે કહ્યું: 'ના. કેમ નથી આવતી તેનાં કેટલાંક કારણો આપું. પહેલું તો એ કે પ્રકૃતિ દેવી નવલકથા લખતાં નથી, તેમને બીજું ઘણું કામ હોય છે—'

મેં કહ્યું: 'બીજું એ કે હું પોતે જ શ્રીયુત ફણીભૂષણ સાહા છું.'

સ્કૂલમાસ્તર જરા પણ ભોંઠા પડયા વગર બોલ્યા: 'ત્યારે તો મારું અનુમાન સાચું પડયું. આપની સ્ત્રીનું નામ શું હતું?'

મેં કહ્યું: 'નૃત્યકાલી!'

# ફેલ !

પૂંછડી ને માથું, રાહુ અને કેતુ એક બીજાની સાથે બાઝે તો જેવું જોવા જેવું થાય, તેવું જ આ પણ હતું. પ્રાચીન હાલદાર વંશ બે ભાગમાં વહેંચાઇને, વિશાળ મહાલયની વચમાં એક દિવાલ ચણી, એક બીજાની તરફ પીઠ કરીને બેસી ગયો હતો, કોઇ કોઇનું મોં જુએ નહિ !

નવગોપાલનો છોકરો નલિન અને નનીગોપાલનો છોકરો નંદ બન્ને એક વંશના હતા, એક ઉંમરના હતા, એક જ નિશાળમાં જતા હતા, અને કુટુંબના વેરઝેર અને ઝગડાઓની બાબતમાં પણ બન્નેનો એક મત હતો.

નલિનનો બાપ નવગોપાલ ખૂબ કડક માણસ હતો. તે છોકરાને ઘડી વિસામો લેવા દેતો નહિ, આખો દિવસ ભણવા ગણવા સિવાય બીજી વાત નહિ. છોકરાનો રમતગમત, કપડાંલત્તાં અને ખાવાપીવાનો તમામ શોખ તેણે નિશાળની ચોપડીઓ અને નોટોના થોકડાની નીચે દબાવી દીધો હતો.

નંદના બાપ વનીગોપાલનું રાજ્યતંત્ર બહુ શિથિલ હતું. તેની મા તેને બહુ ટાપટીપથી સજાવીને નિશાળમાં મોકલતી, ત્રણેક આના નાસ્તા માટે પણ આપતી; નંદ ભજીયાં, કુલફી, લખોટીઓ વગેરે મન ફાવે તેમ લેતો ને દેતો તેથી નિશાળીઆઓમાં યશસ્વી બની ગયો.

નલિન મનમાં મનમાં પરાભવનો અનુભવ કરી વિચાર કરતો કે નંદના બાપા જો મારા બાપા હોત, અને મારા બાપા એ નંદના બાપા હોત, તો નંદને મજા દેખાડત!

પરંતુ એવું સદ્ભાગ્ય આવે તે પહેલાં, નંદ વરસે વરસે ઈનામ જીતવા લાગ્યો. નલિન ખાલી હાથે ઘેર આવીને નિશાળના માસ્તરોના નામે પક્ષપાતનો આરોપ ચડાવવા લાગ્યો.

બાપે નલિનને બીજી નિશાળમાં મૂક્યો, તેના ઘેર ભણાવવા માટે બીજો માસ્તર રાખ્યો, ઊંઘમાંથી એક કલાક કાપીને ભણવાનો એક કલાક વધારી દીધો, પરંતુ પરિણામમાં કંઈ ફેર પડ્યો નહિ. નંદ એક પછી એક પરીક્ષાઓ પાસ કરતો કરતો બી. એ. પાસ થઈ ગયો, અને નલિન ફેલ થતો થતો મેટ્રિકમાં કલાની વચમાં ભરાયેલા ઉંદરની પેઠે અટકી પડ્યો.

એટલામાં તેના પિતાએ તેના પર દયા કરી, તેઓ મરી ગયા.

ત્રણ વરસો જતે મેટ્રિકના વર્ગમાંથી નલિનનો મોક્ષ થયો, હવે નલિન, વીંટી, બટન, ઘડિયાળની ચેન વગેરે ચમકાવતો નંદને એકદમ આંજી નાખવા પ્રયત્ન કરવા લાગ્યો. મેટ્રિક ફેલ થયેલાની ચાર ઘોડાવાળી ગાડી, બી. એ. પાસ થયેલાની એક ઘોડાવાળી ગાડીને ક્યાંય પાછળ મૂકી દેતી; યુનિવર્સિટીની ડિગ્રી આ ઘોડાઓની સાથે હરીફાઈમાં ઉભી રહી શકતી નહિ.

આ તરફ નલિન અને નંદનાં સગપણ કરવા માટે કન્યાની શોધ થઈ રહી હતી. નલિનની પ્રતિજ્ઞા હતી કે હું એવી કન્યાને પરણીશ

કે જેની ઉપમા ન જડે; પછી મારી ચાર ઘોડાની ગાડી અને મારી શ્રીને જોઈને, હાર કબૂલ કર્યા વગર નંદનો છૂટકો જ નહિ થાય.

જેને સૌથી સારું મેળવવાની આકાંક્ષા હોય છે તેણે ઘણું ઘણું સારું હાથ આવેલું છોડવું પડે છે. એટલે નજરમાં કોઈ પણ છોકરીને જોઈ, પસંદ કરવાની નલિન હિંમત કરી શક્યો નહિ; તેને બીક હતી કે વખતે બીજી કોઈ સારી છોકરી એને આપ આમ બીજા કોઈનું નસીબ અજવાળવા જતી રહે!

છેવટે ખબર મળ્યા કે રાવળપિંડીમાં કોઈ પરદેશવાસી બંગાળીને એક અતિ રૂપાળી છોકરી છે. પાસેની સુન્દરીના કરતાં દૂરની સુન્દરી વધારે આકર્ષક લાગે છે.

નલિન પાગલ બની ગયો. વાટ ખરચી આપીને છોકરીને કલકત્તા તેડાવવામાં આવી. કન્યા સુન્દર તો હતી.

નલિને કહ્યું: 'હવે જખ મારે છે બધા! કેમ કોઈને રાવલપિંડી પહોંચવાની કોઈની તાકાત નથી. આ છોકરીને અમે પહેલાં જોઈ હતી, પણ અમને ન ગમી એટલે સમર્પણ ન કર્યું' એવું તો હવે કોઈ નહિ કહી શકે ને!'

વાતચીત એક રીતે પાકી થઈ ગયા જેવી હતી, કપડાં ઘરેણાં આપવાની ગોઠવણ થઈ રહી હતી. એવામાં એક દિવસ સવારે નની ગોપાલને ઘેરથી ચિત્રવિચિત્ર થાળમાં અનેક ભેટ સોગાદો લઈને દાસદાસીઓનું ટોળું ભેગું થઈને જતું દેખાયું.

નલિને કહ્યું: 'એ...ઈ ખબર કાઢો, શું છે આ!'

ખબર આવ્યા કે નંદની ભાવિ વહુને માટે કપડાંઘરેણાં જાય છે.

નલિન તરત જ હુક્કો ગગડાવવો બંધ રાખી, ચમકીને બેઠો થઈ ગયો, ને બોલ્યો: 'જાઓ, જોઈ આવો!'

તરત જ ગાડી ભાડે કરીને ધમધમ કરતો દૂત છૂટયો.

વિપિન હાજરાએ પાછા આવીને જણાવ્યું કે 'છોકરી કલકત્તાની છે, પણ છે ખાસ્સી!'

નલિનની છાતી દબી ગઈ. તેણે કહ્યું: 'શું કહે છે?'

હાજરાએ માત્ર આટલું કહ્યું: 'ખાસ્સી છોકરી છે!

નલિને કહ્યું: 'તો જોવી જોઈશે!'

હાજરાએ કહ્યું: 'એવું શું ભારે છે!' આમ કહી એણે તર્જની અને અંગૂઠો ભેગાં કરી કાલ્પનિક રૂપિયા ખખડાવ્યા.

તક મેળવીને નલિને છોકરીને જોઈ. આ છોકરીનું નંદની સાથે નક્કી થઈ ગયું છે એવો જેમ તે વિચાર કરવા લાગ્યો તેમ રાવક-પિંડીવાળી છોકરીના કરતાં તેને એ વધારે રૂપાળી લાગવા માંડી.

મૂંઝવણમાં પડી નલિને હાજરાને પૂછ્યું: 'કેવી લાગે છે?'

હાજરાએ કહ્યું: 'જી, અમારી આંખે તો ખાસ્સી લાગે છે!'

નલિને કહ્યું: 'પેલી સારી કે આ સારી?'

હાજરાએ કહ્યું: 'આ સારી.'

હવે નલિનને લાગ્યું કે પેલી છોકરીની 'આંખો કરતાં આ છોકરીની આંખો મોટી છે. આની પાંપણો સારી છે; પેલીનો રંગ આના કરતાં જરા વધારે ફિક્કો છે. અને હાથમાંથી જવા દેવાય નહિ.'

નલિને વિચારમાં પડી, હુકો ગગડાવતાં ગગડાવતાં કહ્યું: 'અરે હાજરા, શું કરીશું, કહે જોઉં?'

હાજરાએ કહ્યું: 'મહારાજ, એમાં અઘરું શું—' કહી ફરી તેણે તર્જની ને અંગૂઠો ભેગાં કરી કાલ્પનિક રૂપિયા ખખડાવ્યા.

જ્યારે ખરેખરા રૂપિયા ખણિંગ ખણિંગ કરતા નીકળ્યા ત્યારે તેનું યોગ્ય ફળ આવતાં વાર લાગી નહિ. કન્યાના બાપે કોઇ નકામું બહાનું કાઢીને વરના બાપની સાથે જબરો ઝગડો કરી નાખ્યો. એટલે વરના બાપે કહ્યું: 'તારી કન્યાની સાથે મારો દીકરો પરણાવું તો......' વગેરે, વગેરે.

અને કન્યાનો બાપ એના કરતાં વધારે મિજાજ કરી બોલ્યો: 'તમારા દીકરાની સાથે જો મારી દીકરી પરણાવું તો........', વગેરે વગેરે.

પછી જરા પણ વિલંબ કર્યા વગર, નંદને થાપ આપીને, નલિને શુભ લગ્ન શુભ મુહૂર્તે સમાપ્ત કરી નાખ્યાં.

પછી હસતાં હસતાં તેણે હાજરાને કહ્યું: 'આનું નામ બી. એ. પાસ કહેવાય! કેમ બોલતો નથી, હાજરા? આ વખતે આપણા પેલા ઘરના મોટા બાબુ ફેલ!'

થોડા દિવસમાં જ નવગોપાલને ઘેર ઢોલ નગારાં ને શરણાઇઓ વાગવા માંડયાં.

નંદને શરીરે પીઠી ચોળાઇ.

નલિને કહ્યું: 'અરે હાજરા, ખબર કાઢ જોઉં, કન્યા કોણ છે!'

હાજરાએ આવીને ખબર આપ્યા કે કન્યા પેલી રાવલપિંડીવાળી છોકરી છે!'

'રાવલપિંડી વાળી છોકરી! હા! હા! હા!' નલિન એકદમ લાગ્યો. 'પેલા ઘરના મોટા બાબુને બીજી કન્યા મળી નહિ, એટલે મારી છાંડેલી કન્યાને પરણવું પડે છે!'

હાજરા પણ ખૂબ હસ્યો.

પરંતુ ધીમે ધીમે નલિનના હાસ્યનું જોર ઓછું થતું ગયું! તેના હાસ્યમાં કીડો પ્રવેશ્યો. એક ઝીણો સંશય તીક્ષ્ણ સ્વરે તેના કાનમાં બોલવા લાગ્યોઃ 'હાય! હાથમાંથી ગઈ! છેવટે નંદના નસીબની નીકળી!'

નાનકડો સંશય ધીમે ધીમે લોહી પીવેલ જળોની પેઠે મોટો થઈ ગયો—તેનો કંઠસ્વર પણ ભારે થઈ ગયો.

તે બોલ્યોઃ 'હવે એ કદી હાથમાં નહિ આવે! ખરેખર રૂપાળી તો એ જ હતી! ખૂબ છેતરાયો!'

નલિન જ્યારે અંતઃપુરમાં જમવા ગયો, ત્યારે તેની ખાના નજીવા દોષો પણ મોટા થઈને એનો ઉપહાસ કરવા લાગ્યા.

તેને થયું કે આ સ્ત્રીએ મને ખૂબ છેતર્યો.

રાવલપિંડીમાં જ્યારે એનું સગપણ થવાનું હતું ત્યારે નલિનને તે કન્યાનો એક ફોટો મળ્યો હતો. એ બહાર કાઢીને તેણે જોવા માંડ્યોઃ 'વાહવા! શું અદ્‌ભુત રૂપ છે! આવી લક્ષ્મીને મેં હાથમાં આવેલી ફેંકી દીધી—હું કેવો ગધેડો છું!'

લગનની સાંજે, દીવા સળગાવી, વાજાં વગાડાવી, ચાર ઘોડાની ગાડીમાં બેસીને વર પરણવા નીકળ્યો.

નલિન પથારીમાં પડ્યો પડ્યો, ડુસકાં ગળાવતાં ગળાવતાં જે કંઈ સાન્ત્વન મળે તે પોંચવાનો નિષ્ફળ પ્રયાસ કરતો હતો, એવામાં હાજરા ખુશ ખુશ થતો આવીને ઊભો, ને નંદની સામે જોઈ મશ્કરી જમાવવાનું કરવા લાગ્યો.

નલિને બૂમ મારીઃ 'દરવાન!'

હાજરાએ પોતે દરવાનને બૂમ મારી બોલાવ્યો!

બાબુએ હાજરાની સામે હાથ કરી દરવાનને કહ્યું: 'અબ હી પકડો કાન પકડ કે બાહર નિકાલ દો!'

# ડિટેક્ટિવ

હું પોલિસના ડિટેક્ટિવ ખાતામાં નોકરી કરતો હતો. મારા જીવનમાં માત્ર બે જ લક્ષ્ય હતાં—એક મારી સ્ત્રી, અને બીજો મારો ધંધો.

પહેલાં હું સંયુક્ત કુટુંબમાં રહેતો હતો. પરંતુ સંયુક્ત કુટુંબમાં મારી સ્ત્રીનું માન જોઇએ તેવું સચવાતું નહોતું, તેથી હું ભાઈની સાથે ઝગડો કરીને જુદો પડી ગયો. ભાઈએ જ કમાઇને મને પાળી પોષી મોટો કર્યો હતો; એટલે, એકદમ આને લઈને તેમનાથી છૂટા પડી જવામાં મેં સાહસ કરી નાખ્યું હતું.

પરંતુ મારામાં કદી આત્મવિશ્વાસની ખામી, તમે નહિ જુઓ. મને ચોક્કસ ખાતરી હતી કે રૂપાળી ઓરતને જેવી રીતે હાથ કરી છે, તેવી રીતે રીસાયેલી ભાગ્યલક્ષ્મીને પણ હું હાથ કરવાનો જ. મહિમચંદ્ર આ સંસારમાં કોઈનાથી પાછળ રહી જાય એ વાત બને જ નહિ.

પોલીસ ખાતામાં મેં સાધારણ પોલીસ તરીકે પ્રવેશ કર્યો હતો, પણ થોડા જ વખતમાં હું ડિટેક્ટિવ પદ સુધી પહોંચી ગયો હતો.

ઝગમગતી જ્યોતમાંથી પણ જેમ કાજળ નીકળે છે તેમ, મારી સ્ત્રીના પ્રેમમાંથી પણ ઇર્ષ્યા અને વહેમની મલીનતા બહાર નીકળતી, એથી મારી નોકરીમાં જરા હરકત આવતી;—કારણ કે પોલીસની નોકરી જ એવી રહી, એમાં સ્થાનાસ્થાનનો કે કાળઅકાળનો વિચાર કરવો પાલવે નહિ; ઊલટું, સ્થાન કરતાં અસ્થાન, અને કાળ કરતાં અકાળનો જ વિચાર વધારે કરવો પડે છે—આથી કરીને મારી સ્ત્રીનો સ્વભાવસિદ્ધ વહેમ ખૂબ જ વધી પડતો.

તે મને ખીજવડાવવા માટે કહેતી: 'તમે ગમે ત્યારે ગમે ત્યાં રહી પડો છો, ને કોક દહાડો મને મોં દેખાડો છો—તે તમને મારા પર વહેમ નથી આવતો?'

જવાબમાં હું કહેતો: 'વહેમ લાવવાનો મારો ધંધો છે, એટલે ઘરમાં હું વહેમને રાખતો નથી.'

સ્ત્રી કહેતી: 'પણ વહેમ લાવવાનો મારો ધંધો નથી—મારો એ સ્વભાવ છે. મને તમે જરા પણ વહેમનું કારણ આપો તો હું નહિ ચૂકું!'

ડિટેક્ટિવ લાઇનમાં હું સૌથી આગળ આવી જઇશ, ને નામ કાઢીશ, એવી મારી દૃઢ પ્રતિજ્ઞા હતી. આ સંબંધમાં જેટલી જેટલી વાર્તાઓ ને નિબંધો છે તે બધાં યે મેં ક્યારનાં વાંચી નાખ્યાં છે.

પરંતુ એ વાંચીને તો કેવળ મારા મનની અધીરાઈ અને અસંતોષ જ વધવા લાગ્યો.

કારણ કે આપણા દેશના ગુનેગારો બિલકુલ બીકણ ને મૂર્ખ

હોય છે, તેમના ગુનાઓ પણ નજીવા ને સહેલા હોય છે—તેમાં જટિલતા કે દુર્ગમતા જેવું કંઈ હોતું જ નથી, આપણા દેશના ખૂની લોકો માણસને મારી નાખવાનો ભીષણ ઉશ્કેરાટ કેમે દિલમાં દબાવી રાખી શકતા નથી. શિકારી જે જાળ પાથરે છે તેમાં એ પોતે જ થોડા વખતમાં માથેથી પગ સુધી ફસાઈ પડે છે—ગુનાની ચુંગાલમાંથી છટકી જવાની ચાલાકી તેને બિલકુલ આવડતી જ નથી.

આવા નિર્જીવ દેશમાં ડિટેક્ટિવનું કામ કરવામાં નથી કંઈ મજા કે નથી કંઈ ગૌરવ !

બડ બાજાર મારવાડી જુગારીને મેં ઘડીકમાં ગિરફતાર કર્યો, ત્યારે હું કેટલીયે વાર મનમાં બોલ્યો હતો: 'અરે ઓ ગુનેગાર કુલ-કલંક ! પારકાની પાયમાલી કરવી એ ચતુરસુજાણ ઉસ્તાદોનું કામ છે; તારા જેવા અનાડી બુધ્ધુએ તો સાધુ બાવા થઈ જવું જોઈએ !'

ખૂનીને પકડયા પછી હું કેટલીયે વાર તેને ઉદ્દેશીને મનમાં મનમાં બોલ્યો હતો: 'સરકારનાં જબરદસ્ત ફાંસીનાં લાકડાં શું તારા જેવાં દમ વગરનાં પ્રાણીઓને માટે બનાવ્યાં હશે !—તારામાં નથી ઉદાર કલ્પના શક્તિ, કે નથી કઠોર આત્મસંયમ ! તમે તે બેટાઓ શું કરવા ખૂની બનવા દોડતા હશો !'

હું મારી કલ્પનાની આંખે લંડન અને પારિસના માણસોની ભીડવાળા રસ્તાઓની બંને તરફ બરફથી ભીની ગગનચુંબી ઈમારતો જોતો, ત્યારે મારું શરીર રોમાંચિત બની જતું. હું મનમાં મનમાં વિચારતો કે આ મહાલયો અને આ રસ્તાઓ તથા ગલીઓમાં થઈને જેવો જનપ્રવાહ, ધંધાઓનો પ્રવાહ, ઉત્સવોનો પ્રવાહ, અને સૌન્દર્યનો પ્રવાહ રાત ને દિવસ વહી રહ્યો છે, તેવો જ એક ભયંકર, ખૂની અને કારી ખાનારો ગુનાઓનો પ્રવાહ પણ તે બધાની અંદર થઈ તે

પોતાનો માર્ગ કરી રહ્યો છે: એને જ લીધે યુરોપિયન હાસ્યવિનોદ અને શિષ્ટાચારે આવી પ્રચંડ ભીષણ રમણીયતા પ્રાપ્ત કરી છે.

અને, આપણા કલકત્તાના રસ્તા પરનાં ખુલ્લી બારીઓવાળાં મકાનોમાં શું છે? રસોઈપાણી, ઘરકામ, પરીક્ષાના પાઠ, બાજી સોગઠાંની બેઠક, વરવહુના કજીયા, બહુ તો ભાઈબાઈની બોલચાલ અને કોરટની સલાહ સિવાય ત્યાં બીજું કંઈ જ ન મળે! કોઈ પણ ઘર તરફ નજર કરતાં કદીયે એવું ન લાગે કે અત્યારે આ પળે આ ઘરના કોઈ એક ખૂણામાં કોઈ શયતાન ભરાઈ બેઠો છે, ને મૂછ પર તાવ દઈ રહ્યો છે!

હું ઘણી વખત રસ્તામાં બહાર ફરવા નીકળી પડતો, ને જતા આવતા માણસોનાં મોં અને ચાલવાનો ભાવ બારીકાઈથી જોઈ રહેતો.—ભાવ અને ઢંગ પરથી જો કોઈના પણ ઉપર મને જરા જેટલો પણ વહેમ પડે તો હું ઘણી વખત છૂપી રીતે તેની પાછળ જતો, ને તેનાં નામઠામ ધંધો વગેરે શોધી કાઢતો; પણ છેવટે બિલકુલ હતાશ થઈ જતો કારણ કે એ માણસ ભલો, ભોળો ને સાદો માલમ પડતો; એટલે સુધી, કે એનાં સગાંવહાલાં ને ભાઈઓ પણ એના સંબંધમાં એની પીઠ પાછળ કોઈ બૂરો અપવાદ ફેલાવતાં જણાતાં નહિ.

એક વખત, જતા આવતા લોકોમાં જે માણસ મને સૌથી મોટો બદમાશ લાગ્યો હતો, એટલું જ નહિ, પણ એને જોતાં જ મને ખાતરી થઈ ગઈ હતી કે હમણાં જ આ માણસ કોઈ મહાન દુષ્કર્મ કરીને આવ્યો છે, તે માણસ, તપાસ કરતાં મને એક સ્કોલરશિપ સ્કૂલનો બીજા નંબરનો પંડિત માલમ પડ્યો હતો, અને ભણાવવાનું કામ પૂરું કરીને સીધો સ્કૂલમાંથી ઘેર જતો હતો.

મને ખાતરી છે કે આવા બધા માણસો બીજા કોઈ દેશમાં

જન્મ્યા હોત તો ચોક્કસ પ્રખ્યાત ચોર કે ધાડપાડુઓ જ થાત; પરંતુ કેવળ માત્ર જરૂરી જીવનશક્તિ અને પૂરતા પૌરૂષના અભાવે જ આ લોકો આપણા દેશમાં માસ્તરગીરી કરીને ઘરડે ઘડપણ પેન્શન ખાઈને મરે છેઃ ઘણી દોડાદોડ અને તપાસ પછી આ બીજા નંબરના પંડિતજીના ભોળપણ તરફ મને એવી તો ઊંડી અશ્રદ્ધા પેદા થઈ હતી કે એવી કોઈ અતિ સાધારણ ઘરના ખાતરપાડુ ચોરની બાબતમાં પણ પેદા થઈ નહોતી.

છેવટે એક દિવસ સાંજે મારા ઘરની નજીકમાં જ એક મ્યુનિસિ- પાલિટીના ફાનસની નીચે મેં એક માણસને જોયો. વગર કારણે, તે કંઈક હેતુસર એની એ જ જગાએ આમથી તેમ આંટા મારતો હતો.

એને જોઈ મને લેશ માત્ર સંદેહ ન રહ્યો કે એ કોઈ છૂપી તકની રાહ જોતો ઊભો છે.

અંધારામાં છુપાઈને મેં એનો ચહેરો બરાબર જોઈ લીધો,— તરૂણ વય હતી, મોઢું દેખાવડું હતું;—હું મનમાં મનમાં બોલ્યોઃ ગુનેગારનું હોવું જોઈએ એવું જ આનું મોં છે.

કેટલાક માણસોનાં મોં જ એમની વિરૂદ્ધ મોટામાં મોટી સાક્ષી પૂરે છે. આવા માણસોએ ગમે તેવા ગુનાનાં કામ હોય તો પણ કદી કરવાં નહિ, તેનાથી હરેક પ્રયત્ને દૂર ને દૂર રહેવું. સારૂં કામ કરવા જતાં કદાચ તેમને નિષ્ફળ થવું પડે તો વાંધો નહિ, પણ ખરાબ કામ કરીને સફળતા પ્રાપ્ત કરવાનું તો તેમને માટે બિલકુલ દુરાશામય છે.

હું જોતાં જ સમજી ગયો કે આ છોકરાનો ચહેરો જ એની સૌથી મોટી બહાદુરી છે—એ માટે મેં મનમાં મનમાં ઘણીવાર સુધી એની તારીફ કરી. મેં કહ્યુંઃ ભગવાને તને જે દુર્લભ સગવડ આપી છે તેને રીતસર કામે લગાડી શકે તો તને શાબાશ કહું !

અંધારામાંથી હું એકદમ તેની સામો આવ્યો, ને તેનો ખરડો ચાબડીને બોલ્યોઃ 'કેમ દોસ્ત! કેમ છો?'

તે એકદમ ચમકી ગયો—એના મોં પરથી નૂર ઊડી ગયું!

મેં કહ્યું: 'માફ કરજો, ભૂલ થઈ! મેં આપને બીજો કોઈ માની લીધો હતો!'

હું મનમાં બોલ્યોઃ 'કંઈ જ ભૂલ થઇ નથી. મેં એને બરાબર ઓળખી લીધો છે!'

પરંતુ એણે આટલું બધું ચમકી પડવું જોઈતું નહોતું. એથી હું જરા ખંચકાયો. પોતાના શરીર ઉપર તેણે જરા વધારે કાબૂ રાખવાની જરૂર હતી. પરંતુ એકતાનો સંપૂર્ણ આદર્શ ગુનેગારોમાં પણ ભાગ્યે જ જોવા મળે છે. ચોરને પણ ખરો ચોર બનાવવામાં પ્રકૃતિએ પોતાની કંજૂસાઈ દેખાડી છે!

ઓટે આવીને જોયું તો એ માણસ તો ફાનસ છોડીને ચાલ્યો ગયો હતો.

હું એની પાછળ પડયો.

જોયું તો એ ગોલદિઘિમાં આવીને પુકુરને કાંઠે ઘાસ ઉપર ચત્તોપાટ સૂઇ ગયો. હું સમજી ગયો કે ગુનેગારને માટે આ જગા સારી છે—શાંતિથી કોઈ રસ્તો વિચારી શકાય. ફાનસની નીચે ઊભા રહેવા કરતાં અહીં જરૂર વધારે સારૂં છે. કારણ કે કદાચ કોઇને વહેમ આવે તો પણ એ બહુ બહુ તો એવું સમજે કે છોકરો અંધારા આકાશમાં પોતાની પ્રિયતમાનું મુખચંદ્ર ચીતરીને અંધારી રાતની ખોટ પૂરી કરતો હશે!

છોકરા તરફ ધીમે ધીમે મારું ચિત્ત ખેંચાવા લાગ્યું.

મેં તેનું ઘર શોધી કાઢ્યું. એનું નામ મન્મથ હતું—એ કૉલેજમાં ભણતો હતો. પરીક્ષામાં નપાસ થવાથી, ઉનાળાની રજાઓમાં ગમે ત્યાં ફર્યા કરતો હતો. એની સાથે રહેતા બીજા છોકરાઓ પોતપોતાને ઘેર જતા રહ્યા હતા. લાંબી રજાઓમાં બધા જ છોકરાઓ જતા રહે છે, પણ આ છોકરો ગયો નહોતો. એટલે એને અહીં પકડી રાખનારો કોઈ બદઇરાદો હોવો જોઈએ. એ શોધી કાઢવાનો મેં સંકલ્પ કર્યો.

વિદ્યાર્થી બનીને મેં પણ તે રહેતો હતો તે ઘરમાં એક ઓરડી ભાડે લીધી. પહેલે દિવસે જ્યારે તેણે મને જોયો ત્યારે એવું મોં કરીને તેણે મારી સામે જોયું, કે એ મોંનો ભાવ હું બરાબર સમજી નહિ. જાણે તે નવાઈ પામ્યો હોય અને મારો હેતુ સમજી ગયો હોય એવો એ ભાવ હતો; હું સમજી ગયો કે હું જેવો શિકારી છું, તેવો જ આ શિકાર છે—સહેલાઈથી ફસ દઈને પકડાઈ જાય એવો આ નથી.

તેમ છતાં જ્યારે મેં તેની સાથે દોસ્તી કરવાનો પ્રયાસ કર્યો ત્યારે જરા પણ ખચકાયા વગર તે મારી જાળમાં આવી પડ્યો. પરંતુ મને લાગ્યું કે એ પણ મને અતિ ભીષણ નજરે જોઈ રહ્યો છે, એ પણ મને પામવા મથે છે. મનુષ્યચરિત્ર તરફ આવું જાગૃત કુતૂહલ હોવું એ ઉસ્તાદનું લક્ષણ છે. આવડી નાની ઉંમરે એનામાં આટલી ચતુરાઈ જોઈ હું મનમાં ખૂબ રાજી થયો.

મને થયું કે વચમાં કોઈ સ્ત્રી ન હોય ત્યાં સુધી આ અસાધારણ અકાલધૂર્ત છોકરાનું હૃદયદ્વાર ઉઘડાવી શકાશે નહિ.

એક દિવસ મેં ગદ્ગદ કંઠે મન્મથને કહ્યું: 'ભાઈ! હું એક સ્ત્રીને ચાહું છું, પણ એ મને ચાહતી નથી.'

આ સાંભળી પહેલાં તો એ કંઈક ચમકીને મારા મોં સામે જોઈ રહ્યો, પછી જરા હસીને બોલ્યોઃ 'એવું ઘણું બને છે. એવી સજા કરવા વાસ્તે જ વિધાતાએ નરનારીના ભેદ કર્યા લાગે છે.'

મેં કહ્યુંઃ 'આમાં મારે તારી સલાહ ને જરા સહાય જોઈએ છે.'

તેણે હા પાડી.

મેં ગોઠવી ગોઠવીને લાંબો ઇતિહાસ કહ્યો,—તેણે આતુરતાપૂર્વક ને કુતૂહલપૂર્વક બધી વાત સાંભળી,—પરંતુ તે વધારે બોલ્યો નહિ.

હું એવું ધારતો હતો કે પ્રેમની—ખાસ કરીને ઉપેક્ષિત પ્રેમની—વાત ખુલ્લે દિલે કહેવાથી માણસનો પરિચય એકદમ ગાઢ બની જાય છે. પરંતુ અહીં એવાં કંઈ લક્ષણ દેખાયાં નહિ. છોકરાએ પહેલાં કરતાં યે વધારે ચુપકિદી ધારણ કરી, અને છતાં મેં કહ્યું તે બધું તેણે મનમાં ભરી રાખ્યું.

એના પરનો મારો ભક્તિભાવ અનેકગણો વધી ગયો.

આ તરફ મન્મથ દરરોજ બારણાં બંધ કરીને શું કરે છે અને તેની છૂપી મકસદ કેવી રીતે ક્યાં લગી આગળ વધી છે, એની મને કંઈ ખબર પડી નહિ; પણ એની મકસદ આગળ વધતી હતી એ વિશે મને કંઈ શંકા નથી. કોઈ એક ગૂઢ કાર્યમાં તે સંડોવાયેલો છે, અને તે કાર્ય હવે પરિપક્વ થઈ ગયું છે એવું એના મોં સામે જોતાં જ ખબર પડી જતી હતી!

બનાવટી ચાવી લાવીને મેં તેનું મેજ ઉઘાડીને પણ જોયું; પરંતુ તેમાંથી એક અતિ દુર્બોધ કવિતાની નોટ, કોલેજનાં ભાષણોની નોટ અને એના ઘેરથી આવેલા કેટલાક દમ વગરના કાગળો સિવાય બીજું કંઈ જ નીકળ્યું નહિ. ઘરના કાગળો પરથી માત્ર એટલું

સાબિત થયું કે ઘેર આવવા માટે એમાં સગાંવહાલાં વારંવાર ખૂબ દબાણ કર્યા કરતાં હતાં, તેમ છતાં, એ જતો નહોતો. એટલે ન જવાનું કોઈ મજબૂત કારણ હયાતિ ધરાવતું હતું એ વિષે શંકા નથી. એ કારણ જો ન્યાય-નીતિ પુરઃસરનું હોત તો આટલા દિવસમાં વાત વાતમાં એ જરૂર પકડાઈ ગયું હોત, પરંતુ એ બિલકુલ ન્યાય નીતિની વિરૂદ્ધનું જ છે, તેથી જ એની રીતભાત આવી વિચિત્ર છે, અને એનાં લક્ષણ આવાં ઉત્સુકતાજનક છે.

મને ખાતરી છે કે સમાજવિરોધી મનુષ્ય જૂથ પાતાલમાં છુપાઈ રહીને બહારના આ વિરાટ મનુષ્ય સમાજને હમેશાં નીચેથી હલાવીને ઉંચો નીચો કર્યા કરે છે, તે સમાજ વિરોધી, વિશ્વવ્યાપી, અતિ પુરાતન મનુષ્ય જૂથનો આ છોકરો એક ભય છે: આ કોઈ સાધારણ નિશાળીઓ નથી,—આ તો જગતની છાતી પર ફરનારી પ્રલયંકારિણીનો એક સાથીદાર છે, અને છતાં, નવા જમાનાનો ચશ્માધારી ભલોભોળો બંગાળી છોકરો બનીને તે કોલેજમાં ભણવા જાય છે! ખરમુંડધારી કાપાલિકના વેશમાં મેં એને જોયો હોત તો પણ એની ભીષણતા મને આના કરતાં વધારે ન લાગત!

આવો આદમી મને બહુ ગમે છે.

છેવટે જીવતી રમણીને મેદાનમાં ઉતારવી પડી, પોલીસનો પગાર ખાનારી હરિમતી મારી મદદમાં આવી.

મન્મથને મેં કહ્યું કે હું આ હરિમતીનો અભાગી પ્રેમી છું, અને થોડા દિવસ પહેલાં, જ્યારે આપણે ગોલદિઘિ આગળ ફરવા ગયા હતા ત્યારે હું ફરી ફરીને પેલી કવિતા ગાતો હતો કે 'ફરી પાછા ઉગ્યા શાને ચંદ્રમાજી રે!' ત્યારે આને જ ઉદ્દેશીને હું એ ગાતો હતો!

હરિમતીએ પણ, થોડુંક ખરા દિલથી, અને થોડુંક ગમ્મત ખાતર કહ્યું; 'મારું મન તો મેં મન્મથને આપ્યું છે.'

પરંતુ ધાર્યા પ્રમાણે કશું પરિણામ આવ્યું નહિ. મન્મથ દૂર ઊભો ઊભો નિર્લિપ્તની પેઠે, અવિચળ કુતૂહલથી બધું જોવા લાગ્યો.

એવામાં એક દિવસ બપોરે તેની ઓરડીમાં કેટલાક કાગળના ટુકડા પણ મારા હાથમાં આવ્યા.

એ ટુકડાઓ સાંધી સાંધીને મેં એક અડધું વાક્ય તો મેળવ્યું:

' આજે સાંજે સાત વાગે ગુપચુપ તમારે ત્યાં—'

બહુ મહેનત કરી પણ આગળ કશું સમજાયું નહિ.

મારું હૃદય પુલકિત થઈ ગયું. જમીનમાંથી, કોઇ લાખો વરસો પહેલાં શઈ ગયેલા, ભુલાયેલા પ્રાણીનું ટુકડો હાડકું જડી આવતાં પુરાતત્ત્વવિદ્‌ની કલ્પના જેમ વેગથી જાગી ઊઠે તેવી રીતે મારું થયું.

આજે રાતે દશ વાગે અમારા મુકામે હરિમતી આવવાની વાત થઇ હતી—એ પહેલાં સાંજના સાત વાગે આ શું થવાનું છે? ધન્ય છે છોકરાની હિંમત અને બુદ્ધિને! બંને સરખાં છે. જો કોઇ છૂપું ગુનાહિત કામ કરવાનું હોય તો એ ઘરમાં જે દિવસે ખાસ કંઈ ધમાલ હોય તે જ દિવસે લાગ જોઈને કરવામાં લાભ છે. કારણકે ધમાલિયા કામ તરફ બધાનું ધ્યાન દોરાયેલું હોય, અને વળી જે દિવસે જ્યાં કોઈ ખાસ કાર્યક્રમ રાખેલો હોય તે દિવસે કોઈ જાણી-બૂઝીને કંઇ છૂપું કાવતરું કરે એવું કોઇ માને નહિ.

ઓચિંતાનો મને વહેમ પેઠો કે મારી આ નવી દોસ્તીનો અને હરિમતીની સાથેનાં આ પ્રેમાલિનયનો પણ મન્મથે પોતાનું કામ પાર પાડવાના સાધન તરીકે ઉપયોગ કર્યો છે. આથી તે નવી

પકડાતો કે નથી છટકી જતો. એમે જ તેના છૂપા કામની આડે ઢાલ બનીને ઊભાં છીએ,—બધા એમ ધારે છે કે તે આખો દિવસ અમારી જ સાથે લાગ્યો રહે છે, અને તે પોતે પણ એ ભૂલ દૂર કરવા ઇચ્છતો નથી.

દલીલો એક પછી એક વિચારી જોઇએ: પરદેશી છોકરો છે; રજાઓમાં સગાંવહાલાંના આગ્રહ અને સ્નેહને ઠુકરાવીને ખાલી મકાનમાં એકલો પડી રહે છે. એટલે એકલા રહેવામાં તેનો કોઈ ખાસ હેતુ છે એ વિષે કોઇને કંઇ સંશય હોઈ શકે નહિ. વળી હું અહીંયાં રહેવા આવ્યો, ને મેં એની નિર્જનતાનો ભંગ કર્યો, અને એક સ્ત્રીને લાવી નવી પીડા ઊભી કરી, છતાંયે તે લગીરે ચીડાતો નથી, ઘર છોડતો નથી, અમારી સોબત તોડતો નથી; આટલું છતાંયે હરિમતી તરફ કે મારા તરફ તેને લેશમાત્ર પણ આસક્તિ થઇ નથી એ ચોક્કસ. ઊલટું, તેની બેધ્યાન અવસ્થામાં મેં ઘણી વખત અમારા બન્ને તરફ તેની ઘૃણા દિવસે દિવસે વધતી જતી જોઈ છે.

આ બધાનું એક માત્ર રહસ્ય એ છે કે સજજનતાની સફાઈ સાચવીને, નિર્જનતાની સગવડ ભોગવવી હોય તો મારા જેવા નવા પરિચિત માણસને પાસે રાખવો એ સૌથી સારો ઉપાય છે; અને કોઈ પણ વિષયમાં એક ચિત્તે લાગી જવું હોય તો, સ્ત્રીના જેવું સહેલું બહાનું બીજું એકે નથી.

અમારા આવતા પહેલાં મન્મથનું આચરણ જેવું અર્થહીન અને સંદેહજનક હતું, તેવું હવે અમારા આવ્યા પછી તે રહ્યું નહોતું.

પરંતુ પલકમાં આટલો બધો દૂરનો વિચાર કરી શકે, ને આટલે બધે દૂર નજર દોડાવી શકે એવો હોશિયાર માણસ આપણા બંગાળ દેશમાં જન્મી શકે છે એવો ખ્યાલ આવતાં મારું હૃદય

ઇત્યાદિથી ભરાઇ ગયું. મન્મથને ન ગમે એવું ન લાગ્યું હોત તો હું તે વખતે તેને બે હાથે બાઝી પડ્યો હોત!

તે દિવસે મન્મથનો ભેટો થતાં જ મેં તેને કહ્યું: 'આજે સાંજે સાત વાગે આપણે બંને સાથે હોટેલમાં જમીશું.'

આ સાંભળી તે જરા ચમકી પડ્યો, પછી સ્વસ્થ થઇને બોલ્યો: 'ભાઇ, માફ કરો! મને આજે પેટમાં બહુ દુખે છે!'

હોટેલમાં જમવાની મન્મથે આ પહેલાં કદી પણ કોઇ પણ કારણે ના નહોતી કહી. આજે જરૂર તેના પેટમાં ગરબડ મચી હશે.

તે દિવસે સાંજ પડતા પહેલાં હું બહાર જવાનો હતો. પરંતુ હું માથાનો થઇને, કંઇ કંઇ વાતો કાઢી, ચોંટ્યો—શેનું તોને?

મન્મથ મનમાં મનમાં ગભરાવા માંડ્યો હતો. મેં જે મત પ્રગટ કર્યો તે ઝટ દઇને: તેણે સ્વીકારી લીધો; તેણે મારી હા એ હા કરવા માંડી. સામી દલીલ કરવાનો પ્રયત્ન જ ન કર્યો.

જેવરે ઘડિયાળ સામું જોઇ તે હાંફતો હાંફતો ઉઠીને ઉભો થઇ ગયો, ને બોલ્યો: 'હરિમતીને તેડવા નથી જવું આજે?'

મેં ચમકવાનો ભાવ કરી કહ્યું: 'અરે હા! એ તો હું ભૂલી ગયો હતો! તમે ભાઇ! ખાવાનું વગેરે તૈયાર કરી રાખજો. હું બરાબર સાડા દશ વાગે રાતે એને અહીં લઇ આવીશ.'

આમ કહી હું ચાલી ગયો!

મારી રગેરગમાં આનંદનો નશો ચડ્યો હતો. સાંજના સાત વાગવા તરફ મન્મથની જેટલી આતુરતા હતી તેના કરતાં મને લગીરે ઓછી નહોતી.

હું અમારા મુકામથી થોડે દૂર જઇને છુપાઈ રહ્યો, અને પ્રિયતમાને મળવાને અધીરા બનેલા પ્રણયીની પેઠે ઘડીઘડીએ ઘડિયાળ જોવા લાગ્યો. સાંજનો અંધકાર ગાઢ થતો ગયો. રાજમાર્ગ પર દીવા થવાનો વખત થયો. એટલામાં એક બંધ બારણાંવાળી પાલખીએ અમારા મુકામમાં પ્રવેશ કર્યો. એ ઢાંકેલી પાલખીમાં એક આંસુથી ભીંજાયેલું છૂપું પાપ છે—એક સાક્ષાત ટ્રેજેડી કેટલાક ઉડિયા ભોઈ લોકોને ખભે ચડીને, હો હો અવાજ સાથે અત્યારે કૉલેજના છાત્રવાસમાં બેફિકર પ્રવેશ કરી રહી છે એવી કલ્પના કરતાં મારા આખા શરીરમાં અપૂર્વ હર્ષનો સંચાર થયો.

હવે હું મોડું કરી શક્યો નહિ. થોડી વાર પછી ધીરે ધીરે દાદર ચડી હું મેડા ઉપર ગયો. ધારણા તો છુપાઇને બધું જોવાની હતી,—પરંતુ એ ન બન્યું. કારણ કે દાદરની સામેના જ ઓરડામાં, દાદરની સામે મોં કરીને મન્મથ બેઠો હતો—અને ઘરના બીજા ખૂણામાં સામી બાજુ મોં કરીને એક પડદાનશીન નારી બેઠી હતી ને તેની સાથે વાતો કરતી હતી.

મન્મથ મને જોઇ ગયો છે એવી ખબર પડતાં જ હું એકદમ ઓરડામાં દાખલ થઈને બોલ્યોઃ 'ભાઇ! મારું ઘડિયાળ ભૂલી ગયો હતો, એટલે લેવા આવ્યો છું.'

મન્મથ એવો મૂઢ બની ગયો હતો કે મને લાગ્યું કે તે હમણાં જ ધરતી પર ફસકાઇ પડશે.

હું આનંદથી પાગલ બની ગયો. મેં કહ્યુંઃ 'ભાઇ! તમારું શરીર સારું નથી?'

તે કશો જવાબ દઇ શક્યો નહિ.

પછી મેં તે લાકડાની પૂતળીની પેઠે જડ બની બેઠેલી પેલી પડદા બીબીની સામે જોઈને પૂછ્યું: 'તમે મન્મથનાં શું સગાં થાઓ ?'

કંઈ જવાબ મળ્યો નહિ, પણ જોયું તો તે મન્મથની કંઈ જ સગી નહોતી, માત્ર મારી જ સગી હતી. તે મારી સ્ત્રી હતી !

પછી શું બન્યું તે બધા જાણે છે.

ડિટેક્ટિવ થયા પછી મેં પહેલો ચોર પકડ્યો તે આ !

મેં થોડીવાર પછી ડિટેક્ટિવ મહિમચંદ્રને કહ્યું: 'મન્મથની સાથેનો તમારી સ્ત્રીનો સંબંધ ખરાબ ન પણ હોઈ શકે.'

મહિમે કહ્યું:—'નથી જ એવું મને લાગે છે. મારી સ્ત્રીની પેટીમાંથી મન્મથનો આ કાગળ હાથમાં આવ્યો છે.'

આમ કહી એમણે એક કાગળ મારા હાથમાં મૂક્યો. તે હું નીચે ઉતારું છું:

'સુશીલ બહેન,

હતભાગી મન્મથની વાત તમે કદાચ હવે ભૂલી ગયાં હશો. બાલપણમાં જ્યારે હું કાલવાદીમાં મામાને ઘેર જતો, ત્યારે હમેશાં ત્યાંથી તમારે ઘેર આવતો, અને તમારી સાથે ખૂબ ખેલતો રમતો. આપણી એ રમત ગઈ, અને રમતનો સંબંધ પણ તૂટી ગયો ! તમને કદાચ ખબર નહિ હોય કે એક વખત અધીરા બનીને અને બેશરમ બનીને મેં તમારી સાથે મારું સગપણ કરાવવા પ્રયત્ન પણ કર્યો હતો, પરંતુ આપણી ઉંમર લગભગ સરખી જોઈ બન્ને પક્ષના વડીલોને એ ગમ્યું નહિ.

તે પછી તમારાં લગન થઈ ગયાં. ચાર પાંચ વરસ સુધી મને તમારા કંઈ જ સમાચાર મળ્યા નહિ. આજે પાંચ મહિના થયાં કલકત્તાના પોલીસ ખાતામાં તમારા પતિની બદલી થવાથી, તમે અહીં આવ્યાં છો એવા ખબર મળતાં મેં તમારું ઘર શોધી કાઢ્યું છે.

તમને મળવાની દુરાશા મારા મનમાં નથી, અને પરમાત્મા જાણે છે કે તમારા સંસાર સુખમાં રોગની પેઠે પ્રવેશ કરવાની કુમતલબ પણ મેં રાખી નથી. સાંજે તમારા ઘરની સામેના એક ફાનસની નીચે હું સૂર્યોપાસકની પેઠે ઊભો રહું છું,—અને તમે બરાબર સાડા સાત વાગે એક સળગતો કેરોસિનનો દીવો લઈને દરરોજ નિયમિત તમારા બીજા માળના ઓરડાની કાચની બારીમાં મૂકો છો—એ વખતે એક પળવાર દીવાના અજવાળામાં ઝબૂકતું તમારું મુખ મારી નજરે પડે છે—તમારો મેં જો કોઈ ગુનો કર્યો હોય તો આ છે.

આ દરમિયાન સંજોગવશાત્ તમારા પતિની સાથે મને ઓળખાણ થઈ છે, અને એમાંથી ઘનિષ્ઠતા પણ જામી છે. એમનું ચરિત્ર હું જોઉં છું, તે પરથી સમજી શકું છું કે તમારું જીવન સુખી નથી. તમારા ઉપર સામાજિક દૃષ્ટિએ મને કોઈ જ અધિકાર નથી, પરંતુ જે વિધાતાએ તમારા દુઃખને મારું દુઃખ બનાવ્યું છે, તેણે જ તે દુઃખ દૂર કરવાની કોશીશ કરવાનો ભાર પણ મારા જ માથે નાખ્યો છે.

એટલે, મારી ધૃષ્ટતાને માફ કરી, જો શુક્રવારે સાંજે બરાબર સાત વાગે, ચુપચુપ પાલખી લઈને, ફક્ત દસ મિનિટ માટે મારા મુકામે આવશો, તો હું તમને તમારા પતિ સંબંધમાં કેટલીક છૂપી બાતમી કહીશ. જો મારા પર વિશ્વાસ ન હોય, અને જો તમારી હિંમત હશે તો તેનું પ્રત્યક્ષ પ્રમાણ પણ હું તમને બતાવી શકીશ,

સાથે સાથે તમને થોડીક સલાહ સૂચના પણ હું આપવા ઇચ્છું છું—હું ભગવાનને સાક્ષી રાખીને કહું છું કે જો એ સલાહ પ્રમાણે ચાલશો તો તમે જરૂર એક દિવસ સુખી થશો.

આમાં મારો પણ કંઈ સ્વાર્થ નથી એમ નહિ; થોડીવાર પણ હું તમને મારી સામે જોવા પામીશ, તમારી સાથે વાતચીત કરી શકીશ, અને તમારાં ચરણકમળના સ્પર્શે મારા ઘરને હંમેશને માટે સુખસ્વપ્નથી મંડિત બનાવી શકીશ, એ આશા પણ મારા દિલમાં છે. જો મારા પર વિશ્વાસ ન આવતો હોય, અને જો આ સુખથી પણ મને વંચિત કરવા માંગતા હો, તો મને એવું લખી નાખજો—હું એના જવાબમાં પત્રથી જ તમને બધી વાત જણાવીશ. જો કાગળ લખવાનો પણ વિશ્વાસ ન આવે તો મારો આ કાગળ તમારા પતિને બતાવજો, તે પછી મારે જે કહેવાનું છે તે હું તેમને જ કહીશ.

તમારો નિત્ય શુભાકાંક્ષી
શ્રી. મન્મથનાથ મજમુદાર.

# ભૂખ્યા પાષાણ

હું અને મારો ખાસ મિત્ર બંને જણા પૂજાની રજાઓમાં દેશભ્રમણ કરી કલકત્તા પાછા આવતા હતા; એવામાં રેલગાડીમાં એક બાબુનો અમને ભેટો થઈ ગયો. એમનો પોશાક વગેરે જોઈને પહેલાં તો અમને લાગ્યું કે એ કોઈ પશ્ચિમ દેશના મુસલમાન હશે. તેમની વાતચીત સાંભળીને, તો ઊલટું વધારે એવું લાગતું હતું.

તેઓ દુનિયાની તમામે તમામ બાબત પર એવી રીતે વાત કરતા હતા કે વિશ્વવિધાતા એમને પૂછીને જ બધું કામ કરતા હશે એવું એમની વાત પરથી લાગે. આ વિશ્વના દેખીતા પડદા પાછળ આટલી બધી અદ્ભુત ગૂઢ ઘટનાઓ બની રહી હશે, રશિયનો આટલા બધા આગળ આવી ગયા હશે, અંગ્રેજોની આવી બધી છૂપી મતલબો હશે, અને દેશી રાજાઓએ પણ જુદી ખિચડી ચડાવી દીધી હશે, એમાંનું અમે કંઈ જ જાણતા નહોતા. એટલે અમે બિલકુલ નિશ્ચિંત બની બેઠા હતા.

અમારા આ નવા પરિચિત વક્તાએ જરા હોઠમાં હસીને કહ્યું:

'There happen more things in heaven and earth, Horatio than are reported in your newspapers!' (તારાં છાપાંમાં આવે છે એના કરતાં, બચ્ચા, દુનિયામાં કે સ્વર્ગમાં ઘણા બનાવો બને છે!)

અમે આ પહેલી જ વખત ઘર છોડીને બહાર નીકળ્યા હતા. એટલે આ ગૃહસ્થના રંગ ઢંગ જોઈ અમે આભા બની ગયા. એ ગૃહસ્થ વાતવાતમાં કોઈ વખત વિજ્ઞાનનો દાખલો આપતો, તો કોઈ વખત વેદની વ્યાખ્યા કરતો, તો કોઈ વખત ઓચિંતાનો ફારસી બેત લલકારતો. વિજ્ઞાનના વેદ અને ફારસી ભાષા પર અમારો કોઈ પણ જાતનો કાબૂ ન હોવાને લીધે તેમના તરફ અમારી ભક્તિ એકદમ વધી ગઈ, એટલે સુધી કે મારા થિયોસોફિસ્ટ મિત્રના મનમાં પક્કી ખાતરી થઈ ગઈ કે અમારા આ સહપ્રવાસીની સાથે કોઈ એક જાતની અલૌકિક શક્તિને કંઈક સંબંધ છે; કાં તો કોઇ અદ્‌ભુત મેસમેરિઝમ હોય અથવા દૈવી શક્તિ હોય, અથવા સૂક્ષ્મ શરીર હોય. અથવા તો એવું બીજું કંઈક હોય. તેઓ આ અસાધારણ ગૃહસ્થની તમામ સાધારણ વાતો પણ ભક્તિભાવથી વિહ્‌વળ બનીને મુગ્ધભાવે સાંભળતા હતા, અને છૂપી રાતે તેની નોંધ કરી લેતા હતા, મને લાગ્યું કે એ અસાધારણ ગૃહસ્થ પણ મનમાં તે સમજી ગયા હતા, અને કંઈક ખુશ પણ થયા હતા.

ગાડી આવીને જંકશનમાં ઊભી રહી એટલે અમે બીજી ગાડીની રાહ જોતા વેઈટિંગ રૂમમાં જઈને બેઠા.

તે વખતે રાતના સાડાદશ વાગ્યા હતા. એટલામાં સમાચાર મળ્યા કે રસ્તામાં કંઈ અકસ્માત નડવાથી ગાડી આજે ઘણી મોડી આવવાની છે.

આ સાંભળી હું મેજ ઉપર પથારી પાથરી સૂઈ જવાનું કરતો

હતો. એટલામાં પેલા અસાધારણ ગૃહસ્થે નીચે લખેલી વાર્તા શરૂ કરી દીધી.

એ રાતે પછી મને ઊંઘ આવી નહિ.

રાજવહીવટ વિષે એક બે બાબતમાં મતભેદ થવાથી જૂનાગઢની નોકરી છોડી દઇ, હું હૈદ્રાબાદમાં નિઝામ સરકારની નોકરીમાં દાખલ થયો. તે વખતે મારી ઉંમર નાની હતી, અને શરીર કદાવર હતું. આથી શરૂઆતમાં મને વરીચમાં રૂનો વેરો ઉઘરાવવાના કામે નીમવામાં આવ્યો.

વરીચ બહુ સુંદર જગા છે. નિર્જન પહાડની નીચે મોટાં મોટાં વનની અંદર થઈને શુસ્તા નદી ( સંસ્કૃત 'સ્વચ્છતોયા'નું અપભ્રંશ) પથરાઓમાં ખળ ખળ વહેતી, કુશળ નર્તકીની પેઠે પગલે પગલે વળાંક લેતી ઝડપથી નાચતી નાચતી ચાલી જાય છે.

બરાબર એ નદીના કિનારે, પથ્થરનાં બાંધેલાં દોઢસો પગથિયાવાળાં ઊંચા ઘાટની ઉપર, એક સફેદ પથ્થરનો મહેલ, પહાડની તળેટીમાં એકલો ઊભો છે—નજીકમાં ક્યાં યે બાજુ કોઇ મકાન નથી. વરીચનું રૂનું બજાર અને ગામ અહીંથી દૂર છે.

લગભગ અઢીસો વરસ પહેલાં, બીજા શાહ મામુદે એશ આરામને માટે આ મહેલ અહીં આ નિર્જનસ્થાને બંધાવ્યો હતો. તે વખતે સ્નાનાગારના ફુવારાઓમાંથી ગુલાબજળનો પ્રવાહ છૂટતો, અને એનાં શીકરોથી છંટાતા એ એકાંત ગૃહમાં, આરસના બનાવેલાં સુંવાળાં સિલાસનો પર બેસીને, પોતાના સુકોમળ ઉઘાડા પગ જલાશયનાં નિર્મળ જલમાં બોળીને, તરુણ ઇરાની રમણીઓ, સ્નાન કરતાં પહેલાં

વાળ છૂટા મૂકીને, ખોળામાં સિતાર લઇ, દ્રાક્ષાવનની ગઝલો લલકારતી.

આજે એ ફુવારો ચાલતો નથી, એ સફેદ પથ્થરોની ઉપર સુકોમળ ચરણનો સુંદર આઘાત પણ પડતો નથી,—આજે તો એ મારા જેવા એકાંત વાસથી પીડાતા, સંગીવિહીન, જકાત કલેક્ટરનું ખાવા ધાતું વિશાળ નિવાસસ્થાન છે.

પરંતુ ઑફિસના વૃદ્ધ કારકુન કરીમખાંએ મને એ મહેલમાં રહેવાની ફરી ફરીને મના કરી હતી. કહે કે, મન થાય તો દિવસ રહેજો, પરંતુ ભોગજોગે પણ ત્યાં રાતવાસો રહેશો નહિ.

મેં એની વાત હસવામાં ઉડાવી દીધી.

નોકરોએ કહ્યું: 'અમે સાંજ પડતા લગી મહેલમાં કામ કરીશું. પણ રાતે અહીં નહિ રહીએ.'

મેં કહ્યું: 'ભલે.'

આ મહેલની બદનામી એવી હતી કે રાતે ચોરો પણ ત્યાં પગ મૂકવાની હિંમત કરતા નહિ.

શરૂઆતમાં આ પરિત્યક્ત પાષાણ મહાલયની નિર્જનતા મારી છાતી ઉપર કોઇ ભયંકર ભાર પડ્યો હોય તેમ ચંપાતી. એટલે હું બને એટલો બહાર રહી સખત કામકાજ કરતો ને, રાતે ઘેર આવી થાકીને ઉંઘી જતો.

પરંતુ અઠવાડિયામાં તો એ ઘરના કોઇ અપૂર્વ વાતાવરણે મને ધીમે ધીમે ખેંચવા માંડ્યો. મારી એ દશાનું વર્ણન કરવું અઘરું છે, અને લોકોને એની ખાતરી કરાવવાનું કામ તો એથી યે અઘરું છે.

આખા મકાને, જાણે કોઈ સજીવ પદાર્થની પેઠે, મને એના જઠરમાં રહેલા મોહરસ વડે ધીરે ધીરે જીર્ણ કરવા માંડયો હતો.

કદાચ મેં ઘરનાં પગ દીધો તે ઘડીથી જ એ પ્રક્રિયાની શરૂઆત થઈ ગઈ હશે;—પરંતુ જે દિવસે પહેલા વહેલો મને એના સૂત્રપાતનો જાગ્રત અનુભવ થયો, તે દિવસની વાત મને બરાબર યાદ છે,

તે વખતે ઉનાળાની શરૂઆત હતી. હું એ નદીકિનારે ઘાટની નીચે, એક આરામખુરશી નાખી પડયો હતો. તે વખતે શુસ્તા નદીનું પાણી સુકાવા માડયું હતું. સામે કિનારે રેતીનો પટ સંધ્યાના અજવાળામાં રંગીન લાગતો હતો; આ તરફ ઘાટનાં પગથિયાંની નીચે, સ્વચ્છ છીછરાં પાણીમાં શંખ છીપલાં ઝગમગતાં હતાં.

તે દિવસે પવન નામે નહોતો. નજીકના પહાડમં વગડાઉ તુલસી, ફુદીનો અને મોવડાનાં જંગલ હતાં. તેની ઘન સુગંધથી શાંત આકાશ ભારે ભારે બની ગયું હતું.

સૂરજ પહાડની પેલી તરફ ઊતરી પડયો કે તરત દિવસની નાટકશાળામાં એક લાંબો છાયા-પડદો પડી ગયો;—આ પ્રદેશમાં પર્વત વચમાં આવતો હોવાને લીધે, સૂર્યાસ્ત વખતે, પ્રકાશ અને છાયાનું મિલન બહુ લાંબો વખત ચાલતું નથી.

ઘોડો દોડાવી જરા ફરી આવું એવો વિચાર કરી હું ઊઠું ઊઠું કરતો હતો, એવામાં પગથિયાં પર કોઈનો પગરવ સંભળાયો.

મેં પૂંઠળ ફરીને જોયું તો કોઈ ન મળે!

કાનનો ભ્રમ થયો હશે એમ સમજી હું ફરી મોં ફેરવીને બેઠો. કે તરત જ એકી સાથે અનેક પગલાંનો અવાજ મને સંભળાયો—

જાણે ઘણાં માણસો ભેગાં થઈને દોડાદોડ કરતાં આવતાં હોય એવું લાગ્યું.

કંઈક ભયના મિશ્રણવાળો એક અદ્ભુત આનંદ મારા આખા શરીરમાં ફરી વળ્યો. જો કે મારી આંખે કશું દેખાતું નહોતું, તો પણ જાણે હું નજરોનજર જોતો હોઉં એવી રીતે મને આ ઉનાળાની સાંજે આમોદ પ્રમોદ કરવાને નીકળી પડેલી નારીઓનું એક ટોળું શુસ્તાના જળમાં નહાવા ઉતરતું હોય એવું લાગતું હતું.

જો કે આ સાંજ સમે પહાડની તળેટીમાં, કે નદીને કિનારે, કે નિર્જન મહેલમાં ક્યાંય લેશ માત્ર પણ અવાજ થતો નહોતો, તો પણ જાણે, સેંકડો પ્રવાહની પેઠે કલ કલ હાસ્યનો છોળો ઉડાડતી, એક બીજાની પાછળ જોરથી દોડતી, રમણીઓ મારી પડખે થઈને નહાવા માટે ગઈ એવું મેં કાનોકાન સાંભળ્યું. તેમણે મને જોયો નહિ હોય. જેમ હું તેમને જોઈ શકતો નહોતો, તેમ કદાચ તેઓ પણ મને જોઈ શકતી નહિ હોય.

નદી પહેલાંના જેવી જ શાંત હતી, પરંતુ સ્વચ્છતોયાનો એ છીછરો પ્રવાહ બલોયાંના અવાજવાળા અનેક બાહુઓનો માર ખાઈ ખાઈને જાણે ખળભળી ઉઠયો હોય એવું મને સ્પષ્ટ લાગતું હતું. હસી હસીને સખીઓ એકબીજાના શરીર ઉપર પાણી ઉડાડતી હતી, અને તરતી રમણીઓના પગના આઘાતથી જળબિંદુઓ મોતીની પેઠે આકાશમાં ઊડતાં હતાં.

મારી છાતીમાં એક પ્રકારનો કંપ થવા લાગ્યો; એ ઉત્તેજના ભયની હતી, કે આનંદની હતી કે કુતૂહલની હતી તે હું કહી શકતો નથી. જરા ધ્યાનથી જોવાનું મને ખૂબ મન થયું, પરંતુ કશું દેખાતું હોય તો જોઉં ને?

મને થયું કે બરાબર કાન માંડી રહું તો આ લોકોની રજેરજ વાતચીત મને સંભળાયા વિના નહિ રહે—પરંતુ એક ચિત્તે કાન માંડી રહીએ તો કેવળ જંગલમાં તમરાંનો જ અવાજ સંભાય છે.

મને થયું કે અઢીસો વરસનો કાળો પડદો બરાબર મારી સામે લટકી રહ્યો છે—બીતાં બીતાં પણ, લાવ, જરા છેડો ઉંચો કરીને અંદર નજર નાખી લઉં—ત્યાં જબરદસ્ત સભા ભરાઈને બેઠી છે, પણ ગાઢ અંધારામાં કશું જ દેખાતું નથી.

એટલામાં શાંતિનો ભંગ કરીને ઓચિંતાનો હુ હુ કરતો પવન વાવા લાગ્યો.—ગુસ્સાની સ્થિર સપાટી જોતજોતામાં અપ્સરાના કેશકલાપની પેઠે સળવળી ઉઠી, અને સંધ્યાની છાયામાં સૂતેલી સમસ્ત વનભૂમિ એક પલકમાં એકદમ મર્મર અવાજ કરતી જાણે દુઃસ્વપ્નમાંથી જાગી ગઈ.

સ્વપ્ન કહો કે સત્ય કહો, અઢીસો વરસના અતીત ક્ષેત્રમાંથી પ્રતિફલિત થઈને મારી આગળ જે અદૃશ્ય ઝાંઝવાં ઊતર્યાં હતાં તે ઘડીકમાં અલોપ થઈ ગયાં. જે માયામયીઓ મારા શરીર ઉપર થઈને ઝડપથી, દેહહીન પગે ચાલીને, અને શબ્દહીન કલકલ હાસ્ય કરીને, દોડતી શુસ્તાના પાણીમાં ઝંપલાવીને પડી હતી, તેઓ ભીનાં વસ્ત્રો-માંથી પાણી નીચોવતી નીચોવતી, મારી પાસે થઈને પાછા ફરતી દેખાઈ નહિ. પવનમાં જેવી રીતે ગંધ ઉડી જાય, તેવી રીતે વસંતના એક નિઃશ્વાસમાં તેઓ ઉડીને જતી રહી.

તે વખતે મને મોટી બીક લાગી કે કદાચ મને એકલો ભાળીને કવિતાદેવી આવીને મારી ખાંધે ચડી બેઠી હોય! હું બાપડો રૂની જકાત ઉઘરાવીને જેમ તેમ મહેનત મજૂરી કરી પેટ ભરું છું, ત્યાં આ સર્વનાશિની મારું માથું ખાવા ક્યાંથી આવી પહોંચી! મને થયું કે જરા બરાબર ઠાંસીને ખાવાની જરૂર છે—ખાલી પેટમાં

દુનિયાના બધા રોગો આવીને ઘર કરી બેસે છે. એટલે મારા રસોયાને બોલાવી, ખૂબ ઘી નાખીને, મસાલેદાર સુગંધીદાર મુગલાઈ ખાણું તૈયાર કરવાનો મેં હુકમ કર્યો !

બીજે દિવસ સવારે બધી ઘટના મને ખૂબ જ હસવા જેવી લાગી. હું, લહેરથી, સાહેબના જેવી સોલા ટોપી પહેરીને, મારી જાતે ગાડી હાંકતો, ગડગડ અવાજ કરતો મારા કામે ચાલ્યા ગયો.

એ દિવસે ત્રૈમાસિક રિપોર્ટ લખવાનો હોવાથી હું ઘેર મોડા પાછો ફરવાનો હતો પરંતુ સાંજ પડી ન પડી ત્યાં તો મને ઘેર જવાનું ખેંચાણ થવા માંડ્યું, કોણ ખેંચવા લાગ્યું તે હું કહી શકતો નથી. પરંતુ મને થયું કે હવે મોડું કર્યે નહિ ચાલે. મને થયું કે બધાં રાહ જોઈ રહ્યાં છે,

આથી, રિપોર્ટ અધુરો રાખી, સોલા ટોપી માથા પર મૂકી. એ ઝાડોની ઘન છાયાવાળા સંધ્યા ધુસર નિર્જન માર્ગને ગાડીનાં પૈડાંના અવાજથી મુખરિત કરીને હું એ અંધારા પહાડની તળેટીમાં આવેલા એ શાંત વિશાળ મહેલમાં જઈને ઉભો.

મેડા પરનો સામેનો ઓરડો ઘણો વિશાળ હતો. હારબંધ ત્રણ મોટા મોટા થાંભલાઓની ઉપર, અપૂર્વ કોતરણીવાળી કમાનો કરીને વિશાળ છત બનાવેલી હતી. આ વિશાળ ઓરડો પોતાની ભરપૂર શૂન્યતાને લીધે રાતદિવસ ખાવા ધાતો હતો.

તે દિવસે સાંજ પડી ગઈ હતી. પણ હજી દીવો સળગાવાયો નહોતો. બારણું ઠેલીને મેં એ વિશાળ ખંડમાં જેવો પ્રવેશ કર્યો કે તરત મને ત્યાં ભારે વિપ્લવ મચી ગયો હોય એવું લાગ્યું, મને લાગ્યું કે ત્યાં એક સભા ભરાયેલી હતી; ને મેં જઈને તે સભામાં ભંગ કર્યો.

ઓચિંતાનો સભામાં ભંગ થવાથી સભાસદો જેને જેમ ફાવ્યું તેમ આજુબાજુનાં બારીબારણાંમાં થઈને ભાગી ગયા. પણ હું ક્યાંય કશું જોઈ શક્યો નથી. આથી કેવળ નવાઈ પામીને ઉભો રહ્યો.

મારું શરીર કોઈ વિચિત્ર આવેગથી રોમાંચિત બની ગયું હતું. જૂના જમાનાનાં સુગંધિદાર તેલો અને અત્તરની મંદ સુગંધ મારા નાકમાં પ્રવેશ કરતી હતી. હું એ અંધારા નિર્જન વિશાળ ખંડના પ્રાચીન પાષાણુથંભોની વચમાં ઊભો ઊભો સાંભળવા લાગ્યો—ઝમઝમ કરતું ફુવારાનું પાણી સફેદ પથ્થરની ઉપર પડ હતું;તું સતાર ધીરે ધીરે વાગી રહી હતી, પણ કયો સૂર વાગતો હતો તે હું સમજી શક્યો નહિ; ક્યાંક સુવર્ણાલંકારો રમઝમ થતા હતા; ક્યાંક નૂપુરની ઘુઘરીઓ રણકતી હતી; તો વચમાં જબરદસ્ત તાંબાની ઝાલર ઉપર પહોરના ડંકા વાગતા હતા; દૂરદૂરથી નોબતનો અવાજ આવતો હતો; પવનમાં હાલતાં સ્ફટિકનાં ઝુમ્મર ઠનઠન અવાજ કરતાં હતાં; પરસાળની અંદર પાંજરામાં પૂરેલાં બુલબુલ ગાતાં હતાં, અને બગીચામાંથી પાળેલા સારસની બૂમ આવતી હતી—આ બધાએ મારી ચારે તરફ એક પ્રેતલોકની લાગણી સરજી દીધી!

હું એવો મોહવશ બની ગયો કે મને લાગ્યું કે કેવળ આ અસ્પૃશ્ય અગમ્ય અવાસ્તવ ઘટનાઓ જ જગતમાં સત્ય છે, બાકી બધું મિથ્યા મૃગજળ છે, હું હું છું—અર્થાત્ શ્રીયુત અમુક અમુકનો જ્યેષ્ઠ પુત્ર છું, અને રૂની જકાત ભેગી કરી, મહિને સાડી ચારસો રૂપિયાનો પગાર ખાઉં છું, સોલાની ટોપી અને ટાંપો ડગલો પહેરીને ટમટમમાં બેસીને ઑફિસમાં જાઉં છું એ બધું યે મને એવું અદ્ભુત અને હસવા જેવું લાગ્યું કે હું એ વિશાળ નિસ્તબ્ધ અંધારા ખંડની વચમાં ઉભો ઉભો હા હા કરીને હસી પડ્યો!

તે જ વખતે મારો મુસલમાન નોકર ફાનસ સળગાવીને, હાથમાં

લઈને અંદર આવ્યો. તેણે મને પાગલ ધાર્યો હશે કે નહિ તેની મને ખબર નથી, પરંતુ તરત જ મને યાદ આવ્યું કે હું અમુક ચંદ્રનો જ્યેષ્ઠ પુત્ર શ્રીયુત અમુક નાથ છું; વળી એવું પણ મને થયું કે જગતની અંદર કે જગતની બહાર ક્યાંય નિરાકાર ફુવારો સદાકાળ ચાલી શકે કે કેમ, અને ક્યાંય અદૃશ્ય આંગળાના આઘાતથી કોઈ માયા-સતાર પર અનંત રાગિણી બજી શકે કે કેમ તે કેવળ આપણા મહાકવિઓ અને કોવિદો જ કહી શકે, પરંતુ હું એટલું ચોક્કસ કહી શકું છું કે હું વરીચના બજારમાં જકાત ઉઘરાવી, મહિને સાડાચારસો રૂપિયાનો પગાર ખાઉં છું.

તે વખતે પાછો મને બે પળ પહેલાંનો મારો અદ્ભુત મોહ યાદ આવ્યો, અને હું ફાનસના અજવાળામાં કેમ્પ ટેબલની પાસે છાપું લઈને બેઠો અને કૌતુકથી હસવા લાગ્યો.

છાપું વાંચી અને મુગલાઈ ખાણું ખાઈ, ફાનસ હોલવીને એક ખૂણામાં મૂકી હું પથારીમાં સૂઈ ગયો. મારી સામેની ઉઘાડી બારીમાંથી, ઘીચ જંગલોવાળા આરાલી પર્વતના માથા પર રહીને, એક ચમકતો તારો કરોડો જોજન દૂર આકાશમાંથી, એ અતિ તુચ્છ કેમ્પ-ખાટ ઉપર પોઢેલા શ્રીયુત જકાતકલેક્ટરને એકીટશે ધારી ધારીને જોઈ રહ્યો હતો—એ જોઇ હું બહુ નવાઇ અને કૌતુક અનુભવતો ક્યારે ઊંઘી ગયો તેની મને ખબર નથી. હું કેટલું ઊંઘ્યો તેની પણ મને ખબર નથી.

અચાનક હું ચમકીને જાગી ગયો—ઘરમાં કંઈ અવાજ થવાથી હું નહોતો ચમક્યો, કે કોઈ અંદર આવ્યું હોય એવું પણ મને દેખાયું નહિ. કાળા ઘોર પહાડના માથા પરથી પેલો ટાંપી રહેલો તારો આથમી ગયો હતો, અને અંધારિયાની ક્ષીણ ચાંદની અનધિકાર પ્રવેશથી શરમાતી સંકોચાતી, મ્લાન ભાવે, મારી બારીમાંથી અંદર પ્રવેશ કરતી હતી !

કોઈ મારી નજરે પડ્યું નહિ; તો પણ મને એવું ચોક્કસ લાગ્યું કે કોઈ મને આસ્તે આસ્તે ઢંઢોળી રહ્યું છે. હું જાગી ગયો કે તરત, કંઈ પણ બોલ્યા વગર તેણે કેવળ પોતાની વેઢ વીંટીઓવાળી પાંચે આંગળીઓનો ઇશારો કરીને, ખૂબ સાવચેતીપૂર્વક મને તેની પાછળ પાછળ જવાનો હુકમ કર્યો.

હું ખૂબ ચૂપકીદીથી ઉભો થયો. જો કે એ સેંકડો ઓરડાઓ-વાળા, ભયંકર શૂન્યતાવાળા, ઉંઘતા ધ્વનિવાળા ને જાગૃત પ્રતિધ્વનિ-વાળા, વિશાળ મહાલયમાં મારા સિવાય બીજું કોઈ માણસ નહોતું, તો પણ મને ડગલે ને પગલે બીક લાગવા માંડી કે વખતે કોઈ જાગી જાય! મહાલયના ઘણા ખરા ઓરડા તો હમેશ બંધ જ રહેતા હતા, અને એ બધા ઓરડાઓમાં હું કદી ગયો પણ નહોતો.

તે રાતે, જાળવીને પગલાં ભરતો અને બીતો બીતો શ્વાસ લેતો, હું એ અદૃશ્ય આહ્વાનરૂપિણીનું અનુસરણ કરીને ક્યાં જઈ રહ્યો હતો, તે આજે પણ હું સ્પષ્ટ કરી શકતો નથી. કેટલા સાંકડા અંધારા રસ્તા, કેટલાં લાંબાં આંગણાં, કેટલાં ગંભીર વિશાળ સભાગૃહો, અને કેટલા બંધિયાર સાંકડા છૂપા ઓરડા વટાવીને હું આગળ ચાલ્યો જતો હતો.

મારી અદૃશ્ય દૂતીને જો કે હું નજરે જોઇ શકતો નહોતો, તો પણ તેનો દેખાવ મારા મનથી અગોચર નહોતો. એ આરબ રમણી હતી, એના ખૂલતા આસ્તિનની અંદરથી સફેદ પથ્થરના બનાવેલા હોય તેવા કઠણ હાથ દેખાતા હતા, ટોપી પરથી મેં. ઉપર એક બારીક વસ્ત્રનો પડદો હતો, અને કમરબંધમાં એક વાંકી કટારી હતી.

મને થયું કે અરબસ્તાનની એક હજાર ને એક રાતમાંથી એક રાત આજે વાર્તા-લોક છોડીને આ લોકમાં ઉડી આવી છે અને હું

અંધારી રાતે ધરતીની અંદર થઈને દીવા વગરના સાંકડા રસ્તા વટાવી કોઈ એક સંકટમય અભિસારે જોઈ રહ્યો છું.

એવટે મારી દૂતી એક નીલરંગી પડદાની સામે આવી એકદમ થંભી ગઈ; તેણે આંગળીનો ઈશારો કરી મને નીચે જોવાનું કહ્યું: નીચે કશું યે ન હોતું, પરંતુ ભયથી મારી છાતીનું લોહી થીજી ગયું.

એ પડદાની આગળ, જમીન ઉપર કિનખાબનાં કપડાંમાં સજ્જ થઈને એક ભયંકર હબસી ખોજો, ખોળામાં ઉઘાડી તલવાર લઈને, બે પગ લાંબા કરીને બેઠો બેઠો ઝોકાં ખાતો હતો.

દૂતી હળવેથી તેના બંને પગ ઠેકી ગઈ. પછી તેણે પડદાનો એક છેડો ઊંચો કર્યો.

અંદર કીમતી ઈરાની ગાલીચો પાથરેલો દેખાયો. તખ્ત ઉપર કોણ બેઠેલું હતું તે દેખાયું નહિ,—માત્ર લાલ રંગના પહોળા પાયજામાની નીચે જરીનાં પગરખાંવાળા બે નાનકડા સુંદર પગ ગુલાબી મખમલના આસન ઉપર, અલસભાવે મૂકેલા હતા તે હું જોઈ શક્યો.

જમીન ઉપર એક તરફ એક નીલરંગી સ્ફટિક પાત્રમાં કેટલાંક સફરજન, નાસપતી, નારંગી અને દ્રાક્ષ મૂકેલાં હતાં, અને એની બાજુમાં એક નાનકડો પ્યાલો અને એક સોનેરી મદિરાનો કાચનો પ્યાલો અતિથિની રાહ જોતાં હતાં. ઓરડાની અંદરથી કોઈ અપૂર્વ ધૂપનો વિચિત્ર માદક સુગંધીદાર ધુમાડો આવીને મને વિહ્વળ કરી દેતો હતો.

હું કંપતે હૃદયે તે ખોજાના પહોળા પગ ઓળંગવા ગયો, એટલામાં જ તે ચમકીને જાગી ગયો—તેના ખોળામાંથી તલવાર ઠક કરતી પથ્થરની ફરસબંધી પર પડી ગઈ.

એકદમ એક ભયંકર ચીસ સાંભળીને હું ચમકી ગયો, જોયું

તો મારા પેલા કેમ્પ-ખાટ ઉપર પરસેવે રેબઝેબ થઈને હું બેઠો હતો—સવારના પ્રકાશમાં કૃષ્ણ પક્ષનો ખંડ-ચંદ્રમા જાગરણથી થાકેલા રોગીની પેઠે ફિક્કો થઈ ગયો હતો.

અમારો પાગલ મહેરઅલી તેની હંમેશની ટેવ મુજબ સવારના સૂના રસ્તાઓમાં 'રસ્તો છોડો !' 'રસ્તો છોડો !' ની બૂમો પાડતો પાડતો જતો હતો.

આવી રીતે મારી અરબી વાર્તાઓમાંની એક રાત ઓચિંતી પૂરી થઇ ગઈ—પરંતુ હજી બીજી હજાર રાતો બાકી હતી.

મારો દિવસ અને મારી રાત મને પરસ્પર વિરોધી દિશામાં ખેંચવા લાગ્યાં. હું દિવસે થાક્યા પાક્યા શરીરે નોકરી કરવા જતો, અને શૂન્ય સ્વપ્નમયી માયાવી રાત્રિને ભૂલી જતો. પણ પછી સાંજ પડતી, અને મારું દિવસનું વ્યવસાયી જીવન મને અત્યંત તુચ્છ, મિથ્યા અને હસવા જેવું લાગતું.

સાંજ પછી હું પરવશ બનીને જાણે કોઈ નશાની જાળમાં ઝપડાઇ જતો. સેંકડો વર્ષો પહેલાંના કોઈ એક વણલખ્યા ઇતિહાસમાંનો હું કોઈ અપૂર્વ પુરુષ બની જતો; તે વખતે મને વિલાયતી કોટ પાટલૂન શોભતાં નહિ. તે વખતે હું માથે મખમલની ફેઝ ટોપી પહેરતો, ઢીલો પાયજામો, ફૂલ ભરેલો જામો અને રેશમી લાંબો ચોગા પહેરતો; રંગીન રૂમાલમાં અત્તર લગાડતો, આમ ખૂબ ટાપટીપથી સજ્જ થતો. સિગરેટ ફેંકી દઈ, ગુલાબજળથી ભરેલો, અનેક ગુંચળાંવાળી લાંબી નળીનો હૂકો હાથમાં લઇ, ઊંચી ગાદીવાળી મોટી ખુરશીમાં બેસતો, રાતે જાણે હું કોઇ અપૂર્વ પ્રિયમિલનની આંકાક્ષાથી ખૂબ ઉત્સાહપૂર્વક તૈયાર થતો.

પછી જેમ અંધારું ગાઢ થતું જતું, તેમ કોઈ એવી અદ્દભુત

ઘટના બનવા માંડતી કે એવું વર્ણન કરવાની મારામાં શક્તિ નથી. જાણે કોઈ અદ્ભુત વાર્તાનો કોઈક કપાયેલો ભાગ અકસ્માત વસંતના પવનમાં અહીં આવીને, આ વિશાળ મહાલયના વિચિત્ર ઓરડાઓમાં ઊડયા કરતો હોય એવું લાગતું હતું. થોડેક સુધી એ દેખાતો, પણ પછી એનો પત્તો લાગતો નહિ. હું પણ એ ઊડતા કપાયેલા ભાગની પાછળ પાછળ આખી રાત એકથી બીજા ઓરડામાં દોડયા કરતો.

આ ભગ્ન સ્વપ્નના વમળમાં, આ કદીક આવતી હીનાની ગંધમાં, આ કદીક આવતા સતારના ધ્વનિમાં, આ કદીક આવતા સુગંધીદાર જલશીકરવાળા પવનના હિલ્લોલમાં, એક નાયિકાને હું ક્ષણે ક્ષણે વિદ્યુત શિખાની પેઠે ચળકતી જોતો. એણે લાલ રંગનો પાયજામો પહેર્યો હતો, એના સુકોમળ લાલ પગમાં ટોચે વાંકવાળા જરીના જોડા હતા, છાતીએ જરીની ફૂલેલ કાંચળી બાંધેલી હતી, માથા પર એક લાલ ટોપી હતી, અને તેમાંથી સોનાની ઝાલર લટકીને તેના શુભ્ર લલાટને અને ગાલને ઢાંકતી હતી.

એણે મને પાગલ બનાવી દીધો હતો. હું એને જ મળવા દરરોજ રાતે, નિદ્રાના રસાતલ રાજ્યમાં સ્વપ્નની ભુલભુલામણીવાળી માયાપુરીમાં ગલીએ ગલીએ અને ઓરડે ઓરડે ભમતો ફરતો હતો.

કોઈ કોઈ દિવસ સાંજે, મોટા આયનાની બે બાજુએ બે બત્તીઓ સળગાવીને હું ખૂબ કાળજીપૂર્વક, શાહજાદાની પેઠે સાજ સજતો ત્યારે અકસ્માત આયનામાં મારા પ્રતિબિંબની જોડાજોડ, એક ક્ષણ, એ ઇરાની તરુણીનું પ્રતિબિંબ આવી પડતું હું જોતો, એક પળ ગરદન બાંકી કરીને, તેની કાળી પહોળી આંખો વડે તીવ્ર વેદનાભર્યો, ઊંડા આવેગ અને ઉત્સાહભર્યો, કટાક્ષપાત કરીને, સરસ સુંદર હોઠ ઉપર જરાક અમથો ભાષાનો આભાસ માત્ર આપીને, લઘુલલિત નૃત્ય વડે પોતાની યૌવનફૂલે ફૂલેલી દેહલતાને ઝડપથી દંડાયમાન કરીને, ઘડીકમાં

વેદના, વાસના અને વિભ્રમનાં, હાસ્ય, કટાક્ષ અને અલંકારોનાં તેજ-કિરણોનો વરસાદ વરસાવી તે દર્પણમાં જ અદૃશ્ય થઈ જતી.

પહાડ અને જંગલની તમામ સુગંધી લૂંટીને પવન એક પ્રચંડ ફૂંક વાવા માંડતો, અને મારી બંને બત્તીઓને હોલવી નાખતો; હું સાજ સજવાનું છોડીને, પોષાકઘરનાં એક ખૂણે પથારીમાં પડતો, અને આનંદથી પુલકિત બની આંખો મીંચી દેતો. મારી ચારે કોર, એ પવનની અંદર, અને એ આગલી પર્વતની તમામ સુગંધીની અંદર, જાણે અનેક સ્નેહ, ચુંબન અને કરસ્પર્શથી અંધકાર પરિપૂર્ણ બની ગયો હોય એવું લાગતું હતું. હું મારા કાનની આગળ કંઈકંઈ મધુર ગુંજન સંભળાવતો, મારા કપાળ ઉપર સુગંધી નિઃશ્વાસ આવી પડતો, અને મારા ગાલ ઉપર કોઈ મંદ સૌરભે મહેકતી રમણીનું મુલાયમ ઓઢણું વારંવાર ઊડી ઊડીને આવી પડતું. ધીમે ધીમે કોઈ મોહિની નાગણ એના માદક બંધનમાં મારા અંગેઅંગને બાંધી દેતી અને હું ગાઢ નિશ્વાસ નાખી, ગાઢ નિંદ્રામાં મૂઢ બનીને અચેતન જેવો પડ્યો રહેતો.

એક દિવસે સાંજે મેં ઘોડેસવાર થઈ બહાર ફરવાનો વિચાર કર્યો—પણ કોઈ મને મના કરવા લાગ્યું. એ કોણ હતું તેની મને ખબર નથી, પરંતુ મેં એની ના ની પરવા ન કરી. એક લાકડાની ખીંટી પર મારો સાહેબી ટોપી અને કોટ લટકતો હતો; હું તે ઉતારવા જતો હતો, એટલામાં ગુસ્તા નદીની રેતી અને આરાલી પર્વતનાં સૂકાં પાંદડાંની ધજા ચડાવીને ઓચિંતાનો વંટોળિયો આવ્યો, ને મારી ટોપી અને કોટને ચકર ચકર ફેરવતો ઊડાવી ગયો; એક અતિ મધુર કલહાસ્ય એ વંટોળિઆની સાથે ઘૂમતું ઘૂમતું સ્વરના તમામ પડદાઓ પર આઘાત કરી ધીરે ધીરે ઊંચામાં ઊંચા સપ્તક પર ચડીને સૂર્યાસ્તલોકમાં ભળી ગયું.

તે દિવસે મારાથી ફરવા નીકળાયું નહિ, અને તે પછીથી મેં સાહેબી પોશાક પહેરવો જ છોડી દીધો.

વળી તે જ દિવસે અધરાતે હું પથારીમાં બેઠો થઈ ગયો,— કોઈનું ડૂસકાંભર્યું છાતીફાટ રુદન મને સંભળાતું હતું. જાણે મારા ખાટલાની નીચેથી, જમીનની નીચેથી, આ વિશાળ મહાલયના પાષાણની નીચેની એક ભીની અંધારી કબરમાંથી કોઈ ડૂસકાં ભરી ભરીને રોતું હતું ને બોલતું હતું કે મને છૂટી કરીને લઈ જા,—કઠિન માયા, ગાઢ નિદ્રા, અને નિષ્ફળ સ્વપ્નાંનાં બારણાં તોડીફોડીને, તું મને ઘોડા પર બેસાડી, તારી છાતીએ ભીડીને, વન વટાવી, પહાડ વટાવી, નદી પાર કરી, તારા સૂરજના પ્રકાશથી ઝગમગતા ઘરમાં લઈ જા! મારો ઉદ્ધાર કર!

હું કોણ? હું કેવી રીતે આનો ઉદ્ધાર કરું? આ વમળભરેલા, ઘુમરિયો ખાતા સ્વપ્નપ્રવાહની અંદર, ડૂબતી કઈ કામના સુન્દરીને મારે કાંઠે ખેંચી લાવવાની છે? હે દિવ્યરૂપિણિ! તું ક્યાં હતી? ક્યારે હતી? તેં ક્યા શીતલ રણદ્વીપને કાંઠે, ખજૂરીઓની છાયામાં કઈ ઘરબાર વગરની રણવાસિનીના ખોળામાં જન્મ લીધો હતો? તને કોણ બેદુઈન ચોર, વનલતા પરથી ફૂલકળીને તોડે તેમ, માતાના ખોળામાંથી ખેંચીને, પાણીપંથા ઘોડા પર સવાર કરીને, ધગધગતી રેતી પાર કરીને, ક્યા રાજનગરના દાસી બજારમાં વેચવા લઈ ગયો હતો? ત્યાં ક્યા બાદશાહનો ગુલામ તારું તાજું ખીલેલું લજ્જાભર્યું યૌવનસૌન્દર્ય જોઈ, સોનામહોરો ગણી આપીને તને લઈ ગયો? અને સમુદ્ર પાર કરી, તને સોનાની પાલખીમાં બેસાડીને, પોતાના માલિકના અંતઃપુરમાં ભેટસોગાદ તરીકે મોકલાવી દીધી! પછી એ સારંગીનું સંગીત, ઝાંઝરનો ઝણકાર અને સિરાજની સુવર્ણમદિરાની વચમાં

વચમાં કટારીનો ચમકાર, ત્રિશૂળના જ્વાળા, અને કટાક્ષનો માર ! કેવું એ ઐશ્વર્ય ! કેવી એ જાહોજલાલી ! કેવું એ અનંત કારાગાર ! બે તરફ બે દાસીઓ, કંકણના હીરાને વીજળીની પેઠે ઝબકાવતી ચામર ઢોળી રહી છે ! શહાનશાહ બાદશાહ ગોરા પગમાં રત્નજડિત મોજડીઓ પાને આળોટે છે; બહાર દરવાજા આગળ જમદૂતના જેવો હબસી, દેવદૂતના જેવો સાજ સજીને, હાથમાં નાગી તલવાર લઈને ઊભો છે. પછી, એ લોહીથી કલુષિત બનેલા, ઈર્ષાના ફિસોટાવાળા, કાવતરાંભર્યા બીવાણુ ઉજ્જવળ ઐશ્વર્ય પ્રવાહમાં તણાઈને, તું મરુભૂમિની પુષ્પમંજરી કોણ જાણે કોઈ નિષ્ઠુર મૃત્યુને ભેટી કે પછી એથીયે વધારે નિષ્ઠુર મહિમા તટ પર ફેંકાઈ ગઈ !

એટલામાં ઓચિંતાનો પેલો પાગલ મહેરઅલી ચીસ પાડી ઉઠ્યો: ' રસ્તો છોડો ! રસ્તો છોડો ! સબ જૂઠ હૈ ! સબ જૂઠ હૈ ! '

જોયું તો સવાર થઈ ગઈ હતી.

પટાવાળાએ ટપાલ મારા હાથમાં મૂકી, અને ખાનસામો આવીને સલામ કરી ઊભો રહીને આજે શું રાંધવું છે તે પૂછવા લાગ્યો.

મેં કહ્યું: ' હવે અહીં રહેવું નથી. '

તેજ દિવસે મારો સરસામાન ઉપડાવીને હું મારી ઓફિસમાં લઈ ગયો. ઓફિસનો વૃદ્ધ કારકુન કરીમખાં મને આમ પાછો આવેલો જોઈને જરા હસ્યો. એને હસતો જોઈ હું મોં ચડાવી, કંઈ પણ બોલ્યા વગર મારું કામ કરવા લાગ્યો.

પણ જેમ સાંજ પડવા આવતી હતી તેમ મારું મગજ પરવશ થતું જતું હતું હમણાં જ ક્યાંક જવાનું છે એવું લાગવા માંડ્યું. રનો હિસાબ તપાસવાનું કામ બિલકુલ નકામું લાગ્યું. નિઝામત નિઝામની પણ

મારે મન કુછ બિસાતમાં ન રહી; વર્તમાનકાળનો એકેએક પદાર્થ, મારી ચારે તરફ જે કંઈ ચાલે છે, ખાય છે, ખાય છે, પીએ છે ને કામ કરે છે તે બધું યે મને બિલકુલ કંગાલ, બિલકુલ અર્થહીન, અને બિલકુલ દમ વગરનું લાગવા માંડયું.

કલમ ફેંકી દઈ. મોટો ચોપડો બંધ કરી દઈ, હું તરત જ ટમટમમાં બેસીને ઊપડયો. જોયું તો ટમટમ એની મેળે બરાબર ગોરજટાણે પેલા પાષાણ મહાલય આગળ આવીને ઊભી રહી.

ધબધબ કરતો નિસરણી ચડી હું ઉપલા ખંડમાં દાખલ થયો.

આજે બધું બિલકુલ શાંત હતું; અંધારો ઓરડો જાણે ગુસ્સામાં મોં ચડાવી બેઠો હતો. પશ્ચાત્તાપથી મારું હૃદય ભરાઈ આવવા લાગ્યું. પરંતુ કોને કહું, કોની આગળ માફી માગું તેની સમજ પડતી નહોતી. હું ખાલી અંધારામાં ઓરડે ઓરડે ભમવા લાગ્યો. મને થયું કે કોઈ વાદ્ય હાથમાં લઈને હું ગાઉં—પણ કોને ઉદ્દેશીને—તે હું જાણતો નથી—કે હે અગ્નિ! જે પતંગિયું તને તરછોડીને ભાગવાનું કરતું હતું, તે પાછું બળી મરવા માટે આવ્યું છે! હવે તેને માફ કર, તેની બંને પાંખો બાળી નાખ, તેને ભસ્મસાત કરી નાખ!

અકસ્માત ઉપરથી મારા ઉપર બે અશ્રુબિંદુ પડયાં. તે દિવસે આરાલી પર્વતના માથા પર ઘનઘોર વાદળાં ચડી આવ્યાં હતાં. અંધારું અરણ્ય અને શુસ્તાનું કાળું શાહી પાણી કોઈ ભયંકર બનાવની રાહ જોતું સ્થિર બની ગયું હતું.

ઓચિંતાનાં જળસ્થળ ને આકાશ કંપી ઊઠયાં. અને એકદમ વીજળીના દાંત દેખાડતો વટોળિયો બેડીઓ તોડી ભાગેલા પાગલની પેઠે, દૂરદૂરનાં ગાઢ જંગલોમાંથી કાળી ચીસ પાડતો દોડી આવ્યો.

મહાલયના મોટા મોટા ઓરડા બારણાં ફડાફડ ભટકાવીને, જાણે તીવ્ર વેદનાથી હૂ હૂ કરીને રૂદન કરવા લાગ્યા.

આજે બધા જ નોકરો બહાર હતા. અહીં દીવો સળગાવનારું યે કોઈ નહોતું. અમાવાસ્યાની એ મેઘલી રાત હતી. ઘરની અંદર કસોટી જેવો કાળો અંધકાર વ્યાપેલો હતો. એ અંધારામાં હું સ્પષ્ટ અનુભવ કરવા લાગ્યો કે કોઈ રમણી પલંગની નીચે ગાલીચા પર ઊંધે માથે પડીને, બેય હાથમાંની મૂઠીઓ વાળી લાંબા વિખરાયેલા વાળ પીંખતી હતી, એના ગૌર લલાટમાંથી દડદડ લોહી વહેતું હતું, ઘડીકમાં તે હા હા કરી ફિક્કું તીણું અટ્ટહાસ્ય કરી હસી પડતી હતી, તો ઘડીકમાં ડૂસકાં ભરી ભરીને રૂદન કરતી હતી, ઉઘાડી બારીમાંથી પવન ગાજતો આવતો હતો, અને મૂશળધાર વરસાદ આવીને એના આખા શરીરને ભીંજાવી નાખતો હતો.

આખી રાત વંટોળીઓ ચાલુ રહ્યો, ને એ રૂદન પણ ચાલુ રહ્યું. હું નિષ્ફળ પશ્ચાતાપથી બળતો ઓરડે ઓરડે અંધારામાં ભમતો ફરવા લાગ્યો. ક્યાંયે કોઈ હતું નહિ, પછી કોને સાન્ત્વન આપું? આવડી ભારે રીસ ચડાવીને બેઠેલું એ કોણ હશે? આ છાતીફાટ રૂદન ક્યાંથી સંભળાઈ રહ્યું છે?

પેલો પાગલ ચીસ પાડી ઊઠ્યો: 'રસ્તો છોડો! રસ્તો છોડો! સબ જૂઠ હૈ! સબ જૂઠ હૈ!'

જોયું તો સવાર થઈ ગઈ હતી; અને મહેરઅલી આવા તોફાની દિવસે પણ નિયમ પ્રમાણે મહેલ ફરતી ચોકી કરતો એની રોજની બૂમ સંભળાવી રહ્યો હતો.

ઓચિંતાનો મને ખ્યાલ આવ્યો કે કદાચ આ મહેરઅલી પણ મારી પેઠે એક વખત આ મહેલમાં રહેતો હશે, અને અહીં રહેતાં રહેતાં જ એ પાગલ બની ગયો હશે, જેથી હું પાગલ બનીને બહાર નીકળ્યા પછી પણ તે આ પાષાણ રાક્ષસના મોઢેથી ખેંચાઈ દરરોજ સવારે મહેલની ચોકી કરવા આવે છે.

હું તરત જ વરસતા વરસાદમાં એ ગાંડાની પાસે ગયો. મેં એને પૂછ્યું: 'મહેરઅલી, ક્યા જૂઠ હૈ રે !'

મારા સવાલનો કંઈ પણ જવાબ આપ્યા વગર તે મને હડસેલીને અજગરના પંજામાં પડ્યા પછી ચારે તરફ ભમતા મોહાંધ પંખીની પેઠે બૂમો પાડતો પાડતો મહાલયની ચારે તરફ ફરવા લાગ્યો, અને મથીમથીને પોતાને સાવધ કરવા માટે ફરીફરીને બોલવા લાગ્યો: 'રસ્તા છોડો !' સબ જૂઠ હૈ !

એવા વાવટોળ અને વરસાદમાં જ હું પાગલની પેઠે ઑફિસમાં ગયો; એકદમ કરીમખાંને બોલાવીને પૂછ્યું: 'આનો અર્થ શું? મને સમજ પાડ !'

ડોસાએ જે કહ્યું તેનો અર્થ એ "કે એક વખત આ મહાલયમાં અનેક અતૃપ્ત વાસનાઓ, અને અનેક ઉન્મત્ત વિલાસોની ધૂણી ધખતી. એ બધી ચિત્તની વેદનાઓથી, એ બધી નિષ્ફળ કામનાઓના અભિશાપથી એ મહાલયનો એકેએક પાષાણ ભૂખ અને તરસથી પીડાય છે, અને કોઈ જીવતો માણસ પાસે આવે તો તેને લોલુપ પિશાચિણીની પેઠે ખાઈ જવા ચાહે છે. જમુરાત જેઓ એ મહાલયમાં રહ્યા છે તેમનામાંથી એક મહેરઅલી ગાંડો થઈને બહાર આવ્યો છે, બીજો કોઈ હજી સુધી એની પકડમાંથી છૂટકી શક્યો નથી.'

મેં પૂછ્યું: 'તો મારો બચવાનો શું કોઈ રસ્તો નથી?'

ડોસાએ કહ્યું: 'એક રસ્તો છે, પણ તે ખૂબ અઘરો છે. એ જ હું કરું છું—પણ તે પહેલાં એ ગુલબાગની એક ઈરાની દાસી, વેચાતી લેવામાં આવેલી, તેનો ઇતિહાસ કહેવો પડશે, એના જેવી અદ્ભુત અને હૃદયવિદારક ઘટના દુનિયામાં બીજી કોઈ બની નહિ હોય.'

એટલામાં કુલીઓએ આવીને ખબર આપી કે ગાડી આવે છે.

અમે ઝટપટ પથારીઓ બાંધવા માંડી. એટલામાં ગાડી આવી ગઈ. એ ગાડીના ફર્સ્ટ ક્લાસની બારીમાંથી ડોકું કાઢી કોઈ અંગ્રેજ ઉંઘમાંથી ઊઠીને, સ્ટેશનનું નામ વાંચવાનો પ્રયત્ન કરતો હતો; અમારા સહપ્રવાસી પેલા ગૃહસ્થ તરફ તેની નજરે પડતાં જ તે 'હલ્લો!' કરીને બૂમ પાડી ઉઠ્યો, અને તેમને તેણે પોતાના ડબામાં લઇ લીધા.

અમે સેકંડ ક્લાસમાં બેઠા, એ ગૃહસ્થ કોણ હતા તેની પણ ખબર પડી નહિ, અને વાર્તા પણ પૂરી સાંભળવા મળી નહિ.

મેં કહ્યું: 'એ માણસ આપણને મૂરખા સમજી બનાવી—ગયો આખી યે વાત બનાવટી લાગે છે.

આ દલીલને લીધે મારા થિયોસોફિસ્ટ મિત્ર સાથેનો મારો સંબંધ હંમેશને માટે તૂટી ગયો.

# ઇન્દ્રાણી

: ૧ :

જમીનદાર મુકુન્દબાબુના ઘરના એક વખતના કારભારીની પૌત્રી, અને હાલના મેનેજરની સ્ત્રી ઇન્દ્રાણી જમીનદારને ઘેર, તેમના દૌહિત્રના લગનમાં વહુ-ભાતનું નિમંત્રણ મળતાં આવી, એ ચોઘડિયું બહુ ખરાબ હોવું જોઇએ.

એ પહેલાંનો ઇતિહાસ ટૂંકમાં કહું તો તમને આ બરાબર સમજાશે.

આજે તો મુકુંદબાબુ પણ ભૂતપૂર્વ છે. તેમના કારભારી ગૌરીકાન્ત પણ ભૂતપૂર્વ છે. કાળના આહ્‌વાન પ્રમાણે બન્નેમાંથી એક આજે નિજ સ્થાનમાં સશરીરે વિદ્યમાન નથી. પરંતુ જ્યારે તેઓ વિદ્યમાન હતા, ત્યારે બન્ને વચ્ચે અત્યંત ગાઢ બંધન હતું. પિતામાતા વગરના ગૌરીકાન્તને જ્યારે આજીવિકાનો કોઇ આધાર નહોતો, ત્યારે મુકુંદલાલે કેવળ માત્ર તેનું મોં જોઇ તેના પર વિશ્વાસ

રાખી, પોતાની નાનકડી ધનસંપત્તિની દેખરેખ રાખવાનું કામ તેને સોંપ્યું હતું.

કીડી જેવી રીતે રાફડો બનાવે છે, સ્વર્ગની કામનાવાળો જેવી રીતે પુણ્યનો સંચય કરે છે તેવી રીતે ગૌરીકાન્તે અથાક મહેનત કરીને, રજ રજ કરીને, દિવસે દિવસે મુકુંદલાલની ધન સંપત્તિ વધારવા માંડી. છેવટે તેણે નવાઈ પામી જઈએ એટલી ઓછી કિંમતે, બાંકાગાડી ખરીદ કરી મુકુંદલાલની જમીનદારીમાં ઉમેરી દીધુ, તે દિવસથી મુકુંદલાલની ગણતરી આગળ પડતા જમીનદારોમાં થવા લાગી.

શેઠની ચડતીની સાથે સાથે નોકરની પણ ચડતી થઈ. ધીમે ધીમે તેની પાસે જમીન, મકાન, રોકડ નાણું વગેરે થઈ ગયું. અને જે માણસ એક વખતે સામાન્ય તહેસીલદારની કોટીનો હતો તે હવે લોકોમાં દિવાનજી નામે ઓળખાવા લાગ્યો.

ભૂતકાળનો આજ ઈતિહાસ મારે તમને કહેવાનો હતો. વર્તમાનકાળમાં મુકુન્દબાબુનો એક પોષ્ય પુત્ર છે. એનું નામ વિનોદવિહારી. ગૌરીકાન્તનો સુશિક્ષિત જમાઈ અંબિકાચરણ તેમના મેનેજર તરીકે કામ કરે છે.

દિવાનજીને પોતાના પુત્ર રમાકાન્ત પર વિશ્વાસ નહોતો. તેથી વૃદ્ધાવસ્થામાં તેમણે જ્યારે નોકરી છોડી દીધી ત્યારે પુત્રને પડતો મૂકી, તેમણે પોતાની પૌત્રીના વર અંબિકાને પોતાની જગાએ નીમ્યો હતો.

કામકાજ બરાબર ચાલતું હતું. પહેલાંના વહીવટમાં હતું, તેવું જ અત્યારે પણ બધું ચાલે છે, માત્ર એક બાબતમાં જરા ફેર પડયો છે. તે એ છે કે હવે શેઠ નોકરનો સંબંધ કેવળ કામકાજનો સંબંધ

છે, હૃદયનો સંબંધ નથી, પહેલાંના જમાનામાં રૂપિયા સસ્તા હતા, અને હૃદય પણ કંઈક સસ્તુ હતું. હવે જમાનો એવો આવ્યો છે કે બધાએ મળીને હૃદયનો ખોટો ખરચો લગભગ કાઢી જ નાખ્યો છે; છેક નિકટનાં સગાંને આપવાનું કશું નથી, તો બહારનાં માણસોને શું મળવાનું?

આવે વખતે જમીનદાર બાબુને ઘેર એમની પોત્રીના લગનમાં વહુભાતનું નિમંત્રણ મળતાં દિવાનજીની પૌત્રી ઇન્દ્રાણી ગઇ હતી.

આ સંસાર કુતૂહલપ્રિય વિધાતાની રાસાયણિક પ્રયોગશાળા લાગે છે! અહીં કંઈ ચિત્રવિચિત્ર માણસોને ભેગા કરીને તેમના મેળાપ અને વિયોગમાંથી કંઈ કંઈ ચિત્રવિચિત્ર અપૂર્વ ઇતિહાસ સરજવામાં આવે છે!

આ વહુભાતના પ્રસંગે, આ આનંદ કાર્યની અંદર બે જાતના બે માણસો ભેગા થયા, અને જોતજોતામાં સતત વણાયે જતા કપડામાં એક નવા જ રંગનો ધાગો ઉતરી પડયો, અને એક નવા જ રંગની ગાંઠ પડી ગઇ.

સાંજે સૌ જમી પરવાર્યા પછી, જરા મોડેથી, ઇન્દ્રાણી જમીનદારને ઘેર ગઇ હતી.

વિનોદની સ્ત્રી નયનતારાએ મોડી આવવાનું કારણ પૂછ્યું ત્યારે ઇન્દ્રાણીએ 'ઘરમાં ઘણું કામ હતું, શરીર સારું નહોતું' વગેરે બે ચાર કારણો બતાવ્યાં, પણ તે કોઇને સંતોષકારક લાગ્યાં નહિ.

ખરું કારણ ઇન્દ્રાણીએ કહ્યું નહિ, પરંતુ તે બધાને સમજાઈ ગયું હતું. તે કારણ આ હતું—મુકુન્દબાબુ માલિક ખરા, પૈસાદાર પણ ખરા, પણ કુળની મોટાઇની બાબતમાં ગૌરીકાન્તનું ઘર તેમના

કરતાં ઘણું ઉંચું હતું. ઇન્દ્રાણી એ મોટાઈ ભૂલી શકતી નહોતી. તેથી વખતે વહેલી જાઉં તો એ લોકોને ઘેર ખાવા બેસવું પડે એ બીકે તે જાણી જોઇને મોડી ગઈ હતી. આ જોઈ તેને ખવડાવવા માટે ખૂબ ખેંચતાણ કરવામાં આવી, પરન્તુ ઇન્દ્રાણી ગચક આપે એવી બાઇ નહોતી; એ કેમે ખાવા બેઠી નહિ.

એક વખત મુકુન્દ અને ગૌરીકાન્તે કુલની મોટાઇની બાબતમાં આના કરતાં મોટો ઝઘડો પેદા કર્યો હતો. એ ઘટનાનો અહીં ઉલ્લેખ કરવો જોઇશે.

ઇન્દ્રાણી દેખાવે બહુ સુન્દર હતી. આપણી ભાષામાં સુન્દર સ્ત્રીની સાથે સ્થિર સૌદામિનીની સરખામણી કરવામાં આવે છે. તે સરખામણી ઘણી જગાએ બંધબેસતી નથી થતી, પણ ઇન્દ્રાણીની બાબતમાં થતી હતી. ઇન્દ્રાણીએ જાણે ખૂબ સહેલાઈથી પોતાની અંદર એક પ્રબળ વેગ અને એક પ્રખર જ્વાળાને કોઈ સહજ શક્તિ દ્વારા અતૂટ ગાંભીર્યપાશથી બાંધી રાખ્યાં હતાં. તેનાં આંખ, મોં અને અંગેઅંગમાં વીજળી પોતાની ચંચળતા ભૂલી, જાણે સ્થિર બની ઘર કરીને રહી હતી.

આ સુન્દર છોકરીને જોઇ મુકુન્દ બાબુએ પોતાના પોષ્ય પુત્રની સાથે એનો વિવાહ કરવાની વાત ગૌરીકાન્તની આગળ કાઢી. પ્રભુ-ભક્તિમાં ગૌરીકાન્ત કોઇનાથી ઉતરતો નહોતો, શેઠની ખાતર જરૂર પડે તો જીવ કાઢી આપે; એની અવસ્થા હવે ગમે તેટલી સુધરી ગઈ હોય, અને શેઠ ગમે તો એની સાથે મિત્રની પેઠે વર્તતા હોય અને તેને તેઓ ગમે તેટલો ઉંચે ચડાવતા હોય, તો પણ તે કદી પણ ભૂલેચૂકે યે કે સ્વપ્ને યે શેઠનું સન્માન સાચવવાનું ભૂલતો નહિ. શેઠની આખર, એટલું જ પણ શેઠનું નામ દેવાતાં પણ તે એકદમ વિનયથી માથું નમાવી દેતો. પરન્તુ આ વિવાહની વાત પર તેણે

પણ ન જોઈએ, અને હોય તો તે સારૂં પણ નહિ, પંતુ એનો એને મદ છે એ વાત નયનતારાની કેવળ કલ્પના હતી, પણ રૂપને માટે કોઈને ગુનેગાર ગણી શકાય નહિ, એટલે એની જો નિંદા કરવી જ હોય એનો એને મદ ચડ્યો છે એમ કહેવું જ પડે.

ત્રીજું, ઇન્દ્રાણી દંભી છે—લોકોની ભાષામાં કહીએ તો એનામાં દિમાગ ખૂબ છે.

ઇન્દ્રાણીમાં એક પ્રકારનું સ્વાભાવિક ગાંભીર્ય હતું. અત્યંત પ્રિય પરિચિત માણસ સિવાય તે કોઈની યે સાથે બહુ હળી મળી શકતી નહિ વળી માથું મારી કંઈક ધમાધમ કરવી, અને બધાં કામમાં આગળ ધપીને હાથ નાખવો એ પણ તેના સ્વભાવમાં નહોતું.

આવાં અનેક સાચાં ખોટાં કારણો શોધીને નયનતારા ધીમે ધીમે ગરમ થવા લાગી, અને અમથી અમથી વાત કાઢીને, વારંવાર 'અમારા મેનેજરની બૈરી' 'અમારા દિવાનની પોતરી' કહીને ઇન્દ્રાણીને બોલાવવા લાગી.

નયનતારાએ પોતાની લાડીલી એક બટકબોલી દાસીનો કાન ફૂંક્યો.

જાણે ખૂબ સહીપણાં હોય એમ ઇન્દ્રાણીના શરીર ઉપર પડી એ દાસી ઇન્દ્રાણીનાં ઘરેણાં હાથમાં લઈ હલાવી હલાવીને જોવા લાગી; કંઠી અને બાજુબંધનાં વખાણ કરીને, પછી તેણે પૂછ્યું: 'હાં બહેન! આ ગિલેટ કરેલો છે?'

ઇન્દ્રાણીએ ખૂબ ગંભીર મોં કરી કહ્યું: 'ના, એ પિતાજનાં છે!'

નયનતારાએ ઇન્દ્રાણીને સંબોધન કરીને કહ્યુંઃ 'અરે, તું ત્યાં એકલી ઉભી ઉભી શું કરે છે? લે, આ ખાવાનું પેલી હાટખોલાની પાલખીમાં મૂકી આવ તો!'

પાસે ઘરની દાસી ઉભી હતી.

ઇન્દ્રાણીએ કેવળ એક ક્ષણવાર પોતાની વિશાળ પાંપણોની છાયામાં ઉંડી દેખાતી પહોળી આંખો ઉઘાડીને નયનતારાની સામે જોયું; પછી બીજી જ ક્ષણે કંઈપણ બોલ્યા વગર મિષ્ટાન્નની છાબ ઉપાડી નીચે ઉતરવા માંડ્યું.

જેમને આ સીકાઈ ભેટ અપાતી હતી તેમણે હાંફળાં ફાંફળાં કહ્યુંઃ 'તમે શું કરવા ભાઇ, આટલી તકલીફ ઉઠાવો છો? આપો, આ દાસીના હાથમાં આપો!'

ઇન્દ્રાણીએ માથું ધુણાવી કહ્યુંઃ 'એમાં વળી તકલીફ શાની?'

અપરાએ કહ્યુંઃ 'તો લાવો, મારા હાથમાં આપો!'

ઇન્દ્રાણીએ કહ્યુંઃ 'ના, હું જ લઇ જાઉં છું!'

આમ કહી, જેવી રીતે અન્નપૂર્ણા ગંભીર મુખે ઉંડા સ્નેહથી, ભક્તને પોતાને હાથે ઉપાડીને અન્ન આપે, તેવી રીતે, અચળ સ્નેહભાવે ઇન્દ્રાણી પાલખીમાં મિષ્ટાન્ન મૂકી આવી.

અને માત્ર આ બે જ મિનિટના પરિચયમાં, એ હાટખોલા—વાસિની શ્રીમંત ગૃહિણી આ અલ્પભાષિણી, મિનદાસિની ઇન્દ્રાણીની જીંદગીભરનું હૃદય સહીપણું બાંધવા તલપાપડ બની ગઇ.

આવી રીતે નયંનતારાએ, સ્ત્રીઓને સુલભ એવી નિષ્ઠુરતાપૂર્વક અનેક અપમાન બાણ ફેંક્યાં, પણ એમાંના બાણથી ઇન્દ્રાણીએ પોતાને વીંધાવા દીધી નહિ. બધાં બાણો, ઇન્દ્રાણીના નિષ્કલંક ઉજ્જવળ સહજ તેજસ્વિતાના કઠોર હૃદય ઉપર અથડાઇને આપોઆપ ભાંગી ગયાં.

એની એવિચળ ગંભીરતા જોઇ, નયનતારાનો ક્રોધ ઉલટો, ખૂબ જ વધવા લાગ્યો, અને એ સમજી જવાથી, ઇન્દ્રાણી, કાંઇને પણ કહ્યા વગર, છાનીમાની પોતાને ઘેર જતી રહી.

: ૨ :

જેઓ શાંતિથી સહન કરી શકે છે તેઓ અતિશય ગંભીરપણે ઘાયલ થાય છે. ઇન્દ્રાણીએ જો કે અપમાનના આઘાતનો અતિશય બેપરવાઇપૂર્વક સામનો કર્યો હતો, તો પણ તેના અંતરમાં તેની ઊંડી અસર થઇ જ હતી.

ઇન્દ્રાણી સાથે જેમ વિનોદવિહારીનાં લગ્નની એકવાર વાત થઇ હતી, તેવી જ રીતે ઇન્દ્રાણીના એક દૂરના ગરીબ ફોઇઆઇ ભાઈ વામાચરણની સાથે નયનતારાનાં લગ્નની એક વખત વાત થઇ હતી.

એ વામાચરણ હજી વિનોદની જ જમીનદારીમાં એક સાધારણ નોકર હતો. ઇન્દ્રાણીને હવે યાદ આવ્યું કે એ નાની હતી તેવામાં એક દિવસ નયનતારાનો બાપ નયનને સાથે લઇને એમને ઘેર આવ્યો હતો, અને વામાચરણની સાથે પોતાની કન્યાનું સગપણ કરવા માટે એ ગૌરીકાન્તની દાઢીમાં હાથ નાખીને કરગર્યો હતો.

એ વખતે એ નાનકડી છોકરી નયનતારાની અસાધારણ પ્રૌઢતા જોઈ ગૌરીકાન્તના અંતઃપુરમાં બધાને નવાઈ લાગી હતી, અને એની

એ અકાલપકવતાના મુકાબલામાં મેં છુપાવતી શરમાળ ઇન્દ્રાણીને પોતાને બહુ શરમાવા જેવું લાગ્યું હતું.

ગૌરીકાન્ત એ છોકરીની ભોળીચાલી અને મોઢાના વળાંક જોઈ બહુ ખુશ થઈ ગયા હતા, પરંતુ કુળમાં કંઈક ત્રુટિ હોવાથી તેમણે વામાચરણની સાથે તેનું સગપણ કરવાની વાતને ટેકો આપ્યો નહોતો. છેવટે એ ગૌરીકાન્તના જ પ્રયત્નથી અને એમની જ પસંદગીથી અકુલીન વિનોદની સાથે નયનતારાનું લગન થયું હતું.

આવી બધી વાતો યાદ કરીને ઇન્દ્રાણીને કંઈ સાન્ત્વન મળ્યું નહિ, ઊલટું, એના અપમાનનો ડંખ વધારે ભીષણ બન્યો. અને મહાભારતમાં કહેલી શુક્રાચાર્યની દીકરી દેવયાની અને શર્મિષ્ઠાની વાત યાદ આવી, દેવયાની એ જેવી રીતે પોતાના માલિકની કન્યા શર્મિષ્ઠાનો ગર્વ ઉતારીને તેને દાસી બનાવી હતી, 'તેવી રીતે હું કરી શકું તો જ ઠીક કર્યું' કહેવાય એવું ઇન્દ્રાણીને લાગવા માડયું.

એક વખત એવો હતો જ્યારે દૈત્યોને જેમ દૈત્યગુરુ શુક્રાચાર્ય વગર ચાલતું નહિ, તેમ મુકુંદબાબુના કુટુંબને ગૌરીકાન્ત વગર ચાલતું નહિ. તેવે વખતે જો ગૌરીકાન્તે ધાર્યું હોત તો મુકુંદબાબુની પાસે નાકલીટી ખેંચાવી શકત, પરંતુ એ ગૌરીકાન્તે જ મુકુંદલાલની ધનસંપત્તિને ઉન્નતિની છેલ્લામાં છેલ્લી ટોચે પહોંચાડી દીધી હતી, અને બધું તંત્ર બરાબર વ્યવસ્થિત કરી દીધું હતું. એટલે હવે આજે એમને યાદ કરી વફાદારીનો એકડો ઘૂંટયા કરવાની જરૂર નહોતી.

ઇન્દ્રાણીએ વિચાર કર્યો કે બાંકાગાડી પરગણું મારા દાદાએ મુકુંદલાલને ખરીદી આપ્યું, તેને બદલે તેમણે પોતે જ તે ખરીદ્યું હોત તો ખરીદી શકત, તે વખતે તેમની એટલી શક્તિ પણ હતી, પરંતુ એવું ન કરતાં એણે એ શેઠને ખરીદી આપ્યું—આ એક

પ્રકારનું દાન છે, પણ આજે એના શેઠના વંશજોમાંથી કોઈને ખ્યાલ હશે ખરો?

અમારાં જ આપેલાં ધનમાન અને ગર્વ લઈને આજે આ લોકો અમારું અપમાન કરવાની હિંમત કરે છે એવો ખ્યાલ આવતાં ઈન્દ્રાણીનું ચિત્ત ખળભળી ઊઠ્યું.

ઘેર આવીને એણે જોયું તો એના પતિ જમીનદારની કચેરીનું ને બીજું બધું કામકાજ પતાવીને, પોતાના શયનખંડમાં એક ખુરશીમાં પડયા પડયા છાપું વાંચતા હતા.

ઘણાઓ એવું માને છે કે પતિપત્નીનો સ્વભાવ લગભગ એક જ જાતનો બની જાય છે. એનું કારણ એ છે કે કોઈ કોઈ જગાએ દૈવવશાત્ પતિ-પત્નીના સ્વભાવનો મેળ જોઈને આપણને એ એવું યોગ્ય અને કુદરતી લાગે છે કે આપણે આવું જ બધે હોય છે એવું માની લેવાને પ્રેરાઇએ છીએ.

ગમે તેમ હો, અહીં અંબિકાચરણની સાથે ઈન્દ્રાણીને એક બે બાબતમાં તો ખરેખરો સ્વભાવનો મેળ હતો. અંબિકાચરણ પણ બહુ ધુસણિયો માણસ નહોતો. તેઓ બહાર નીકળતા તે માત્ર નોકરીના કામે જ. પોતાનું કામ પૂરું કરીને, અને બીજાની પાસેથી પૂરેપૂરું કામ લઈને, તેઓ ઘેર આવતા ત્યારે જાણે અનાત્મીયતાના હુમલામાંથી ભાગી છૂટી આત્મરક્ષા કરવા માટે કોઈ દુર્ગમ ગઢમાં દાખલ થતા હોય એવું એમને લાગતું. બહાર તેઓ ભલા, ને તેમનું કર્તવ્ય ભલું; ઘરમાં તેઓ ભલા અને તેમનાં ઈન્દ્રાણી ભલાં. આમાં જ તેમનું બધું જીવન સમાપ્ત થઈ જતું હતું.

આભૂષણોની છટા ચમકાવીને જ્યારે સુસજ્જિત ઈન્દ્રાણીએ ઘરમાં પ્રવેશ કર્યો, ત્યારે અંબિકાચરણ તેની મજાક કરી, કંઈક બોલવા

જતો હતો, પરંતુ એકદમ રોકાઈ જઈ ચિન્તાતુર ભાવે તેણે પૂછ્યું: 'શું થયું છે?'

ઇન્દ્રાણી પતિની તમામ ચિંતાઓને હસીને ઉડાવી દેવાનો પ્રયત્ન કરતાં બોલી: 'થાય શું વળી? હમણાં મારા પતિદેવનાં દર્શન થાય છે!'

અંબિકાએ છાપું જમીન પર નાખી દઈને કહ્યું: 'એ કંઈ મારાથી અજાણ્યું નથી. પણ તે પહેલાં?'

ઇન્દ્રાણીએ એક પછી એક ઘરેણાં ઉતારતાં ઉતારતાં કહ્યું: 'તે પહેલાં શેઠાણીજી તરફથી આદરસત્કાર થયો છે.'

અંબિકાએ પૂછ્યું: 'કઈ જાતનો આદર સત્કાર?'

ઇન્દ્રાણી પતિની પાસે આવીને, તેની ખુરશીના હાથા પર બેસીને, તેના ગરદન હાથ નાખીને બોલી: 'તમે કહો છો તેવો નહિ.'

પછી ઇન્દ્રાણીએ ધીરે ધીરે બધી વાત કહી નાખી. પતિની આગળ આમાંની કંઈ પણ વાત ન કરવી એવો એણે વિચાર કર્યો હતો, પરંતુ એ ટેક રહી નહિ; અને આવો કોઈપણ ટેક આ પહેલાં પણ ઇન્દ્રાણી કદી પાળી શકી નહોતી.

બહારના લોકોની આગળ ઇન્દ્રાણી ગમે તેટલી ઓછાબોલી ને, વાણીસંયમી દેખાતી હોય, પણ પતિની આગળ તે પોતાના સ્વભાવનાં તમામ બંધન ખુલ્લાં કરી નાખતી—ત્યાં તે લેશમાત્ર પણ દિલની વાત છુપાવતી નહિ.

બધી વાત સાંભળીને અંબિકાચરણને અત્યંત ક્રોધ ચડ્યો. તે બોલ્યો: 'હમણાં જ હું નોકરીમાંથી રાજીનામું આપી દઉં છું.'

તરત જ એ વિનોદબાબુને એક કડક કાગળ લખવા બેસી ગયો.

હવે ઈન્દ્રાણી ખુરશીના હાથા પરથી નીચે ઊતરી પતિના પગ આગળ સાદડી ઉપર બેસી ગઈ, અને પતિના ખોળામાં બાહુ નાખીને બોલી.

'એટલી બધી ઉતાવળ કરીને શું કામ છે? કાગળ હમણાં રહેવા દો. કાલે સવારે વિચાર કરી જોશું.'

અંબિકા ઉશ્કેરાઈને બોલી ઊઠ્યોઃ 'નહિ, હવે એક પળ પણ હું રાહ જોવાનો નથી!'

કમળની ડાંડલી ઉપર જેમ એક જ કમળ ઊગે તેમ ઈન્દ્રાણી તેના દાદાની હૃદયડાંડલી ઉપર એક માત્ર કમળ જેવી ઊગી નીકળી હતી. તેમના અંતઃકરણમાંથી તેણે બધો સ્નેહરસ ખેંચી લીધો હતો, અને સાથે સાથે દાદાના મનના અનેક ભાવો પણ તેણે કોઈને ખબરે ન પડે તે રીતે, ગ્રહણ કરી લીધા હતા.

મુકુંદલાલના કુટુંબ તરફ ગૌરીકાન્તને એક પ્રકારની નિષ્ઠા હતી અને ભક્તિ હતી; જો કે સંપૂર્ણતઃ એવી નિષ્ઠા અને ભક્તિ ઇન્દ્રાણીમાં નહોતી, પરંતુ માલિકના કુટુંબનું ભલું કરવામાં જીવન સમર્પણ કરવું એ આપણું કર્તવ્ય છે એવો ભાવ એના મનમાં દૃઢપણે બંધાઈ ગયો હતો.

એનો પતિ સુશિક્ષિત હતો, એટલે ધારે તો વકીલાત કરી શકતો હતો, અને સારી માનપાનવાળી નોકરી પણ મેળવી શકતો હતો, પરંતુ પોતાની પત્નીના હૃદયના દૃઢ સંસ્કારનું અનુકરણ કરીને તેણે અનન્ય ભાવે અને સંતુષ્ટ ચિત્તે વિનોદની માલમિલકત સંભાળવાનો ભાર લીધો હતો.

ઈન્દ્રાણી જો કે અપમાનથી આહત થઈ હતી, તો પણ પોતાના પતિ વિનોદલાલની નોકરી છોડી દે એ તેને કેમે ગમ્યું નહિ.

હવે દલીલો શોધી કાઢીને ઈન્દ્રાણીએ મૃદુ મિષ્ટ સ્વરે કહ્યું: 'વિનોદબાબુનો આમાં ઓછો જ કંઈ વાંક છે? તેમને તો કશીયે ખબર નથી. તો પછી તેમની સ્ત્રી પરનો ગુસ્સો તેમના ઉપર ઉતારી તમે એકદમ તેમની સાથે ઝઘડો કરવા બેસી જાઓ એ સારું કહેવાય?'

આ સાંભળી અંબિકાબાબુ મોટેથી હસી પડ્યા. પોતાનો ઘડી પહેલાંનો સંકલ્પ તેમને પોતાને જ હવે હસવા જેવો લાગ્યો.

તેમણે કહ્યું: 'વાત તો ખરી! પરંતુ શોક હોય કે ગમે તે હોય, હવે કદી હું એમને ઘેર તને નહિ જવા દઉં.'

આમ તે દિવસે તો, વાવંટોળ થયો ન થયો એટલામાં જ વાદળાં વેરાઈ ગયાં. ગૃહ પહેલાં જેવું પ્રસન્ન બની ગયું, અને પતિનાં લાડમાં ઇન્દ્રાણી બહારનું તમામ અપમાન ભૂલી ગઈ.

વિનોદ મનમાં મનમાં સમજતો કે બીજા લોકો આવું સાંભળશે તો હસશે, તેથી તે કોઇને પણ કશું કહેતો નહિ. ખાસ કરીને અંબિકાચરણથી તે જરા વધારે શરમાતો.

વખતે અંબિકાચરણ એમ માની લે કે જમીનદાર બાબુ પૈસા ખોવા બેઠા છે તેથી તે તેમનાથી શરમાતો હતો. અંબિકાચરણ જ જમીનદાર છે, અને પોતે માત્ર બેઠા બેઠા કંઇક વાર્ષિક ખરચો મેળવે છે, આવો જ ભાવ તે અંબિકાની આગળ દેખાડતો.

નિમંત્રણના બીજા દિવસથી નયનતારાએ તેના પતિના કાન ફૂંકવા માંડયાઃ 'તમે જાતે તો કશી ખબર રાખતા નથી; અંબિકા હાથમાં લઇને આપે એટલું તમારે લેવાનું; બાકી અંદર તમને ફોલી ખાવાની કેવી રમત રમાઇ રહી છે એની તમને ક્યાં ખબર છે! તમારા મેનેજરની બૈરી અહીં આવી ત્યારે એવાં ઘરેણાં પહેરીને આવી હતી કે એવાં ઘરેણાં તો તમારા ઘરમાં આવીને મેં કદી આંખેયે જોયાં નથી. આટલાં બધાં ઘરેણાં એને મળે છે ક્યાંથી, અને વળી એનો દિમાગ પણ આટલો ફાટેલો રહે છે તે શાના જોરે!' વગેરે વગેરે.

ઘરેણાનું વર્ણન નયનતારાએ ખૂબ જ વધારી વધારીને કર્યું, અને ઇન્દ્રાણી પોતે જાતે જમીનદારની દાસીને કેવું કેવું કહેતી ગઇ છે તે પણ તેણે રજનો ગજ કરીને કહ્યું.

વિનોદ ઢીલા સ્વભાવનો માણસ હતો. એક તરફ તે પારકાની ઉપર નિર્ભર થઇને રહી શકતો નહિ, અને બીજી તરફ જે કોઇ તેના કાનમાં વહેમ ઊભો કરી જાય તેનું એ માની લેતો. એટલે એને ઘડીકમાં ખાતરી થઇ ગઇ કે મેનેજર પોતાની મિલકતમાંથી ચોરી ખાય છે. વળી કામકાજ ઉપર તે જાતે કશી દેખરેખ રાખતો નહોતો, એટલે એણે કંઇ કંઇ ગોટાળાઓની તે કલ્પનાઓ ચલાવવા લાગ્યો,

તેમ છતાં, મેનેજરની ચોરી પકડવી કેવી રીતે તેની પણ તેને ખબર નહોતી. એને મોઢામોઢ કશું કહેવાની તો એની હિંમત નહોતી.

એ મહા મુશ્કેલી પડી ગયો.

અંબિકાચરણની એટલી બધી સત્તા હતી કે એના હાથ નીચેના માણસો બધાયે એના ઉપર ઈર્ષ્યા રાખતા હતા. ખાસ કરીને તો ગૌરીકાન્તે પોતાના જે પેલા દૂરના સગા વામાચરણને નોકરીમાં રાખ્યો હતો, તેને જ અંબિકાની ઉપર સૌથી વધારે ખાર હતો. કારણ કે સગપણના દાવે તે પોતાને અંબિકાની બરોબરીનો ગણતો, અને અંબિકા, પોતાનો સગો હોવા છતાં પણ કેવળ માત્ર ઈર્ષ્યાને લીધે જ પોતાને ઉંચો હોદ્દો નહોતો આપતો એવી તેની પક્કી ખાતરી હતી.

હોદ્દો મળે તો હોદ્દાને માટે જોઈતી લાયકાત આપોઆપ જ માણસમાં આવી જાય છે એવી તેની માન્યતા હતી.

ખાસ કરીને, મેનેજરના કામને તો એ બિલકુલ દમ વગરનું સમજતો હતો. એ કહેતો કે જૂના જમાનામાં રથ ઉપર જેમ ધજા ફરકાવવામાં આવતી હતી, તેવી રીતે આજકાલ ઓફિસોમાં મેનેજર હોય છે—ઘોડા બેટા દોડી મરે, અને ધજા મહાશય રથની સાથે સાથે બસ અભિમાનથી ફુલાયા કરે.

વિનોદ આ પહેલાં કામકાજમાં કશું જ લક્ષ આપતો નહોતો.—પણ જ્યારે ધંધાને અંગે ઓચિંતી ઢગલો રૂપિયાની જરૂર પડે, ત્યારે જ માત્ર ખાનગીમાં ખજાનચીને બોલાવીને પૂછતોઃ 'અત્યારે તિજોરીમાં કેટલા રૂપિયા છે ?'

ખજાનચી રૂપિયાનો આંકડો કહે એટલે કંઇક ખચકાતો ખચકાતો તે રૂપિયા માગી લેતો—જાણે એ રૂપિયા પારકા હોય એમ.

ખજાનચી એની સહી લઈને રૂપિયા આપતો, તે પછી કેટલાક વખત સુધી વિનોદ અંબિકાબાબુથી શરમાતો રહેતો, ને એનો ભેટો ન થઈ જાય તેની સાવચેતી રાખતો!

આને લીધે અંબિકાચરણ કોઈ કોઈ વખત બહુ મુસીબતમાં આવી પડતો. કારણ કે જમીનદારનો ભાગ જમીનદારને આપ્યા પછી તિજોરીમાં નોકરોનો પગાર કે બીજો ખરચો કાઢવાની જ રકમો જમા રહેતી. તે રૂપિયા ખોટી રીતે વપરાઈ જાય એટલે તેને બહુ મુશ્કેલીમાં મુકાવું પડતું.

પરંતુ વિનોદ રૂપિયા લીધા પછી એવો ચોરની પેઠે છુપાતો ફરતો કે એને આ વિષે કંઈ પણ કહેવાનો વખત જ મળતો નહિ. કાગળ લખે તો પણ કંઈ ફાયદો નહિ. કારણ કે એને કેવળ આંખની શરમ હતી, બીજી કોઈ શરમ નહોતી. આથી જ તે મોઢામોઢ ભેગો થતાં ડરતો હતો.

ધીમે ધીમે વિનોદનો આ ત્રાસ વધતો ગયો એટલે અંબિકાચરણે તિજોરીની ચાવી પોતાની પાસે રાખવા માંડી. એટલે છૂપી રીતે પૈસા મેળવવાનું વિનોદને માટે બિલકુલ બંધ જ થઈ ગયું.

તેમ છતાં એ માણસ એટલો બધો નબળા સ્વભાવનો હતો કે પોતે માલિક હોવા છતાં પણ આ વિષે કોઈપણ જાતનું બળ વાપરી શકતો નહિ.

પણ અંબિકાચરણ નકામા ફાંફા મારતો હતો! અલક્ષ્મી જેને પ્રેરણા કરે છે તેની લક્ષ્મીને તિજોરીની ચાવી સાચવી શકતી નથી. ઊલટું, ધાર્યા કરતાં ઊંધું થયું. પરંતુ એ બધી વાત પછી કહેવાશે.

અંબિકાચરણના કડક નિયમને લીધે વિનોદ મનમાં મનમાં ખૂબ ખીજાયો હતો.

એવામાં નયનતારાએ તેના મનમાં આ વહેમ પેદા કરી દીધો. એટલે તે જરા રાજી થયો. તેણે એકએક નોકરોને ખાનગીમાં બોલાવી તપાસ કરવા માંડી તે વખતે વામાચરણ એનો મોટામાં મોટો જાસૂસ થઈ બેઠો.

ગૌરીકાન્તના અમલ વખતે, બીજા પડોશી જમીનદારની જમીન ઉપર હાથ મારવો હોય તો દિવાનજીને લગીરે સંકોચ થતો નહિ. આવી રીતે જ તેમણે ઘણાઓની ઘણી જમીન પડાવી લીધી હતી. પરંતુ અંબિકાચરણ કદી પણ આવું કામ કરતો નહિ. અને મામલો કોરટે ચડવાનો થાય તો એ ગમે તે રીતે આપસમાં જ સમજીને તેનું સમાધાન કરતો.

વામાચરણે આ તરફ જમીનદારનું ધ્યાન ખેંચ્યું. એણે એની ખાતરી કરી દીધી કે અંબિકાચરણ સામા પક્ષ તરફથી લાંચરૂશ્વત ખાઈ માલિકને નુકસાન કરીને ઝઘડાની પતાવટ કરે છે.

વામાચરણની પોતાની એવી માન્યતા જ હતી કે જેના હાથમાં સત્તા છે તે લાંચ રૂશ્વત ન લે એ બને જ કેમ? મરી જાય તો પણ વામાચરણ આથી ઊલટું માને નહિ.

આવી રીતે ખાનગીમાં અનેકના મોંએ ફુંકાઈને વિનોદનો સંદેહાગ્નિ ધીમે ધીમે વધારે ને વધારે જોરથી ભભૂકવા લાગ્યો. પરંતુ તે ખુલ્લી રીતે કોઈ રસ્તો લેવાની હિંમત કરી શક્યો નહિ.

એક નડતી હતી આંખની શરમ, અને બીજો ભય—વખતે બધી પરિસ્થિતિનો જાણકાર અંબિકાચરણ મારું કંઈ નુકસાન કરી બેસે તો?

છેવટે નયનતારા પતિની આ કાયરતા જોઈ સળગી ઊઠી, તેણે પતિની અજાણમાં જ એક દિવસ અંબિકાચરણને બોલાવી પડદાપાછળથી

કહ્યું: 'તમારી હવે જરૂર નથી, તમે વામાચરણને બધો હિસાબ સોંપીને જતા રહો!'

પોતાની સામે વિનોદની આગળ કંઇક ખટપટ ચાલી રહી છે એ વાતનો અંબિકાને પહેલાંથી જ થોડો આભાસ આવી ગયો હતો. તેથી નયનતારાના શબ્દો સાંભળી તેને બહુ નવાઈ લાગી નહિ.

તેણે તરત જ વિનોદવિહારીની પાસે જઈને પૂછ્યું: 'મને શું તમે નોકરીમાંથી છૂટો કરવા માગો છો?'

વિનોદે ગભરાઇને કહ્યું: 'નહિ, કદાપિ નહિ!'

અંબિકાચરણે ફરીથી પૂછ્યું: 'મારા ઉપર આપને કંઇ વહેમ પડયો. છે?'

વિનોદે ખૂબ જ ભોંઠા પડી જઈને કહ્યું: 'બિલકુલ નહિ!'

અંબિકાચરણ નયનતારાવાળી ઘટનાનો બિલકુલે ઉલ્લેખ કર્યા વગર ઓફિસમાં ચાલ્યો ગયો.

ઘેર ઇન્દ્રાણીને પણ તેણે વાત કરી નહિ.

આવી રીતે કેટલાક દિવસ વીતી ગયા.

એવામાં અંબિકાચરણ તાવમાં પટકાયો. બહુ તાવ નહોતો, પણ કમનસીબે ઘણા દિવસ તેનાથી ઓફિસમાં જવાયું નહિ.

એવામાં વિધોટીનું ભરણું આવતું હતું, અને કામકાજની બહુ ભીડ રહેતી હતી. તેથી એક દિવસ સવારે પથારી છોડીને અંબિકાચરણ ઓચિંતાનો ઓફિસમાં આવીને ઊભો.

કોઈએ ધારેલું નહિ કે તે આજે આવશે, અને બધાએ કહેવા માંડયું 'આપ ઘેર જાઓ, આવા માંદા શરીરે કામ કરશો નહિ.'

પણ અંબિકાચરણે પોતાની નબળાઈની વાતને કાને ધરી નહિ. તે મેજ આગળ જઈને બેઠો. કારકુનોનાં મોં પરથી જાણે એકદમ નૂર ઊડી ગયું, અને એકદમ બધા એકચિત્તે પોતાના કામમાં લાગી ગયા.

અંબિકાચરણે મેજ ઉઘાડીને જોયું તો એમાં એકે કાગળ ન મળે!

તેણે સૌને પૂછયુંઃ 'આ શું?'

બધા જાણે એકદમ આભા બની ગયા. ચોર લઈ ગયા હશે કે ભૂત લઈ ગયા હશે તેનો કોઇ નિર્ણય કરી શકયા નહિ.

વામાચરણે કહ્યુંઃ 'અરે મશાય! તમારી નકફટાઇ રહેવા દો હવે! બધા જાણે છે કે એમાંના કાગળો બધા બાબુ પોતે આવીને લઇ ગયા છે!'

રોષથી અંબિકાના ચહેરો ફિક્કો થઇ ગયો. તેણે પૂછયુંઃ 'કેમ?'

વામાચરણે કાગળ લખતાં કહ્યુંઃ 'તેની અમને શું ખબર?'

અંબિકાચરણની ગેરહાજરીનો લાભ લઈ, વામાચરણની સલાહ મુજબ, વિનોદ, નવી ચાવી બનાવડાવી, મેનેજરનું ખાનગી મેજ ઉઘાડી, એમાંનાં તમામ કાગળિઆં તપાસવા લઇ ગયો હતો.

ચતુર વામાચરણે તે વાત છુપાવી નહિ.

અંબિકાચરણ મેજ બંધ કરી ધ્રૂજતે શરીરે વિનોદની શોધમાં નીકળ્યો, વિનોદે કહેવડાવ્યું કે મારું માથું દૂખે છે.

ત્યાંથી અંબિકાચરણ ઘેર આવ્યો. આવતાં જ દુર્બળ દેહે પથારીમાં પટકાઇ પડ્યો.

ઇન્દ્રાણીએ તરત જ દોડી આવી જાણે તેને પોતાના સમસ્ત હૃદય વડે આવરી લીધો.

ધીમે ધીમે ઇન્દ્રાણીએ બધી વાત સાંભળી.

સ્થિર સૌદામિની આજે સ્થિર રહી નહિ.—તેની છાતી ફૂલવા લાગી. વાદળ જેવી કાળી ફાટેલી આંખોના ખૂણામાંથી, છૂટેલી વીજળીની શિખાતીખી ઉગ્ર જ્વાળાઓ વરસાવવા લાગી.

આવા પતિનું આવું અપમાન! આટલા વિશ્વાસનું આ ફળ!

ઇન્દ્રાણીનો આ અતિ ઉગ્ર નીરવ ક્રોધાગ્નિ જોઇને અંબિકાનો ગુસ્સો થંભી ગયો. દેવતાના શાપમાંથી પોતાનો ઉદ્ધાર કરવાનો હોય એમ તેણે ઇન્દ્રાણીના હાથ પકડી કહ્યું: 'વિનોદ બાળક છે, નબળા મનનો છે, એ માણસનું બોલવું સાંભળી એનું મગજ બગડી ગયું છે!'

પછી ઇન્દ્રાણી બંને હાથે પતિને ગળે વળગી પડી; પતિને છાતી સરખા ખેંચી આવેગથી એ એમને દાબી રહી. અને તરત જ એની આંખોના રોષાનલને સ્નાન કરતી દડ દડ આંસુની ધારા પડવા લાગી. જાણે દુનિયાના તમામ અન્યાયોમાંથી, તમામ અપમાનોમાંથી, એ ભુજપાશ વડે ખેંચી લઇને તે પોતાના હૃદયદેવતાને પોતાના હૃદયમંદિરમાં જ પૂરી રાખવા ચાહતી હોય એવું લાગતું હતું!

અંબિકાચરણે તરત જ આ નોકરી છોડી દેવી એવું નક્કી થયું.—આજે આ વાતમાં કોઇએ લેશ માત્ર પણ વિરોધ કર્યો નહિ.

પરંતુ જ્યારે વહેમે ભરાયેલો માલિક પોતે જ અંબિકાને

કાઢી મૂકવાને તૈયાર થયેલો છે ત્યારે તેની નોકરી છોડી દેવાથી તેને શું સજા થવાની હતી?

એટલે રાજીનામું આપવાના નિર્ણયથી, અંબિકાનો રોષ તો ઊતરી ગયો. પરંતુ ઇન્દ્રાણીનો ગુસ્સો તેના હૃદયમાં જલતો જ રહ્યો.

## ઉપસંહાર.

એવામાં નોકરે આવીને ખબર આપ્યા કે બાબુને ઘેરથી ખજાનચી આવ્યો છે.

અંબિકાએ ધાર્યું કે મોઢામોઢ કહેતાં શરમ આવે છે, એટલે પોતાને નોકરીમાંથી છૂટો કર્યો છે એવા ખબર આપવા વિનોદે ખજાનચીને મોકલ્યો છે. તેથી તેણે પોતે જ એક રાજીનામું લખીને ખજાનચી હાથમાં મૂકી દીધું.

તે સંબંધી કંઇ પણ પ્રશ્ન કર્યા વગર ખજાનચીએ કહ્યું: 'સત્યાનાશ વળી ગયું!'

અંબિકાએ પૂછ્યું: 'શું થયું?'

તેના જવાબમાં તેણે કહ્યું કે 'જ્યારથી તમારી સાવચેતીને લીધે તિજોરીમાંથી વિનોદ રૂપિયા લેતો બંધ થઈ ગયો હતો ત્યારથી વિનોદે અનેક જગાએથી છૂપી રીતે થોકબંધ રૂપિયા વ્યાજે ઉપાડવા માંડ્યા હતા. એક પછી એક અનેક ધંધા કર્યા; પણ જેમ એ વધારે ને વધારે છેતરાતો ગયો, ને નુકસાનીમાં વધારે ને વધારે ઊંડો ઊતરતો ગયો તેમ તેનો ચડશ વધતો ગયો. નવા નવા અસંભવિત ઉપાયો કરવા જતાં, છેવટે તે ગળાબૂડ દેવામાં ડૂબી ગયો છે.

'પછી તમે માંદા પડ્યા, એટલે વિનોદને તક મળી. એ

તિજોરીમાં તમામ રૂપિયા ઉપાડી લીધા, બાંકાગાડી પરગણું તો ક્યારનું યે પડોશી જમીનદારને ઘેર ગીરો મુકાઈ ગયું છે. એણે અત્યાર સુધી રૂપિયાની બિલકુલ ઉઘરાણી કરી નહિ, અને વ્યાજ ચડવા જ દીધું. હવે વખત આવ્યો જોઈ એણે એકદમ દાવો માંડી દીધો છે. આ આફત છે.'

સાંભળી અંબિકાચરણ પળવાર થંભી ગયો. છેવટે તેણે કહ્યું: 'આજે કશું જ મગજમાં આવતું નથી—કાલે આનો વિચાર કરી જોઈશ.'

ખજાનચી રજા લઈને ઊઠ્યો, ત્યારે અંબિકાએ પોતાનું રાજીનામું પાછું માગી લીધું.

અંતઃપુરમાં જઈને અંબિકાએ ઈન્દ્રાણીને બધી વાત વિસ્તારથી સમજાવીને કહી: પછી કહ્યું: 'વિનોદની આવી દશામાં હું નોકરી કેવી રીતે છોડી શકું?'

ઈન્દ્રાણી કેટલી યે વાર સુધી પથ્થરની મૂર્તિની પેઠે બેસી રહી. પછી અંતરનો તમામ વિરોધ જોરથી દાબી દઈને તે નિઃશ્વાસ નાખી બોલી: 'ના, અત્યારે નહિ છોડાય.'

પછી ચારે તરફ રૂપિયાની બૂમ પડી ગઈ—પણ રૂપિયા પૂરા થતા નહોતા. અંતઃપુરમાંથી ઘરેણાં કાઢવાની અંબિકાએ વિનોદને સલાહ આપી. આ પહેલાં પણ, ધંધાને અંગે વિનોદે એવો પ્રયત્ન કરી જોયો હતો, પણ ફાવ્યો નહોતો, આ વખતે તેણે ખૂબ આજીજી, કાકલૂદી કરી, ખૂબ રડી કકળીને, ખૂબ દીનતા ધારણ કરીને ઘરેણાંની ભીખ માગી.

પરંતુ નયનતારાએ કશું યે આપ્યું નહિ. તેને થયું કે મારી ચારે બાજુથી હવે બધું ખસી પડવા માંડ્યું છે, હવે આ ઘરેણાં જ મારા જીવનનો એક માત્ર છેલ્લો આધાર છે—એટલે એ ઘારણાને એ ખૂબ જ આગ્રહપૂર્વક જીવનની પેઠે વળગી રહી.

જ્યારે ક્યાંયથી પણ કંઇ રૂપિયા મળ્યા નહિ, ત્યારે ઇન્દ્રાણીની ભ્રૂકુટિ ઉપર એક આનંદનો પ્રકાશ ઝળહળી ઊઠ્યો.

તે પોતાના પતિનો હાથ પકડી લઇ બોલીઃ 'તમારું કર્તવ્ય તમે બજાવ્યું છે. હવે તમે બેસો, જે થનારું હશે તે થશે!'

પતિના અપમાનથી જાગેલો સતીનો રોષાગ્નિ હજી હોલવાયો નહોતો. એ જોઈ અંબિકા મનમાં મનમાં હસ્યો.

આ આફતને વખતે અસહાય બાળકની પેઠે વિનોદ અંબિકાની ઉપર બધું છોડીને બેઠો હતો. આથી અંબિકાચરણને તેના ઉપર દયા આવતી હતી, તેને થતું હતું કે આવે વખતે હું કોઇ રીતે તેને છોડી દઇ શકું નહિ. પોતાની મિલકત ગીરો મૂકીને રૂપિયા મેળવવાના તે મનમાં વિચારો કરતો હતો!

પરંતુ ઇન્દ્રાણીએ તેને માથાના સમ ખવડાવીને કહ્યુંઃ 'એને તમારાથી હાથ નહિ લગાડાય!'

અંબિકાચરણ ખૂબ મુંઝવણમાં પડી, માથે હાથ દઇ, વિચાર કરવા બેઠો.

ઇન્દ્રાણીને ધીરે ધીરે સમજાવવાની તે કોશીશ કરવા લાગ્યો, પણ ઇન્દ્રાણી તેને બોલતો જ અટકાવી દેવા લાગી. છેવટે નિરાશ થઇ અંબિકા મૂગો બની બેસી રહ્યો.

પછી ઇન્દ્રાણીએ લોઢાની પેટી ઉઘાડી તેમાંથી પોતાનાં તમામ ઘરેણાં એક મોટા થાળમાં કાઢ્યાં, અને એ વજનદાર થાળ બહુ

ફ્ટે બે હાથે ઊંચકી. મંદમંદ હસીને પોતાના પતિના પગ આગળ લાવીને મૂક્યો.

દાદાની એકની એક લાડીલી દીકરી ઇન્દ્રાણીને દર વરસે તેની જન્મગાંઠ પર, દાદાની તરફથી કંઈ ને કંઈ કીમતી દાગીનો મળતો રહેતો હતો. મીતાચારી પતિની પણ જીંદગીની મોટા ભાગની કમાણી આ નિઃસંતાન રમણીના ભંડારમાં અલંકાર રૂપે રૂપાન્તરિત થયેલી હતી.

એ બધું સોનું ને હીરામાણેક પતિની આગળ મૂકીને ઇન્દ્રાણીએ કહ્યું: 'મારાં આ બધાં ઘરેણાં આપીને મારા દાદાએ આપેલું દાન છોડાવી, હું ફરીથી તે એમના માલિકના વંશજને દાન કરીશ.'

આમ કહી તેણે ભીની આંખો મીંચીને, મસ્તક નમાવી મનમાં કલ્પના કરી કે મારા એ ધોળા વાળવાળા, શાંત સ્નેહ અને હાસ્યવાળા બુદ્ધિથી ચમકતી ઉજ્જ્વળ ગાર કાન્તિવાળા વૃદ્ધ પિતામહ, આ પળે અહીંયાં હાજર છે, અને મારા ઢળેલા મસ્તક ઉપર શીતળ સ્નેહાળ હાથ મૂકીને, મૂગા મૂગા મને આશીર્વાદ આપી રહ્યા છે.

વાંકાગાડી પરગણું ફરી ખરીદાઇ ગયું. ઇન્દ્રાણીને ફરી નયનતારાના અંતઃપુરમાંથી નિમંત્રણ મળ્યું. પ્રતિજ્ઞાનો ભંગ કરીને, વગર આભૂષણે, આ વખતે તે નિમંત્રણને માન આપીને ત્યાં ગઇ. હવે તેના મનમાં અપમાનનો જરા પણ ડંખ નહોતો.

# ચંદરા

: ૧ :

દુઃખીરામ રૂઈ અને જિદામ રૂઈ બે ભાઈ હતા. સવારે બન્ને જણ હાથમાં દાતરડું લઈને કામે જવા નીકળ્યા ત્યારે તેમની સ્ત્રીઓ વચ્ચે મહા કંકાસ અને બોલાચાલી ચાલતી હતી. પરંતુ પ્રકૃતિના અનેક જાતના અનેક કલરવોની પેઠે આ ખૂમબરાડાથી પણ આખા ફળિયામાં બધાં ટેવાઈ ગયાં હતાં.

તીણો કોલાહલ કાને પડતાં જ લોકો અંદર અંદર વાતો કરતાઃ 'એ જામી !' અર્થાત્ જેવું ધારેલું તેવું થયું છે.

આજે પણ એ સ્વાભાવિક નિયમમાં કશો ભંગ પડ્યો નહોતો. સવારે પૂર્વ દિશામાં સૂર્ય ઊગતાં જેમ કોઈ એનું કારણ પૂછતું નથી, તેમ આ કોળીઓના ઘરમાં બે દેરાણી જેઠાણીઓ વચ્ચે કજીયો કંકાસ થાય તો એનું કારણ જાણવાનું કોઈને કુતૂહલ થતું નહિ.

આ રકઝકને કજીયા કંકાસની સાથે ફળિયાનાં લોકો કરતાં બન્નેના ધણીઓને વધારે સંબંધ હતો એમાં સંદેહ નથી, પરંતુ એને

તેઓ કોઈ રીતે અગવડ રૂપ ગણતા નહિ. એ બંને ભાઈઓ એમની લાંબી સંસારયાત્રાએ એક જ ચોકડામાં બેસીને નીકળ્યા હતા; પણ એ એકડાનાં બંને બાજુનાં પૈડાં સ્પ્રિંગ વગરનાં હતાં, એટલે એ પૈડાં સતત ખડખડ ગડગડ અવાજ કર્યા કરે તો એ અવાજને વિધિવિહિત નિયમ તરીકે જ ગણી લેવો જોઈએ ને ?

ઊલટું, ઘરમાં જે દિવસે બિલકુલ શાંતિ હોય, બધું સુમસામ હોય ત્યારે કંઈક અકુદરતી આફત આવવાની હોય એવો બીક લાગતી. તે દિવસે ક્યારે શું થશે એ કહી શકાતું નહિ.

આપણી આ વાર્તા જે દિવસથી શરૂ થાય છે તે દિવસે સાંજે બન્ને ભાઈઓ મહેનત મજૂરી કરીને થાકયા પાકયા ઘેર પાછા આવ્યા. આવીને જુએ છે તો બધું સુમસામ !

બહાર પણ બધું શાંત હતું. બપોરે ખૂબ વરસાદ વરસી ગયો હતો, હજી ચારે તરફ વાદળાં ચડતાં હતાં. પવનનું નામ નિશાને નહોતું. વરસાદને લીધે ઘરની ચારે તરફ જંગલ ને ઝાડી જેવું થઈ ગયું હતું. તેમાંથી, અને પાણીમાં ડૂબેલાં શણનાં ખેતરમાંથી આવતી કહોવાતી વનસ્પતિની તીવ્ર ગંધ ચારે તરફ કોઈ જડ દીવાલની પેઠે જામી ગઈ હતી. કોટની પાછળના ખાબોચિયામાં દેડકાં ડ્રાઉં ડ્રાઉં કરતાં હતાં, અને કંસારી તમરાંના અવાજથી સાંજનું આખું આકાશ એકદમ ભરાઈ ગયું હતું.

થોડે દૂર ચોમાસાની પદ્મા નવીન વાદળાંની છાયામાં ખૂબ સ્થિર અને ભયાનક ભાવ ધારણ કરીને વહેતી હતી. ખેતરો ઘણાં ભાંગી તોડીને એનો પ્રવાહ વસતીની પાસે આવી પહોંચ્યો હતો. એટલે સુધી કે ભાંગેલા કિનારા પર બે ચાર આંબા ફણસનાં ઝાડનાં મૂળિયાં ધોવાઈને બહાર નીકળી આવ્યાં હતાં, અને એ ઝાડો જાણે

નિરાધાર બનીને પોતાની આંગળીઓ વડે હવામાં કંઇક ટેકો પકડવાનો પ્રયાસ કરતાં હોય એવું લાગતું હતું.

દુખીરામ અને છિદામ તે દિવસે જમીનદારની કચેરીમાં કામ કરવા ગયા હતા. સામી પારનાં ખેતરોમાં ધાન પાકી ગયું હતું. ચોમાસાના પૂરમાં ભાઠું તણાઇ જાય તે પહેલાં ધાન લણી લેવા માટે કે શણ કાપી લેવા માટે ગામનાં ગરીબ માણસો પોતપોતાનાં ખેતરોમાં કામે લાગી ગયાં હતાં, પરંતુ કચેરીમાંથી પટાવાળાઓ આવીને આ બન્ને ભાઈઓને જોરજુલમથી પકડી ગયા હતા. કચેરીના મકાનમાં છાપરામાંથી ઘણી જગાએ પાણી ચૂતું હતું, તે સંચારવામાં અને કેટલાક ઝાંપા તૈયાર કરવામાં તેમનો આખો દિવસ ગયો હતો. તેમને ઘેર આવવાની રજા મળી નહોતી, કચેરીમાં જ થોડો નાસ્તો ખાઇ ચલાવી લેવું પડયું હતું. વચમાં વચમાં વરસાદથી ભીંજાવું પણ પડયું હતું.—છતાં મળવી જોઈતી મજૂરી મળી નહોતી, પણ તેના બદલામાં જે ગંદી ગાળો ખાવી પડી તે મજૂરીના હિસાબે ઘણી વધારે હતી.

રસ્તામાં કાદવ હતો, ને ઠેર ઠેર પાણી ભરાયું હતું. એ કાદવ ને પાણી ડહોળીને બન્ને ભાઇઓ ઘેર આવ્યા. આવીને જુએ તો નાની વહુ ચંદરા ભોંય પર સાડલો પાથરીને લાંબી થઇને પડી હતી—આજના મેઘલા દિવસની પેઠે એ પણ બપોરે ખૂબ જ આંસુ વરસાવી ચૂકી હતી, અને સાંજ પડવા આવતાં નરમ બનીને એકદમ સુમસામ બની ગઇ હતી. અને મોટી વહુ રાધા મોઢું ચડાવીને ઊમરામાં બેઠી હતી—એનો દોઢ વરસનો નાનો છોકરો રોતો હતો.

બન્ને ભાઇઓએ આવીને જોયું તો નાગડો છોકરો આંગણામાં એક તરફ ચત્તોપાટ પડયો પડયો ઊંઘતો હતો.

ભૂખ્યા દુખીરામે આવતાં વેંત જ કહ્યું: 'ભાત કાઢ!'

દારૂના કોથળામાં અંગારો પડે તેમ મોટી વહુ એકદમ ધાંટો પાડીને અવાજને આકાશમાં ચડાવીને બોલીઃ 'ક્યાં છે ભાત તે આપું? તું ચોખા આપી ગયો' તો તે? તો હું કમાવા જાઉં?'

આખા દિવસનો થાક લાગેલો, ઉપરથી ખોટી ગાળો ખાધેલી; તેમાં આ અન્નહીન લુખ્ખા અંધારા ઘરમાં, ભભૂકતા ક્ષુધાનલમાં સ્ત્રીનાં આ કઠોર વચનો હોમાયાં—ખાસ કરીને એના છેલ્લા શબ્દોમાં છુપાયેલો ગંદો શ્લેષ દુખીરામને એકદમ અસહ્ય બની ગયો.

ખીજાયેલા વાઘની પેઠે ક્રોધમાં ગંભીર ગર્જના કરીને તે બોલી ઊઠયોઃ 'શું બોલી?'

આમ કહી બીજી જ પળે, હાથમાંનું દાતરડું ઉગામી કંઇ પણ વિચાર કર્યા વગર, તેણે એકદમ સ્ત્રીના માથામાં માર્યું.

રાધા તેની દેરાણીના ખોળા આગળ જ પછડાઈ પડી અને ઘડીકમાં મરી ગઈ.

ચન્દરાનાં લૂગડાં લોહી લોહી થઇ ગયાં. તે બૂમ પાડી ઊઠીઃ 'હાય રે! આ શું થયું?'

પણ છિદામે તરત જ તેનું મોં દાબી દીધું.

દુખીરામ દાતરડું ફેંકી દઇ મોઢે હાથ દઈ મૂઢની પેઠે જમીન ઉપર બેસી પડયો.

છોકરો જાગી ઊઠયો. તેણે બીકથી બૂમો પાડી રોવા માંડયું. તે વખતે બહાર સંપૂર્ણ શાંતિ હતી. ગોવાળનો છોકરો ગાયો લઇને ગામમાં પાછો આવતો હતો. સામી પારના ભાઠામાં નવું પાકેલું ધાન લણવા ગયેલા માણસો પાંચ પાંચ સાત સાતની ટોળીમાં હોડીઓમાં બેસી આ પાર પાછા આવતા હતા, અને આખા દિવસની મહેનતના

બદલા રૂપે બે ચાર ધાનના પૂળા માથે ચડાવીને પોતપોતાને ઘેર પહોંચી જતા હતા.

ચક્રાવતી'ને ઘેર રામલોચન કાકા ગામમાં ટપાલ પેટીમાં કાગળ નાખી આવીને ઘેર આવી નિરાંતે હુકો ગગડાવતા હતા. એટલામાં એમને યાદ આવી ગયું કે તેમના ખાતાવાળા દુખીરામની પાસે ઘણા રૂપિયા બાકી લેણા નીકળે છે, અને એણે આજે થોડા આપવાનું કબૂલ્યું હતું, હવે એ ઘેર આવી ગયો હશે એમ સમજી ચાદર ખભે નાખી. હાથમાં છત્રી લઈ તેઓ ઘરમાંથી નીકળ્યા.

પણ કોળીના ઘરમાં પગ દેતાં એમનું આખું શરીર ધ્રૂજી ઊઠયું. જોયું તો ઘરમાં દીવો સુદ્ધાં થયો નહોતો. અંધારામાં ઊમરા પાસે બેચાર આકારો ઝાંખા ઝાંખા દેખાતા હતા; અને રહી રહીને ઊમરાની એક તરફના ખૂણામાંથી એક દબાયેલું રૂદન ઊછળી આવતું હતું— અને જેમ છોકરો મા! મા! કરીને રોવાનું કરતો હતો તેમ એનું મોં દાબી દેતો હતો.

રામલોચને જરા બીને પૂછ્યું: 'દુખી, ઘરમાં છે કે નહિ?'

દુખી અત્યાર સુધી પથ્થરની મૂર્તિની પેઠે જડ બનીને બેઠો હતો. પોતાના નામની બૂમ સાંભળતાં જ તેણે એકદમ અણસમજુ બાળકની પેઠે મોટેથી રોવા માંડયું.

છિદામ એકદમ ઊમરામાંથી આંગણામાં આવીને ચક્રવર્તીની પાસે ગયો.

ચક્રવર્તીએ પૂછ્યું: 'રાંડો લડીને બેઠી લાગે છે. આજે તો આખો દિવસ એમના બૂમાટા સાંભળ્યા છે.'

અત્યાર સુધી છિદામ એવો મૂઢ બની ગયો હતો કે શું કરવું તેનો તે કંઇ વિચાર જ કરી શક્યો નહોતો. બહુ બહુ તો તેણે એટલો વિચાર કરેલો કે મધરાત થશેએટલે મડદાને ક્યાંક વગે કરી

દઈશ. પણ એટલામાં ચક્રવર્તી આવી ચડશે એવું ા તેની કલ્પનામાં ય નહોતું.

એકદમ શું જવાબ દેવો તે તેને કંઇ સુઝયું નહિ.

તે બોલી પડયો: 'હા, આજે બહુ લડી છે.'

ચક્રવર્તી ઊમરા તરફ આગળ વધતાં બોલ્યો: 'પરંતુ એટલા વાસ્તે દુખી રડે છે શું કરવા?'

છિદામે જોયું કે હવે બીજો ઉપાય નથી, એટલે તે એકદમ બોલી પડયો: 'કજીયામાં નાની વહુ મોટી વહુના માથામાં દાતરડું મારી બેઠી છે.'

માથે પડેલી આપત્તિ જ માણસને સૌથી મોટી લાગે છે. તે સિવાય બીજી કોઈ આપત્તિ હોઇ શકે એવું એને સહેલાઇથી યાદ આવતું નથી.

છિદામ તે વખતે વિચાર કરતો કે આ ભયંકર સત્યના પંજામાંથી છૂટી જવું કઇ રીતે? આ સત્ય કરતાં જૂઠાણું વધારે ભયંકર હોઇ શકે છે એવી તેને ખબર નહોતી રામાચરણનો સવાલ પુછાતાં જ તેના મગજમાં એક જવાબ સૂઝી આવ્યો, અને તે એણે તરત દઈ દીધો.

રામલોચન ચમકી પડીને કહ્યું: 'હેં! શું કહે છે? મરી તો નથી ગઇ?'

છિદામે કહ્યું: 'મરી જ ગઇ છે!'

આમ કહી એ ચક્રવર્તીના પગને બાઝી પડયો.

ચક્રવર્તીને કેવી રીતે નાસી છૂટવું તે સૂઝયું નહિ. તેને થયું કે અરે રામ! સમી સાંજે આ આફતમાં કયાં ફસાયો! હવે અદાલતમાં સાક્ષી આપી આપીને મારો દમ નીકળી જશે.

પણ છિદામે કોઈ રીતે એના પગ છોડયા નહિ. તે બોલ્યોઃ ‘દાદા ઠાકુર, હવે મારી વહુને બચાવવાનો રસ્તો દેખાડો !’

મામલા મુકદ્દમાની બાબતમાં રામલોચન આખા ગામના મુખ્ય સલાહકાર હતા.

થોડીવાર વિચાર કરીને તેમણે કહ્યુંઃ ‘જો, આનો એક રસ્તો છે. તું હમણાં જ થાણામાં દોડી જા—જઈને કહે, કે મારા મોટા ભાઈએ સાંજે ઘેર આવીને ભાત ખાવા માંગ્યો. પણ ભાતભાત કંઈ મળ્યું નહિ એટલે ગુસ્સામાં આવી એણે એની બૈરીને માથામાં દાતરડું માર્યું છે. હું ખાતરીથી કહું છું કે આવું કહેવાથી તારી બૈરી બચી જશે.

. છિદામનું ગળું સુકાઇ ગયું. તે ઊભો થઈને બોલ્યોઃ ‘ઠાકુર, વહુ જશે તો બીજી મળશે, પણ મારા ભાઈને ફાંસીની સજા થઈ, તો મને ભાઇ ક્યાં મળવાનો ?’

આમ બોલ્યો ખરો, પણ જ્યારે એણે પોતાની બૈરીને માથે દોષ ચડાવેલો ત્યારે એણે એવો વિચાર કરેલો નહિ. ઉતાવળમાં બોલતાં બોલી ગયો હતો, અને હવે એનું મન એને ખબર ન પડે તે રીતે એની દલીલો અને દિલાસો શોધી રહ્યું હતું.

ચક્રવર્તીને પણ એનું કહેવું બરાબર લાગ્યું. તેમણે કહ્યું ‘તો પછી જેમ બન્યું છે તેમ કહી દે. બધી બાજુથી સાચવવું મુશ્કેલ છે.’

આમ કહી રામલોચન એકદમ ત્યાંથી જતા રહ્યા. અને જોતજોતામાં આખા ગામમાં વાત ફેલાઈ ગઈ કે કોળીની વહુ ચંદરાએ ગુસ્સામાં આવી એની જેઠાણીને માથામાં દાતરડું માર્યું છે.

બંધ તૂટી જતાં જેમ પાણી ધસી આવે તેમ ગામમાં હુડ હુડ કરતું પોલિસનું ધાડું દોડી આવ્યું. ગુનેગાર ને બિનગુનેગાર બધાં યે ગભરાઇ ગયાં.

છિદામે વિચાર્યું કે હવે તો જે રસ્તો પાડયો છે તે રસ્તે જ જવું પડશે. કારણ કે અકુવતીને મોંએ હું એક વાત કહી ચૂક્યો છું અને એ વાત હવે આખા ગામમાં ફેલાઈ ગઇ છે હવે જો કંઇ બીજું કહેવામાં આવે તો શી ખબર શું નું શું થઈ જાય! એની બુદ્ધિ બહેર મારી ગઈ હતી! એણે નક્કી કર્યું કે ગમે તે રીતે હવે એ એ વાતને પકડી રાખી, એમાં બીજી બે ચાર વાતો બનાવી કાઢીને સ્રીને બચાવી શકાય તો! આ સિવાય બીજો ઉપાય નથી.

તેથી છિદામે પોતાની સ્ત્રી ચંદરાને કહ્યું કે આ ગુનો હું તારે માથે ઓઢી લે.

આ સાંભળીને સ્રીને માથે જાણે વીજળી પડી!

છિદામે તેને દિલાસો આપીને કહ્યું: 'હું કહું છું તે ખરું કહું છું, તારે જરાયે બીવાનું નથી. અમે તને બચાવી લેશું.'

દિલાસો તો આપ્યો, પણ આપતાં એનું ગળું સુકાઈ ગયું, મોં ફિક્કું થઇ ગયું.

ચંદરાની ઉમર સત્તર અઢાર વરસની હશે. મોં ભરાવદાર અને ગોળ હતું. શરીર બહુ જાડું નહિ, બહુ પાતળું નહિ, કસાયેલું, હૃષ્ટપુષ્ટ, તંદુરસ્ત, ને બળવાન. અંગેઅંગમાં એવું સૌષ્ઠવ કે હાલતાં ચાલતાં ફરતાં, કામ કરતાં શરીર જરાયે બેડોળ ન લાગે! નવી બનાવેલી નાનકડી હોડીના જેવી નાજુક અને ઘાટીલી, ખૂબ સરળતાથી સરે, અને ક્યાંય એનો કોઇ સાંધો ઢીલો થઈ જાય નહિ. દુનિયાની બધી બાબતમાં એને રસ ને કુતૂહલ! ફળિયામાં વાતો કરવાનું એને બહુ ગમે, એને કેડે ગાગર લઈને નદીએ જતાં આવતાં બે આંગળી વડે ઘૂમટો જરા ઊંચો નીચો કરીને, ચમકતી ચંચળ કાળી આંખો વડે રસ્તામાં જોવા જેવું હોય તે બધું યે જોઈ લે.

મોટી વહુ બરાબર આનાથી ઊલટી હતી. ખૂબ અવ્યવસ્થિત, ટાપટીપ કે સફાઈનું નામ નહિ. માથાનો એડો કે ગોદમાંનું છોકરું કે ઘરનું કામકાજ કશું યે એનાથી સંભળાતું નહિ. ઘરમાં એવું કંઈ કામે નહોતું, છતાં કદી એને ઘડીની નવરાશ મળતી નહિ. નાની વહુ એને બહુ બોલતી નહિ, માત્ર ધીરેથી એક બે તીણા દંશ દઈ દેતી, અને એ હાય હાય વોય વોય કરીને ગુસ્સામાં, જુસ્સામાં બૂમાટા પાડયા કરતી ને આખું ફળિયું ગજવી મૂકતી.

આ બે જોડ પતિપત્નીઓનો સ્વભાવ પણ અજબ રીતે મળતો આવતો હતો. દુખીરામ કદાવર શરીરનો હતો, એનાં હાડકાં બેવડાં હતાં, નાક દબેલું હતું, આંખો જાણે આ દૃશ્યમાન સંસારને સમજતી જ નહોતી, છતાં એ વિષે એને કશું કુતૂહલ નહોતું! આવો સાલસ છતાં ભયંકર, આવો સરળ છતાં નિરાધાર માણસ જગતમાં જવલ્લે જ જોવા મળે!

અને છિદામ ? જાણે કોઈ કાળા ચળકતા પથ્થરમાંથી કોઇએ બહુ મહેનત કરીને મૂર્તિ કંડારી કાઢી હોય તેવો એ હતો. જરા પણ અતિશયતા નહોતી, ક્યાંય કુરૂપતા નહોતી, દરેકે દરેક અંગમાં બળ અને નિપુણતા હતાં, અને અત્યંત સંપૂર્ણતા હતી, નદીની ઊંચી ભેખડ પરથી નીચે કૂદી પડે, કે હોડીને હલેસાં મારે કે ઊંચા વાંસ ઉપર ચડીને વીણી વીણીને વાંસ કાપી લાવે,—દરેકે દરેક કામમાં એની જોઇએ તેવી કુશળતા હતી, અને બધાં કામ જાણે ખૂબ સહેલાઈથી કરતો હોય એવી કામ કરવાની એની ઢબ હતી. માથાના લાંબા વાળ તેલ નાંખી ખૂબ જતનથી ઓળીને તે બાંધે નાખતો— પોશાકની ટાપટીપમાં એની જરા વધારે કાળજી હતી.

ગામની બીજી વહુવારૂઓના રૂપ તરફ જો કે તેની ઉદાસીન દૃષ્ટિ નહોતી, અને એમની નજર આગળ મનોહર દેખાવાની તે ઓછી કોશિશ નહોતો કરતો, તો પણ છિદામ પોતાની યુવતી સ્ત્રીને જરા વધારે ચાહતો હતો. બંને કોઇ વાર લડતાં પણ ખરાં, મનાતાં પણ ખરાં, પણ કોઈ કોઈને હરાવી શકતું નહિ.

બંને વચ્ચે સુદૃઢ બંધન હોવાનું એક બીજું પણ કારણ હતું. છિદામ સમજતો કે ચન્દરા એવી ચટુલ ચંચળ પ્રકૃતિની બાઈ છે કે એનો પૂરો વિશ્વાસ રાખી શકાય નહિ, અને ચંદરા સમજતી કે મારા ધણીની નજર ચારે તરફ ફરે છે, એટલે તેને જરા ખેંચીને બાંધવામાં ન આવે તો કોઈ દિવસ છટકી જવાનો ભય છે.

ઉપલો બનાવ બન્યો તે પહેલાં થોડા વખતથી એ બે પતિપત્નીની વચ્ચે એક ભારે ઝઘડો ચાલતો હતો. ચન્દરાએ જોયું હતું કે એનો ધણી કોઇ કોઈ વખત કામનું બહાનું કાઢીને બહારગામ જતો રહે છે, અને બબ્બે દિવસે પાછો આવે છે, છતાં પાઈની કમાણી કરીને આવતો

નથી. એનાં આ લક્ષણ એને સારાં ન લાગ્યાં, એટલે જવાબમાં એણે પણ જરાતરા માઝા ઓળંગવા માંડી. ફાવે ત્યારે ઘાટે જવા માંડ્યું, અને ફળિયામાં આંટા મારી આવી કાશી મજુમદારના વચલા દીકરાનાં વખાણ કરવા માડ્યાં.

છિદામના દિવસોમાં ને રાતોમાં જાણે કોઈએ ઝેર ભેળવી દીધું! હવે તે કામકાજને અંગે ક્યાંય જતો તો એને ચેન પડતું નહિ.

એક દિવસે આવીને એણે ભાભીને ખૂબ ઠપકો દીધો. ભાભીએ હાથ હલાવી છણકો કરી ગેરહાજર મૃત પિતાને સંબોધીને કહ્યું: 'એ છોકરી વંટોળિયાની યે આગળ દોડી જાય છે, એને હું કેમ કરી સંભાળી શકું? મને ખાતરી છે કે એ કોક દિવસ સત્યાનાશ વાળવાની છે!'

ચન્દરા પડખેના ઓરડામાંથી આવીને ધીરેથી બોલી: 'કેમ દિદિ, તમને એટલી બીક શાની લાગે છે?'

બસ, પછી એ દેરાણી જેઠાણી વચ્ચે બરાબર જામી ગઈ.

છિદામે આંખો કાઢીને કહ્યું: 'હવે જો તું કદી એકલી ઘાટ પર ગઈ એવું મારા જાણવામાં આવ્યું છે તો તારાં હાડકાંની કચ્ચર કરી નાખીશ.'

ચન્દરાએ કહ્યું: 'તો મારો જીવ ટાઢો પડે!'

આમ કહી તરત જ એ બહાર જવા નીકળી.'

છિદામ એક ઠેકડો મારી તેનો ચોટલો ઝાલી ખેંચીને તેને

ઘરમાં લઈ આવ્યો; પછી તેને ઘરમાં પૂરી તેણે બહારથી બારણું બંધ કરી દીધું.

કામધંધો કરીને સાંજે પાછો ઘેર આવીને જુએ તો બારણું ઉઘાડું હતું, ને ઘરમાં કોઈ નહોતું. ચન્દરા ત્રણ ગામ વટાવી એકદમ તેના મામાને ઘેર જતી રહી હતી.

છિદામ ત્યાં પહોંચ્યો, ને અનેક સમજાવટ પછી, ખૂબ મહેનતે તેને પાછી તેડી લાવ્યો. પરંતુ આ વખતે તેણે હાર કબૂલી. હવે તે સમજ્યો કે પારાને મૂઠીમાં પકડી રાખવાનું કામ જેમ અઘરું છે, તેમ આ મૂઠી જેવડી સ્ત્રીને પણ જોરથી પકડી રાખવાનું કામ અસંભવિત છે—દશે આંગળીઓનાં છિદ્રોમાંથી એ નીકળી જાય છે.

હવે એણે જબરદસ્તી કરવી છોડી દીધી.—પરંતુ હવે તે મનમાં ખૂબ ધુંધવાતો ધુંધવાતો રહેવા લાગ્યો. તેની આ ચંચળ યુવતી સ્ત્રી તરફનો એનો શંકાપૂર્ણ પ્રેમ ઉગ્ર વેદનાની પેઠે એને ખૂબ ડામવા લાગ્યો. એટલે સુધી, કે કોઈ કોઈ વખત એને થતું કે એ મરી જાય તો હું નિરાંતે જરા પગ વાળીને બેસું! નવાઈ જેવું છે કે માણસને માણસની ઉપર જેટલી ઈર્ષ્યા થાય છે તેટલી જમની ઉપર નથી થતી!

આવે વખતે ઘરમાં આ બનાવ બન્યો.

ચંદરાને જ્યારે એના ધણીએ ખૂનનો આરોપ ઓઢી લેવાનું કહ્યું ત્યારે તે આભી બનીને એની સામે જોઈ રહી. એની કાળી કાળી આંખો, કાળા અગ્નિની પેઠે મૂગી મૂગી એને બાળવા લાગી. એનું આખું શરીર અને મન ધીરે ધીરે સંકોચાઈને ધણી-રાક્ષસના હાથમાંથી છૂટવાને મથવા લાગ્યું. એનો આખો અંતરાત્મા એનાથી એકદમ વિમુખ બની ગયો.

છિદામે દિલાસો આપ્યો કે તારે બીવાની જરાયે જરૂર નથી.

આમ કહી એણે પોલીસની આગળ શું લખાવવું તે પણ ફરીફરીને તેને શીખવાડી દીધું. પણ ચંદરાએ એ બધી લાંબી વાતો કંઇ કાને ધરી નહિ. લાકડાની પૂતળીની પેઠે તે કેવળ બેસી રહી.

દરેક કામમાં છિદામની ઉપર દુખીરામનો આધાર હતો. એટલે છિદામે જ્યારે ચંદરાની ઉપર બધો દોષનો આરોપ મૂકવા માંડયો, ત્યારે દુખીએ કહ્યું: 'પણ પછી વહુનું શું થાય?'

છિદામે કહ્યું: 'એને હું બચાવી લઇશ.'

જાડો દુખીરામ હાશ કરી બેઠો.

વહુવારુ, ચિરપરિચિત ગામના રસ્તા પર થઇને, મંદિરની પાસે થઇને, બજારમાં થઇને, ઘાટ આગળ થઇને, મજુમદારના ઘરની સામે થઇને, પોસ્ટ ઑફિસ અને નિશાળની પાસે થઇને, તમામ ઓળખીતા પાળખીતા લોકોના દેખતાં, કલંકની છાપ માથે ઓઢીને, હંમેશને માટે ઘર છોડી, ગામ છોડી ચાલી ગઈ. છોકરાનું ટોળું એની પાછળ પાછળ ચાલ્યું, અને ગામની સ્ત્રીઓ, તેની સરખી સાહેલીઓ. કોઈ ઘુમટામાંથી, તો કોઈ બારણાની આડમાંથી, તો કોઇ ઝાડની પાછળ ઊભી ઊભી, પોલીસના પહેરા નીચે જતી ચંદરાને જોઇ શરમથી, ઘૃણાથી ને ભયથી કંપી ઊઠી.

ડેપ્યુટિ મેજીસ્ટ્રેટની પાસે પણ ચંદરાએ પોતાનો ગુનો કબૂલ કર્યો. પણ ખૂન કરતી વખતે તેની જેઠાણીએ કોઈ પણ રીતે એના ઉપર કંઈ જુલમ ગુજાર્યો હોવાનો તેણે ઇનકાર કર્યો.

પરંતુ એ દિવસે છિદામ સાક્ષી આપવા આવતાં જ રડી પડયો, ને હાથ જોડી બોલ્યો: ઇશ્વરનું નામ લઇને કહું છું, હજૂર, મારી સ્ત્રી નિર્દોષ છે.'

મેજીસ્ટ્રેટે ધમકાવી, ડંડો પાડી એને પ્રશ્નો પૂછવા માંડયા. ધીરે ધીરે એણે બધીયે વાત જેમ બની હતી તેમ કહી દીધી.

પણ મેજીસ્ટ્રેટે તેની વાત માની નહિ. કારણ કે મુખ્ય વિશ્વાસપાત્ર સાક્ષી રામલોચને કહ્યું કે ખૂન થયા પછી થોડી જ વારમાં હું એ સ્થળે ગયો હતો. તે વખતે સાક્ષી છિદામ આવીને મારા પગમાં પડયો, ને બધો ગુનો કબુલ કરી બોલ્યો. 'મારી વહુને બચાવવાનો કોઈ રસ્તો બતાવો! મેં ખરું ખોટું કંઇ જ કહ્યું નહિ. પછી સાક્ષીએ મને કહ્યું કે હું કહું કે મારા મોટા ભાઇએ ભાત માગ્યો પણ ભાત મળ્યો નહિ, એટલે ગુસ્સામાં આવીને તેમણે સ્ત્રીના માથામાં

દાતરડું માર્યું, તો ચાલે કે નહિ? તો મારી બૈરી બચી જાય કે નહિ?' ત્યારે મેં કહ્યું કે ખબરદાર હરામજાદા, અદાલતમાં એક અક્ષરે જૂઠો બોલતો નહિ,—એ મહાપાપ છે—વગેરે વગેરે.

રામલોચને પહેલાં ચંદરાને બચાવવા માટે ઘણી વાતો બનાવી કાઢી હતી, પરંતુ જ્યારે તેણે જોયું કે ચંદરા પોતે જ વાંકી થઇને બેઠી છે ત્યારે તેણે વિચાર કર્યો કે મારા બાપ! ઘરડે ઘડપણ હું શું કરવા જૂઠી સાક્ષી આપું? જેટલું જાણું છું એટલું જ કહી દઉં.

આમ વિચાર કરી રામલોચને પોતે જે જાણતો હતો તે જ કહ્યું. ઊલટું એમાં જરાં મીઠું મરચું ભભરાવીને કહ્યું.

ડેપ્યુટિ મેજીસ્ટ્રેટે કેસ સેશનમાં મોકલ્યો.

દરમિયાન ખેતીવાડી, લેવડદેવડ, હસવું રડવું વગેરે દુનિયાનાં બધાં કામો જેમ ચાલતાં હતાં તેમ ચાલવા માંડયાં હતાં. અને પાછલાં વરસોની પેઠે જ લીલાં અનાજનાં ખેતરોમાં શ્રાવણનો મૂશળધાર વરસાદ વરસવા માંડયો હતો.

પોલીસ આરોપી અને સાક્ષીઓને લઇને અદાલતમાં હાજર હતી. સામેની મુન્સફની કચેરીમાં કેટલાયે માણસો પોતપોતાના કેસની રાહ જોતાં બેઠા હતાં. રસોડાની પાછળ આવેલી એક તલાવડીના ભાગ સંબંધી કેસ લડવા કલકત્તાથી એક વકીલ આવ્યો હતો, અને તે કેસમાં વાદીની તરફથી ઓગણચાલીસ માણસો સાક્ષી આપવા આવ્યા હતા. કંઇ સેંકડો માણસો પોતપોતાના હિસાબનો પાઇએ પાઇનો ફેંસલો લેવા અધીરા બનીને આવ્યા હતા, જગતમાં આના કરતાં વધારે મહત્ત્વનું બીજું કંઇ જ કામ નથી એવી તેમની સમજ હતી.

ખિડકી બારીમાંથી, દરરોજ આવી ને આવી વ્યાકુળ રહેતી

આ દુનિયાની સામે એકીટશે જોઇ રહ્યો હતો; તેને બધું સ્વપ્ન જેવું લાગતું હતું. કમ્પાઉન્ડમાં એક મોટું વડનું ઝાડ હતું. તેના ઉપર કોયલ બોલતી હતી, પંખીઓને નથી કોઈ કાયદો કે નથી કોઈ અદાલત.

ચંદરાએ જજની આગળ કહ્યું: 'અરે સાહેબ! એકની એક વાત હવે કેટલી વખત કહું?'

જજ સાહેબે તેને સમજાવીને કહ્યું: 'તું જે ગુનો કબૂલ કરે છે તેની સજાની તને ખબર છે?'

ચંદરાએ કહ્યું: 'ના.'

જજ સાહેબે કહ્યું: 'તેની સજા ફાંસી છે.'

ચંદરાએ કહ્યું: 'તો તમને પગે પડું, સાહેબ, મને એ જ સજા કરો! તમને ફાવે તે કરો! પણ મારાથી હવે આ નથી ખમાતું!'

છિદામને અદાલતમાં હાજર કરવામાં આવ્યો, ત્યારે ચંદરાએ મોં ફેરવી લીધું.

જજે કહ્યું: 'સાક્ષીની સામે જોઇને કહે કે એ તારો કોણ સગો છે?'

ચંદરાએ બે હાથે મોં ઢાંકી કહ્યું: 'એ મારો ધણી થાય છે.'

સવાલ થયો: 'એને તારા પર પ્રેમ નથી?'

જવાબ મળ્યો: 'ઓહ! ખૂબ પ્રેમ છે.'

સવાલ થયો: 'તને એના પર પ્રેમ નથી?'

જવાબ મળ્યો: 'ખૂબ છે.'

પછી છિદામને પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહ્યું: 'સાહેબ, મેં ખૂન કર્યું છે.'

સવાલ થયો: 'શા સારૂ?'

છિદામે કહ્યું: 'મેં ભાત માગ્યો, ભાભીએ ન આપ્યો.

દુખીરામ સાક્ષી આપવા આવતાં મૂર્છા ખાઇને પડી ગયો. મૂર્છા ઊતર્યા પછી તેણે જવાબ દીધો: 'સાહેબ' એ ખૂન મેં કર્યું છે.'

'શા માટે?'

'મેં ભાત માગ્યો, મને ન મળ્યો.'

ઘણી ઊલટ તપાસ પછી, અને બીજી સાક્ષીઓ લીધા પછી જજ સાહેબને ખાતરી થઇ ગઇ કે ઘરની સ્ત્રીને ફાંસીના અપમાનમાંથી બચાવવા વાસ્તે, આ બંને ભાઈ પોતાને માથે ગુનો વહોરી રહ્યા છે.

પરંતુ ચંદરા પોલીસથી માંડીને છેક સેશન અદાલત સુધી બરાબર એકસરખી રીતે જુબાની આપતી આવી હતી, એના શબ્દોમાં એક અક્ષરનો યે ફેર પડ્યો નહોતો. બે વકીલો એને ફાંસીની સજામાંથી બચાવવા સ્વેચ્છાએ પોતાની સેવા આપવા દોડી આવ્યા હતા. ને એમણે એને બચાવવા ઘણા પ્રયત્નો કર્યા હતા, પરંતુ છેવટે તેઓ એની આગળ હારી ગયા હતા.

જે દિવસે કાચી વયે, એક કાલીઘેલી નાનકડી છોકરી પોતાનું વળાંકદાર મુખડું લઇને, રમકડાં ફેંકી દઇ, બાપને ઘેરથી સાસરે આવી હશે, તે દિવસે રાત્રે શુભલગ્ન વખતે ભવિષ્યમાં આજના જેવો એક દિવસ આવશે એવી કોણે કલ્પના કરી હશે? એનો બાપ મરતી

વખતે નિશ્ચિંત મને બોલતો ગયો હતો હતો કે 'ગમે તેમ, મારી દીકરી તો ઠેકાણે પડી ગઈ!'

જેલમાં ફાંસીએ ચડાવતા પહેલાં દયાળુ સિવિલ સર્જને ચંદરાને પૂછ્યું:

'કોઈને મળવાનું મન છે?'

ચંદરાએ કહ્યું: 'મરતાં પહેલાં જરા માને મળવાનું મન છે.'

દાક્તરે કહ્યું: 'તારો પતિ તને મળવા આવ્યો છે, એને બોલાવું?'

ચંદરા બોલી: 'મોત!'

# પુત્રયજ્ઞ

વૈદ્યનાથ ગામમાં જ્ઞાની પણાતા હતા, તેથી તેઓ ભવિષ્ય તરફ નજર રાખીને વર્તમાનનું તમામ કામકાજ કરતા. જ્યારે તેમણે લગન કર્યું ત્યારે વર્તમાન નવવધુના મુખ કરતાં તેમને ભાવિ નવકુમારનું મુખ વધારે સ્પષ્ટ દેખાયું હતું. શુભદૃષ્ટિ વખતે આટલી બધી દૂરદૃષ્ટિ ભાગ્યે જ કોઈ બતાવતું હશે.

તેઓ સમજદાર આદમી હતા. એટલે પ્રેમના કરતાં પિંડને જ વધારે સમજતા હતા, અને पुत्रार्थे क्रियते भार्या એ ન્યાયે જ તેમણે વિનોદિનીની સાથે લગન કર્યાં હતાં.

પરંતુ આ સંસારમાં જ્ઞાનીઓ જ વધારે છેતરાય છે. યૌવન પ્રાપ્ત થયા છતાં પણ જ્યારે વિનોદિનીએ એનું સૌથી મોટું કર્તવ્ય બજાવ્યું નહિ, ત્યારે પું નામે નરકનું દ્વાર ઉઘાડું જોઈને વૈદ્યનાથ બહુ ચિંતામાં પડ્યા. મૃત્યુ પછી તેમની વિપુલ સમૃદ્ધિ કોણ ભોગવશે, એની ચિંતામાં મૃત્યુ પહેલાં એ સમૃદ્ધિ ભોગવવા પરથી તેમનું મન ઊઠી ગયું. એ તો પહેલાં જ કહી ગયો છું કે વર્તમાન કરતાં ભવિષ્યને જ તેઓ વધારે સત્ય માનતા હતા.

પરંતુ યુવતી વિનોદિનીની પાસેથી એકદમ આટલા જ્ઞાનની આશા રાખી શકાય નહિ, એ ભિચારીનો અમૂલ્ય વર્તમાન એનું નવવિકસિત યૌવન હતું. એ વિના પ્રેમે નિષ્ફળ વહી જાય એ એ એને મન સૌથી મોટો ચિંતાનો વિષય હતો. પરલોકના પિંડની ક્ષુધાને, એ આ લોકના ચિત્તની ક્ષુધા આગળ સાવ ભૂલી ગઈ હતી.—મનુનાં પવિત્ર વિધાનથી કે વૈદ્યનાથની આધ્યાત્મિક વ્યથાથી તેના ભૂખ્યા હૃદયની જરા પણ ભૂખ હોલાઇ નહિ.

ગમે તે કહો, પણ આ ઉંમરે પ્રેમ દેવો ને પ્રેમ લેવો એ રમણીને મને, સ્વાભાવિક રીતે જ, બીજાં તમામ કર્તવ્યો અને સુખો કરતાં વધારે કીમતી છે.

પરંતુ વિનોદિનીનાં નસીબમાં પ્રેમનો વરસાદ વરસવો તો દૂર રહ્યો, પણ એને બદલે, પતિ, પતિની ફોઈ, અને બીજાં અનેક નાનાં મોટાં માણસો તરફથી તિરસ્કાર અને ઉપેક્ષાની શિલાઓનો વરસાદ એની ઉપર વરસવા માંડ્યો, બધાં એને 'વાંઝણી' કહીને ભાંડતાં. એક ફૂલના છોડને હવા અજવાળા વિનાના બંધિયાર ઘરમાં રાખીએ તો એની જેવી દશા થાય તેવી વિનોદાના વંચિત યૌવનની દશા થઈ હતી.

આખો વખત આ બોલચાલ અને વઢાવઢમાં રહી ન શકવાથી તે થોડો વખત કુસુમને ઘેર પાનાં રમવા જતી એટલો વખત એનો બહુ સારો જતો. ત્યાં પુંનરકની ભીષણ છાયા હંમેશ હાજર ન હોવાને લીધે વાતોચીતો અને ઠઠ્ઠા મશ્કરીઓ પણ બરાબર ચાલતી.

કુસુમ કોઈ કોઈ વખત પોતાના તરુણ દિયર નગેન્દ્રને પોતાની સાથે પાનાં રમવા ખેંચી લાવતી. વિનોદા એને જોઈ રમવાની હા ના કરતી, પણ નગેન્દ્ર વિનોદાનો વિરોધ હસીને ઉડાવી દેતો.

સંસાર એવો છે કે એમાં એકમાંથી બીજું થાય છે, અને રમત ધીમે ધીમે સંકટ રૂપે પરિણમે છે એવી બધી ભારે ભારે વાતો નાની વયે એકદમ માન્યામાં આવતી નથી.

આવી રીતે રમવામાં નગેન્દ્રને પણ કંઇ વાંધો હોય એવું દેખાયું નહિ, અને હવે તો તે પાનાં રમવા માટે બહુ આગ્રહ પણ કરાવતો નહિ.

આવી રીતે વિનોદાની સાથે નગેન્દ્રનો પરિચય થવા લાગ્યો.

નગેન્દ્ર જ્યારે પાનાં રમવા બેસતો, ત્યારે જડ પાનાં કરતાં સજીવ પદાર્થ તરફ તેનું ચિત્ત અને આંખ વધારે રહેતાં, આથી તે રમતમાં ફરી ફરીને હારતો. એની આ હારનું કારણ સમજતાં કુસુમને કે વિનોદાને કોઇને વાર લાગી નહિ.

હું પહેલાં જ કહી ગયો છું કે કર્મફળનું ગુરુત્વ સમજવું નાની વયે શક્ય નથી કુસુમ સમજતી કે આ એક ઠીક ગમત થઈ રહી છે, અને ધીમે ધીમે એ મજા સોળે કળાએ પૂર્ણ થાય એ જોવાનું તેને મન હતું. પ્રેમના ફણગાઓમાં છૂપી રીતે જળસિંચન કરવામાં તરુણીઓને બહુ મજા પડે છે.

વિનોદાને પણ એ ખરાબ ન લાગ્યું. હૃદયને જીતવાની તીક્ષ્ણ શક્તિ કોઇ પુરુષની ઉપર અજમાવી જોવાનું મન થવું એ અયોગ્ય હોઇ શકે છે, પણ છેક અસ્વાભાવિક નથી.

આવી રીતે પાનાંની હારજીતમાં અને છક્કો પંજો કરતાં ક્યારે બે ખેલાડીઓનાં મનનો મેળ મળી ગયો, તેની અંતર્યામીને ખબર, અને બીજા એક ખેલાડીને ખબર! પણ તેને તેમાં ગમત દેખાઇ!

એક દિવસ બપોરે વિનોદા, કુસુમ અને નગેન્દ્ર પાનાં રમતાં

તે પછી તેઓ બે વાર પરણ્યા હતા, પણ પુત્ર જન્મવાને બદલે કેવળ કુલહ જન્મ્યો હતો. જોષીઓ અને બાવા વૈરાગીઓથી ઘર ભરાઈ ગયું હતું, દોરાધાગા, માદળીઆં અને પેટંટ દવાઓનો વરસાદ વરસતો હતો. કાલિઘાટ પર એટલાં બધાં બકરાંનો ભોગ આપ્યો હતો કે એનાં હાડકાંના ઢગલા આગળ તૈમૂર લંગે કરેલો હાડપિંજરોનો વિજયસ્તંભ કંઈ હિસાબમાં ન ગણાય.

આટલું છતાંયે, માત્ર મૂઠી હાડકાં અને જરાક માંસવાળું એકાદે નાનકડું બાળક વૈદ્યનાથના વિશાળ મહાલયનો એક ખૂણો રોકીને બેઠેલું દેખાયું નહોતું. મારા મૃત્યુ પછી કયો પારકો છોકરો મારું ધાન ભોગવશે એની ચિંતામાં એમને આજે ધાન ભાવતું નહોતું.

વૈદ્યનાથે ફરી એક વખત લગન કર્યાં.—કારણ કે, સંસારમાં આશાનો જેમ અંત નથી, તેમ ગૃહસ્થોના ઘરમાં કન્યાઓની તૂટ નથી.

જોષીઓએ જન્માક્ષર જોઇને કહ્યું કે આ કન્યાના પુત્રસ્થાનમાં એવો શુભયોગ દેખાય છે કે હવે થોડા જ વખતમાં વૈદ્યનાથના ઘરમાં અન્નવૃદ્ધિ થવા માંડશે.

એ પછી તો છ વરસ વીતી ગયાં, પણ પુત્રસ્થાનના શુભયોગની આળસ ઊડી નહિ.

વૈદ્યનાથ નિરાશામાં ડૂબી ગયા. છેવટે તેમણે શાસ્ત્રવિદ્ પંડિતોની સલાહથી એક ભારે ખર્ચાળ યજ્ઞની તૈયારીઓ કરી.—યજ્ઞ નિમિત્તે ઘણા વખત સુધી ઘણા ઘણા બ્રાહ્મણોની સેવા થવા માંડી.

બીજી તરફ, તે વખતે દેશમાં ભયાનક દુકાળ હતો. દુકાળને લીધે બંગાળ, બિહાર અને ઓરિસ્સા હાડપિંજર જેવા બની ગયા હતા.

વૈદ્યનાથ જે વખતે અન્નના ભર્યા ભંડારની વચમાં બેસીને વિચાર કરતો હતો કે મારું અન્ન કોણ ખાશે? તે વખતે આખો ઉપવાસી દેશ પોતાના ચોંટી ગયેલા પેટની સામે જોઈને વિચાર કરતો હતો કે શું ખાવું?

બરાબર એ વખતે, ચાર ચાર મહિનાથી, વૈદ્યનાથનાં ચોથી-વારનાં સહધર્મચારિણી એકસો બ્રાહ્મણોનું પાદોદક પાન કરતાં હતાં, અને એકસો બ્રાહ્મણો સવારે પ્રચૂર મિષ્ટાન્ન ખાઈને અને સાંજે અપૂર્ણ જલપાન કરીને, માટીનાં શકોરાં અને દહીં વીત્રાળાં કેળનાં પાંદડાંથી મ્યુનિસિપાલિટીના કચરાના ગાડાને ભરી નાખતા હતા.

અન્નની ગંધ આવતા, દુકાળમાં માર્યાં માર્યાં ફરતાં ભૂખ્યાં માણસોનાં ટોળાં બારણા આગળ ભેગાં થતાં હતાં—તેમને હાંકી કાઢવા માટે બારણા આગળ વધારાનો ચોકીદાર ઊભો રાખવો પડયો હતો.

એક દિવસ સવારે વૈદ્યનાથના આરસના મહાલયમાં એક સ્થૂલ શરીરવાળા સંન્યાસીની બશેર મોહનભોગ અને દોઢશેર દૂધથી સેવા થઈ રહી હતીઃ વૈદ્યનાથ શરીરે ચાદર વીંટાળી, હાથ જોડી, અતિશય વિનમ્રભાવે, જમીન ઉપર બેસીને, ભક્તિભાવપૂર્વક, પવિત્ર ભોજન-કાર્ય નિહાળી રહ્યો હતો.

એવામાં કોઈ રીતે દરવાનની નજર ચુકાવીને, એક હાડપિંજર જેવા છોકરાને લઈને, એક અતિ દુબળી સ્ત્રીએ ઘરમાં દાખલ થઈ ક્ષીણ સ્વરે કહ્યુંઃ

'બાબુ! છોકરાંને ખાવાનું આપો!'

વૈદ્યનાથ હાંફ્યો ફાંફ્યો ઊભો થઈને ચીસ પાડી ઊઠ્યોઃ 'ગુરુદયાળ! ગુરુદયાળ!'

આમલો બરાબર નથી એમ સમજી બ્રાહ્મણીએ કરુણ સ્વરે કહ્યુંઃ 'અરે રે! આ છોકરાને કોળીઓ ખાવાનું આપો! હું કશું નથી માગતી!'

ગુરુદયાળે આવીને છોકરા અને એની માને હાંકી કાઢ્યાં.

એ ભૂખ્યો દુકાળીઓ છોકરો વૈદ્યનાથનો જ એકનો એક પુત્ર હતો.

એકસો પરિપુષ્ટ બ્રાહ્મણો અને ત્રણ હૃષ્ટપુષ્ટ સંન્યાસીઓ વૈદ્યનાથને પુત્ર પ્રાપ્તિની દુરાશામાં લોભાવીને તેનું અન્ન આરોગવા લાગ્યા.

# ઉદ્ધાર

ગૌરી પ્રાચીન શ્રીમંત વંશની લાડકોડમાં ઊછરેલી સુંદર કન્યા હતી. એનો પતિ પરેશ જાત કમાઈથી ગરીબ અવસ્થામાંથી હમણાં કંઈક ઊંચો આવ્યો હતો. જ્યાં સુધી એની સ્થિતિ સારી નહોતી ત્યાં સુધી, બિચારી છોકરીને દુઃખ પડે એ બીકે તેનાં સાસુ-સસરાએ સ્ત્રીને એને ઘેર મોકલી નહોતી.

ગૌરી ઠીક ઠીક ઉંમર લાયક થયા પછી જ પતિને ઘેર આવી હતી.

આવાં બધાં કારણોને લીધે જ કદાચ પરેશ સુંદર યુવાન સ્ત્રીને પોતાને આધીન સમજતો નહિ, અને કદાચ વહેમી સ્વભાવ તેનો રોગ પણ હોય.

પરેશ પશ્ચિમના કોઈ નાના શહેરમાં વકીલાત કરતો હતો. ઘરમાં સગુંવહાલું કોઈ હતું નહિ. માત્ર એકલી સ્ત્રી હતી. તેથી તે સ્ત્રીની ખૂબ ચિંતા કર્યા કરતો. વચમાં કોક કોક દિવસ તે ઓચિંતાનો અસમયે અદાલતમાંથી ઘેર આવી પહોંચતો. શરૂઆતમાં તો

ગૌરી પતિના આવા આકસ્મિક આગમનનું કારણ બરાબર સમજી શકતી નહિ.

હવે થોડે થોડે દિવસે પરેશ વગર કારણે નોકરને નોકરીમાંથી કાઢી મૂકતો. કોઈ પણ નોકર એને ઝાઝા દિવસ ગમતો નહિ. આમ કેટલાયે નોકરો જતા રહ્યા. ખાસ કરીને, અગવડની બીકે, જે નોકરને રાખવાનો ગૌરી વધારે આગ્રહ કરતી, તેને તો પરેશ બીજી જ ઘડીએ વિદાય કરી દેતો.

આથી, તેજસ્વિની ગૌરીને જેમ વધારે આઘાત થતો, તેમ તેનો પતિ વધારે અધીરો બની તેની આ અદ્દભુત વર્તણૂક ચાલુ જ રાખતો.

છેવટે જ્યારે ન રહેવાવાથી, પરેશે દાસીને ખાનગીમાં બોલાવી અનેક જાતના વહેમી સવાલો પૂછવા માંડ્યા, ત્યારે એ બધી વાતો ગૌરીને કાને પહોંચવા લાગી. એ અભિમાનિની, સ્વલ્પભાષિણી નારી અપમાનનો ઘા ખાઈને સિંહણની પેઠે અંતરમાં સળગવા લાગી, અને આ ગાંડા સંદેહે, પતિપત્નીની વચમાં પ્રલયખડ્ગની પેઠે આવી પડી, બંનેને એકદમ છૂટાં કરી નાખ્યાં.

પોતાનાં સંદેહની ગૌરીને ખબર પડી ગઈ છે એવું જ્યારે પરેશે જાણ્યું ત્યારે તેની શરમ ભાંગી ગઈ; હવે તેણે છડેચોક દરરોજ ડગલે ને પગલે પોતાનો વહેમ પ્રગટ કરી સ્ત્રીની સાથે કજીયો કરવા માંડ્યો: ગૌરી માત્ર નિરૂત્તર રહેતી, અને તીક્ષ્ણ નજરે જોઈ રહેતી પણ એના એ મૌનમાં પરેશને અવજ્ઞા દેખાતી, અને એની એ તીક્ષ્ણ નજર એને ચાબૂકની પેઠે વાગતી—આથી એનો સંશય ઊલટો વધતો જ ગયો.

આવી રીતે પતિસુખથી વંચિત બનતાં, આ અપુત્ર યુવતીએ

ધર્મમાં મન પરોવ્યું. હરિસભાના નવા પ્રચારક બ્રહ્મચારી પરમાનંદ સ્વામીને બોલાવી તેમની પાસેથી તેણે મંત્ર લીધો, અને તેમની પાસે ભાગવતની કથા સાંભળવા માંડી. એના નારીહૃદયનો, વ્યર્થ બનેલો તમામ સ્નેહ કેવળ ભક્તિરૂપ બનીને, હવે ગુરુદેવનાં ચરણમાં સમર્પિત થઈ ગયો.

પરમાનંદના સચ્ચરિત્ર વિષે દેશવિદેશમાં કોઈના પણ મનમાં લેશમાત્ર સંશય નહોતો. સૌ તેમના તરફ પૂજ્યભાવ રાખતું. પરેશ પણ એમને વિષે મોં ખોલીને સંશય પ્રગટ કરી શકતો નહિ, તેથી એ સંશય છૂપા ઘાની પેઠે, ધીરે ધીરે ઊંડા ઉતરી છેક પરેશના હૃદય સુધી પહોંચી ગયો હતો.

એક દિવસ સાધારણ કારણે વિષ ઢળવાઈ ગયું. સ્ત્રીની આગળ પરેશે પરમાનંદને દુરાચારી શઠ કહીને ગાળ દીધી, અને કહ્યું: 'બોલ એ બગભગતને તું મનમાં મનમાં નથી ચાહતી? તારા શાલિગ્રામને હાથ અડકાડી, સોગન ખાઈને કહે!'

ચંપાયેલી નાગણની પેઠે એકદમ માથું ઊંચું કરીને, ખોટી બડાઈ કરીને પતિને વીંધવા ગૌરીએ રોષથી કહ્યું: 'હા, ચાહું છું. તમારાથી થાય તે કરી લો!'

તરત જ ઘરને તાળું લગાવી. ગૌરીને ઘરમાં પૂરી, પરેશ અદાલતમાં ચાલ્યો ગયો.

કોઈ રીતે બારણું ઉઘડાવી, અસહ્ય રોષથી ગૌરી તરત જ ઘરમાંથી બહાર નીકળી ગઈ.

પરમાનંદ એકાંત ઓરડામાં એકલા બેઠા બેઠા બપોરે શાસ્ત્રપાઠ

કરતા હતા. ઓચિંતાની ગૌરી, પગર વાદળે વીજળી આવે તેમ બ્રહ્મચારીના શાસ્ત્રાભ્યાસની વચમાં આવીને પછડાઈ પડી.

ગુરુએ કહ્યુંઃ 'આ શું!'

શિષ્યાએ કહ્યુંઃ 'ગુરુદેવ, અપમાનિત સંસારમાંથી મારો ઉદ્ધાર કરીને લઈ જાઓ. તમારી સેવામાં હું જીવન પૂરું કરીશ.'

પરમાનંદે સખત ઠપકો આપીને ગૌરીને ઘેર પાછી મોકલી. પરંતુ, હાય ગુરુદેવ! એ દિવસે ઓચિંતાનો અભ્યાસમાં જે વિક્ષેપ પડયો તે ફરી સંધાયો નહિ!

પરેશ ઘેર આવ્યો. બારણું ઉઘાડું જોઈ તેણે સ્ત્રીને પૂછ્યુંઃ 'અહીં કોણ આવ્યું હતું?'

સ્ત્રીએ કહ્યુંઃ 'કોઈ આવ્યું નહોતું, હું ગુરુદેવને ઘેર ગઈ હતી.'

પરેશના મોં પરથી એક પળ લોહી ઊડી ગયું; બીજી પળે તેનો ચહેરો લાલ બની ગયો.

તેણે કહ્યુંઃ 'કેમ ગઈ હતી?'

ગૌરીએ કહ્યુંઃ 'મારી મરજી!'

તે દિવસથી ઘરમાં સ્ત્રીને પૂરી, બહાર ચોકી પહેરો બેસાડી પરેશે એવું તોફાન શરૂ કર્યું કે આખા શહેરમાં તેની બદબોઈ થવા માંડી!

આ બધા નીચ અપમાન અને અત્યાચારના સમાચાર સાંભળીને પરમાનંદનું હરિચિંતન દૂર થઈ ગયું. આ ગામનો એકદમ ત્યાગ કરી દેવાની તેમને જરૂર લાગી, પરંતુ પીડિતને છોડીને તેઓ જઈ શકે કેવી રીતે?

સંન્યાસીએ એ દિવસો ને રાત્રિઓ કેવી રીતે વીતાવી તેની કેવળ તેમના અંતર્યામીને જ ખબર છે.

છેવટે ઘરમાં પુરાયેલી ગૌરીને એક દિવસ એક પત્ર મળ્યો: ‘વત્સ, વિચાર કરતાં મને માલમ પડયું છે કે ઘણી વખત અનેક સાધ્વી સાધક સ્ત્રીઓએ કૃષ્ણપ્રેમમાં સંસારનો ત્યાગ કર્યો છે. જો સંસારના અત્યાચારોને લીધે હરિનાં ચરણકમળમાંથી તારું ચિત્ત વિક્ષિપ્ત થતું હોય તો મને જણાવજે; ભગવાનની સહાયતાથી એમની સેવિકાનો ઉદ્ધાર કરી, પ્રભુનાં અભય પદારવિંદમાં એનું સમર્પણ કરવાનો હું પ્રયાસ કરીશ. ફાગણ સુદ અગિયારશે બુધવારે બપોરે બે વાગે તું ધારે તો તમારા પુકુરને કિનારે મને મળી શકશે.’

ગૌરીએ કાગળને વાળમાં બાંધી અંબોડામાં સંતાડી દીધો.

ફાગણ સુદ અગિયારશ આવી. બપોરે સ્નાન કરતા પહેલાં અંબોડો છોડીને જુએ છે તો કાગળ ન મળે! ઓચિંતાનો તેને વહેમ પડયો કે વખતે કાગળ પથારીમાં નીકળી પડયો હોય અને તે પતિના હાથમાં આવ્યો હોય. એ કાગળ વાંચીને પતિ ઇર્ષ્યાથી બળી મરતા હશે એવો ખ્યાલ કરી, ગૌરી મનમાં મનમાં એક પ્રકારનો આનંદ અનુભવવા લાગી, પરંતુ પોતાના માથાના ભૂષણ રૂપ એ પત્ર એ પાખંડીના હાથમાં પડીને અપમાનિત કરે એ કલ્પના પણ પણ તે સહી શકી નહિ.

એકદમ દોડતી તે પતિના ઓરડામાં ગઈ.

જુએ તો પતિ જમીન ઉપર પડીને તરફડતો હતો, એના મોંમાંથી ફીણ નીકળતાં હતાં, અને આંખો કપાળે ચડી ગઈ હતી.

પતિના જમણા હાથની બંધ મૂઠીમાંથી કાગળ ખેંચી લઈ, તેણે તરત જ દાક્તરને બોલાવવા મોકલ્યો.

દાક્તરે આવીને કહ્યું: 'એપોપ્લેક્સી!'

—તે વખતે દરદી મરી ગયો હતો.

તે જ દિવસે એક જરૂરી મુકદ્દમાના કામે પરેશને બહારગામ જવાનું હતું. સંન્યાસીનું એટલી હદ સુધી પતન થયું હતું કે એ એ સમાચાર મેળવી, ગૌરીને મળવા તેઓ તયાર થઈ ગયા હતા!

સદ્યવિધવા ગૌરીએ બારીમાંથી ગુરુદેવને ચોરની પેઠે પુકુરની પાસે આવતા જોયા—તરત જ વીજળીથી ચમકી હોય તેમ તેણે નીચું જોયું.

ગુરુ ક્યાંથી ક્યાં ઊતરી પડ્યા છે તે જાણે એક પળમાં વીજળીના ઝબકારામાં એના હૃદયમાં દેખાઈ આવ્યું.

ગુરુએ બૂમ મારી: 'ગૌરી!'

ગૌરીએ કહ્યું: 'આવું છું, ગુરુદેવ!'

પરેશના મૃત્યુના સમાચાર સાંભળી એના સ્નેહીઓ જ્યારે શબને ઠેકાણે પાડવા, એને ઘેર આવ્યા, ત્યારે તેમણે ગૌરીના મૃતદેહને પતિના પડખામાં સૂતેલો જોયો. તે ઝેર ખાઈને મરી ગઈ હતી.

આજના જમાનામાં આ આશ્ચર્યકારક સહમરણનું દૃષ્ટાન્ત જોઈ, સતીમાહાત્મ્ય જોઈ, સૌ આભા બની ગયા.

# જંજાળનું

## : ૧ :

ઘણી જગાઓ બદલ્યા પછી, ઉત્તર ગીતયૌવના શીરોહાગે જે સુસ્વપ્નો આશ્રય ગ્રહણ કર્યો હતો તે પણ જ્યારે છીર્ણ વસ્ત્રની પેઠે તેનો ત્યાગ કરીને ગયો, ત્યારે ફરી અનાજને માટે બીજો આશ્રય શોધવાની કોશિશ કરવામાં તેને ધિક્કાર પેદા થયો.

યૌવનને અંતે, શુભ શરદઋતુની પેઠે, એવી એક ગંભીર શાંત ગાઢ સુંદર વય આવે છે જ્યારે જીવનનું ફળ ફળે છે અને ધાન પાકે છે. તે વખતે યૌવન વસંતની ઉદ્દામ ચંચળતા શોભતી નથી; સંસારમાં પોતાનું ઘર બાંધવાની ઇચ્છા પહેલાં એક રીતે પૂરી થઈ ગઈ હોય છે. શુભ-અશુભ અને સુખદુઃખ જીવનમાં પાકીને અંતરના વ્યક્તિત્વને પરિપક્વ કરે છે. આપણા ભૂતકાળની તમામ દુરાશાઓમાં કલ્પના-લોકમાંથી બધી ઉન્મત્ત વાસનાઓને પાછી ખેંચીને આપણી ક્ષુદ્ર શક્તિ પ્રમાણે હવે આપણે તેમનું પ્રતિષ્ઠાપન કરીએ છીએ. હવે નૂતન પ્રેમની મુગ્ધ દૃષ્ટિને આકર્ષી શકતી નથી, પરંતુ જૂનો પરિચિત

માણસોમાં માણસ પહેલાં કરતાં યે વધારે પ્રિય થઈ પડે છે. હવે યૌવનનું લાવણ્ય ધીમે ધીમે ઉદાતું આવે છે એ વાત ખરી, પરંતુ ઘડપણના ભય વિનાની અંતર-પ્રકૃતિ લાંબા વખતના સહવાસને લીધે મોં પર ને આંખો પર વધારે સ્પષ્ટ રૂપે અંકિત થઈ જાય છે; હાસ્ય, દૃષ્ટિપાત અને કંઠસ્વર અંદરના વ્યક્તિત્વની સાથે ઓતપ્રોત થઈ જાય છે. જે મળ્યું નથી તેની આશા છોડી; જેઓ છોડીને જતા રહ્યા છે તેમનો શોક ખતમ કરી; જેઓ છેતરી ગયા છે તેમને ક્ષમા કરી; જેઓ નિકટ આવ્યા છે, સ્નેહભાવ રાખ્યો છે, સંસારના વાવટોળમાં શોક, દુઃખ અને વિયોગમાં જેઓ પાસે ને પાસે રહ્યા છે, તેમને છાતીસરસા ખેંચી લઈ, એ સુનિશ્ચિત, સુપરિચિત, અને સુપરીક્ષિત લોકોના સ્નેહની અંદર નિરાંતનો માળો બાંધીને એમાં જ તમામ પ્રયત્નોને વાળીએ, તો તમામ આકાંક્ષાઓની તૃપ્તિ થાય છે. યૌવનની એ સ્નેહાળ સાંજે પણ જીવનના એ શાંતિપર્વમાં પણ જેને નૂતન સંચય, નૂતન પરિચય, અને નૂતન બંધનની વૃથા આશામાં નૂતન નૂતન પ્રયત્નો પાછળ દોડવું પડે છે; જે વિસામો ખાવાનું પાથરણું હજી પથરાયું નથી, સાંજે ઘેર પાછા આવવાના વખતે પણ જેના ઘરમાં સંધ્યાદીપ પ્રગટાવાયો નથી, એના જેવી દયાજનક દશા બીજા કોઈની નથી.

હીરાદાએ પોતાના યૌવનના સિમાડે પહોંચ્યા પછી, એક દિવસે સવારે જાગીને જોયું તો તેનો પ્રેમી રાતોરાત એના તમામ દાગીના અને રૂપિયા લઈને નાસી ગયો હતો; પરંતુ ભાડું પણ પાછળ રાખી ગયો નહોતો, ત્રણ વરસના છોકરાને દૂધ લાવીને પીવડાવે એટલું પણ મૂકી ગયો નહોતો! વિચાર કરતાં તેને લાગ્યું કે મારા જીવનનાં આડત્રીસ વરસ મેં પૂરાં કર્યાં, પણ આ આડત્રીસ વરસમાં હું એક માણસને યે મારો કરીને રાખી શકી નહિ, એટલે ઘરના નાનકડા ખૂણામાં જીવવા મરવાનો અધિકાર પણ મને મળ્યો નહિ; હવે તેને યાદ આવ્યું કે આજે ફરી આંખનાં આંસુ લૂછીને આંખોમાં અંજન

આંજવાં પડશે, હોઠ અને ગાલ પર લાલ રંગ કરવો પડશે, જીર્ણ યૌવનને અનેક છળકપટથી ઢાંકીને, હસતે મોઢે, અથાક ધૈર્ય ધારણ કરી, કોઇ નવીન હૃદયનું હરણ કરવા નવો માયાપાશ ફેલાવવો પડશે!

આવા વિચારો આવતાં તે ઘરનાં બારણાં બંધ કરી ભોંય પર આળોટી, વારંવાર પથ્થરની ભોંય ઉપર માથું પછાડવા લાગી.

આખો દિવસ તે ખાધાપીધા વગર મુમુર્ષુની પેઠે પડી રહી!

સાંજ થવા આવી. દીવા વગરના ઘરના ખૂણામાં અંધારું ગાઢ થતું ગયું. એવામાં નસીબજોગે કોઈ જૂનો પ્રેમી આવીને 'ખીરો! ખીરો!' કરીને બારણાં પર ટકોરા મારવા લાગ્યો.

ક્ષીરોદા એકદમ બારણું ઉઘાડી, હાથમાં ઝાડુ લઇને વાઘણની પેઠે દોડી આવી. રસપિપાસુ જુવાનડો ઘડી પણ થોભ્યા વગર ઊભી પૂંછડીએ ભાગી ગયો.

છોકરો ભૂખની બળતરાથી રડી રડીને ખાટલાની નીચે ઊંઘી ગયો હતો. આ ધમાધમમાં તે જાગી ગયો, અને અંધારામાં બીકથી તૂટતા અવાજે 'મા! મા!' કરીને રોવા લાગ્યો.

પછી, એ રોતા છોકરાને જોસથી છાતીએ ભીડી, ક્ષીરોદા વીજળી વેગે દોડતી પાસેના કૂવામાં જઇને પડી.

અવાજ સાંભળી પડોશીઓ હાથમાં દીવા લઇને દોડ્યા, ને કૂવાની આગળ ભેગા થઇ ગયા. ક્ષીરોદા અને છોકરાને તરત જ બહાર કાઢવામાં આવ્યાં.

ક્ષીરોદા તે વખતે બેભાન હતી, અને છોકરો મરી ગયો હતો.

ક્ષીરોદાને દવાખાનામાં લઈ જવામાં આવી. ત્યાં તે સાજી થઇ! ખૂનના અપરાધનું મેજીસ્ટ્રેટે તહોમતનામું ઘડી કાઢી સેશન કોર્ટમાં મોકલ્યું.

: ૨ :

જજ મોહિતમોહન દત્ત સ્ટેચ્યુટરી સિવિલિયન હતા. તેમના કડક ઈન્સાફમાં ક્ષીરોદાને ફાંસીની સજા થઈ. એ અભાગણીની દશાનો વિચાર કરી વકીલોએ તેને બચાવવાના ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ જરાયે ફાવ્યા નહિ. જજને તે લેશમાત્ર દયાપાત્ર લાગી નહિ.

ન લાગવાનું કારણ હતું. એક તરફ તેઓ હિંદુ મહિલાઓને દેવી કહેતા હતા, અને બીજી તરફ સ્ત્રી જાતિ ઉપર તેમને ખરા દિલનો અવિશ્વાસ હતો! એમનો મત એવો હતો કે સ્ત્રીઓ કુલનું બંધન તોડવાને માટે ટાંપીને બેઠી છે; જરાક જો અંકુશ ઢીલો થાય તો સમાજમાં કુલવતી સ્ત્રી એકે જોવા જ ન જડે!

એમની આવી માન્યતાનું પણ કારણ હતું.

એ કારણ જાણવા માટે મોહિતના યૌવનનો ઈતિહાસ કંઈક જોવો પડશે.

મોહિત જ્યારે કૉલેજમાં બીજા વરસમાં ભણતો હતો, ત્યારે આકાર અને આચારમાં એ સંપૂર્ણ સ્વતંત્ર પ્રકારનો માણસ હતો.

આજે મોહિતના માથામાં ટાલ છે, ને પાછળ ચોટલી છે; મુંડિત મુખ ઉપર દરરોજ સવારે ધારદાર અસ્તરાની ધારે દાઢી—મૂછનું મુંડન થાય છે; પરંતુ તે વખતે તેઓ સોનાનાં ચસ્માં પહેરતા, દાઢી મૂછો રાખતા, અને સાહેબી ઢબે વાળ હોળતા-ઓગણીસમી સદીના કાર્તિક જેવા લાગતા. વસ્ત્રાભૂષણમાં ખૂબ ધ્યાન હતું. મદ્યમાંસ તરફ અરુચિ નહોતી, અને એવા બીજા પણ એક બે ગુણ હતા.

એની નજીકના એક ઘરમાં ગૃહસ્થ રહેતો હતો. તેને હેમશશી નામે એક વિધવા દીકરી હતી. ઉંમરમાં એ મોટી નહોતી—ચૌદ કે પંદર હશે.

સમુદ્ર પરથી વનરાજીવાળી નીલ તટભૂમિ જેમ રમણીય સ્વપ્ન સમી, ચિત્ર ભાસે છે, તેમ કિનારે ઊતર્યા પછી તે લાગતી નથી. વૈધવ્યના અંતરાયને લીધે હેમશશી સંસારથી દૂર ફેંકાઈ ગઈ હતી— એ દૂરતાને લીધે, એ વિયોગને લીધે, સંસાર એને પરમ રહસ્યમય પ્રમોદવનના જેવો લાગતો હતો. તેને ખબર નહોતી કે આ જગત યંત્રનો સાંચો બહુ જટિલ છે, લોઢાના કરતાં યે કઠણ છે, અને સુખ-દુઃખ, સંપદવિપદ, સંશય, સંકટ, નિરાશા અને પરિતાપથી ભરેલો છે.

હેમશશી સમજતી કે સંસારયાત્રા ખળખળ વહેતી નિર્ઝરિણીના સ્વચ્છ પ્રવાહ જેવી સહજ છે, સામે દેખાતી સૃષ્ટિના તમામ માર્ગો વિશાળ ને સરળ છે, સુખ માત્ર મારી બારીની બહાર છે, અને તૃપ્તિહીન આકાંક્ષા કેવળ મારા છાતીના પિંજરામાં ધમકતા તપતા કોમળ હૃદયમાં જ છે.

તે વખતે હેમશશીના અંતરાકાશના દૂર દિગંતમાંથી એક યૌવનવાયુએ વાઈને, વિશ્વસંસારને વિચિત્ર વાસંતી શોભા વડે વિભૂષિત કરી દીધો હતો, સમસ્ત નીલ આકાશ તેના જ હૃદય હિલ્લોલથી પૂર્ણ થઈ ગયું હતું, અને પૃથ્વી જાણે પોતાના સુગંધમય મર્મકોષની

ચારે તરફ, રક્તકમળની કોમળ પાંખડીઓની પેઠે વિકસિત થઈ ગઈ હતી.

ઘરમાં માબાપ અને બે નાના ભાઈઓ સિવાય બીજું કોઈ નહોતું. બન્ને ભાઈઓ વહેલા વહેલા જમી કરીને નિશાળે જતા, અને નિશાળેથી આવીને, વાળુ કરી, ફરી સાંજે રાત્રિશાળામાં ભણવા જતા. બાપને સાધારણ પગાર મળતો, ઘરમાં માસ્તર રાખવાનું એનું ગજું નહોતું.

કામમાંથી નવરી થતાં હેમ પોતાના એકાંત ઓરડાની બારીમાં આવીને બેસતી, અને એકીટશે રસ્તા પર જતા આવતા માણસોને જોતી. ફેરીવાળાઓ કરુણ સ્વરે બૂમ પાડતા જતા તે તે સાંભળતી, અને માનતી કે જતા આવતા લોકો સુખી છે, ભિક્ષુઓ સ્વતંત્ર છે, અને ફેરીવાળાઓ કંઈ પોતાની આજીવિકા માટે આટલી કઠોર દોડાદોડી નથી કરતા, પરંતુ આ દુનિયાની સુખમય રંગભૂમિમાં તેઓ કેવળ અભિનય કરે છે!

અને સવારે, બપોરે ને સાંજે, ઠાઠમાઠથી બની ઠનીને, ગર્વમાં અદ્ધર ડોકે છાતી કાઢીને ચાલતા મોહિતમોહનને પણ તે જોતી. એ માણસ એને અતિ ભાગ્યશાળી પુરુષશ્રેષ્ઠ મહેન્દ્ર જેવો લાગતો. એને થતું કે આ ઊંચું માથું રાખીને ચાલતા ફક્કડ રૂપાળા જુવાનને કશાની ખોટ નથી, અને એને કશું ન આપી શકાય એવું નથી.

નાનકડી બાલિકા જેની રીતે પૂતળાને જીવતો માણસ સમજી તેની સાથે ખેલ્યા કરે, તેવી રીતે વિધવા હેમશશી મોહિતને મનમાં મનમાં, એકેએક મહિમાથી મંડિત કરીને, દેવ બનાવીને, એની સાથે ખેલતી.

કોઈ કોઈ વખત રાતે એ મોહિતના ઓરડાને પ્રકાશથી ઝળહળતો, અને નર્તકીઓના નુપૂરની ઘુઘરીઓ અને સ્રીકંઠના સંગીત ધ્વનિથી મુખરિત બની જતો જોતી તે વખતે ભીંત પર પડતા ચંચળ પડછાયા-ઓની સામે ટગર ટગર જોતી, મટકું પણ માર્યા વગર, તૃષ્ણાભરી આંખે તે આખી રાત બેઠાં બેઠાં જ પૂરી કરતી. તે વખતે તેનું વ્યથિત પીડિત હૃદય, પાંજરામાં પુરાયેલા પંખીની પેઠે, છાતીના પિંજરા ઉપર પ્રચંડ આવેગથી આઘાત કરવા લાગતું.

તે શું પોતાના કૃત્રિમ દેવતાને તેની વિશ્વાસિતા માટે મનમાં મનમાં ઠપકો આપતી ? નિંદા કરતી ? ના. અગ્નિ જેવી રીતે પતંગને નક્ષત્રલોકનું પ્રલોભન દેખાડીને આકર્ષે છે તેવી રીતે મોહિતનો એ પ્રકાશથી ઝળહળતો, ગીતવાદ્યથી મુખરિત, પ્રમોદમદિરાથી છલકતો ઓરડો હેમશશીને સ્વર્ગનું દર્શન કરાવીને ખેંચતો હતો. તે મધરાતે એકલી જાગતી બેસીને, સામેની બારીનાં એ પ્રકાશ, છાયા, અને સંગીત વડે તથા પોતાના મનની આશાઓ, આકાંક્ષાઓ અને કલ્પનાઓ વડે એક માયારાજ્ય ઊભું કરતી; પછી પોતાની માનસ પૂતળીને એ માયાપુરીની વચમાં બેસાડીને, વિસ્મિત, વિમુગ્ધ નયને એને જોઈ રહેતી, અને પોતાનું જીવન યૌવન, સુખદુ:ખ, આલોક, પરલોક, બધાયને વાસનાના અંગારામાં ધૂપની પેઠે બાળીને, એ નિર્જન એકાંત મંદિરમાં એ એની પૂજા કરતી.

એને ખબર નહોતી કે એની સામે આવેલા એ મહાલયની બારીમાં, એ ઊછળતા પ્રમોદપ્રવાહની અંદર, એક પ્રચંડ ક્લાન્તિ, ગ્લાનિ, પંકિલતા, બીભત્સ ક્ષુધા, અને પ્રાણનો નાશ કરનારો દાહ છે. એ નિદ્રાહીન નિશાચર પ્રકાશની અંદર પ્રલય ખેલ ખેલતું નિર્દય નિષ્ઠુર કુટિલ હાસ્ય દૂરથી દેખાતું નહિ.

હેમ પોતાની નિર્જન બારીમાં બેઠી બેઠી પોતાના આ

માયા –સ્વર્ગ અને કલ્પિત દેવતાના ચિંતનમાં જ આખી જીંદગી સ્વપ્નાવેશમાં પૂરી કરી દેત, પરંતુ કમનસીબે દેવતાએ કૃપાદ્રષ્ટિ કરી અને સ્વર્ગ નજીક આવવા માંડયું. સ્વર્ગે જ્યારે એકદમ આવીને ધરતીને સ્પર્શ કર્યો, ત્યારે સ્વર્ગ પણ ભાંગી ગયું, અને જે વ્યક્તિએ આજ લગી એકલાં બેઠાં બેઠાં સ્વર્ગ ઘડયું હતું તે પણ ભાંગીને જમીનદોસ્ત થઇ ગઈ.

આ બારીમાં બેસનારી મુગ્ધ બાલિકા તરફ મોહિતની લોલુપ નજર ક્યારે પડી, ક્યારે તેણે 'વિનોદચંદ્ર'નું ખોટું નામ ધારણ કરી તેને ઉપરાઉપરી કાગળો લખવા માંડયાં, અને છેવટે ક્યારે તેને એક વ્યાકરણની ભૂલોવાળો પણ હૃદયના પૂરા આવેગથી ધબકતો, ઉત્કંઠા ભર્યો જવાબ મળ્યો,—અને પછી થોડા દિવસ આઘાત પ્રત્યાઘાત, ઉલ્લાસ-સંકોચ, શરમ, સંદેહ, અને આશામાં કેવાં વાવાઝોડાં વહી ગયાં,—તે પછી પ્રણયસુખની ઉન્મત્તતામાં વિધવાની આંખે આખી સૃષ્ટિ કેવી રીતે ચકરચકર ફરવા લાગી, અને એમ ફરતાં ફરતાં ફરવાના વેગમાં આખી સૃષ્ટિ ખોટી છાયાની પેઠે કેવી રીતે અદ્રશ્ય થઇ ધઇ,—અને છેવટે ક્યારે એક દિવસ અકસ્માત એ ફરતા સંસાર ચકરાવામાંથી વેગથી છૂટી પડીને, વિધવા દૂર દૂર ફેંકાઇને પડી, એ બધી વાત વિસ્તારથી કહેવાની હું જરૂર જોતો નથી.

એક મધરાતે પિતા, માતા, ભાઈ અને ઘરનો ત્યાગ કરીને હેમશશી 'વિનોદચંદ્ર'નું ખોટું નામ ધારણ કરી રહેલા મોહિતની સાથે એક ગાડીમાં ચડી બેઠી. એની દેવ પ્રતિમા જ્યારે એની પાસે આવીને આડાઅડ બેઠી ત્યારે એને ખબર પડી કે એ તો પૂતળું છે, માટી છે, ખડ છે. લજ્જા અને ધિક્કારથી તેને ધરતીમાં સમાઈ જવાનું મન થયું.

છેવટે જ્યારે ગાડી ઊપડી, ત્યારે તે રડીને મોહિતના પગમાં પડી, બોલી: 'ઓ રે, તમને પગે પડું, મને મારે ઘેર મૂકી આવો!'

મોહિતે ગભરાઈને તેનું મોં ઢાંકી દીધું—ગાડી વેગથી ચાલવા માંડી.

પાણીમાં ડૂબતા અને મરણની પળે પહોંચેલા માણસને જેમ ઘડીકમાં જીવનની તમામ ઘટનાઓ યાદ આવી જાય, તેની રીતે એ બંધ બારણાંવાળી ગાડીના ગાઢ અંધારામાં હેમશશીને યાદ આવવા માંડ્યું—હરરોજ જમતી વખતે એના બાપા એને સામે બેસાડ્યા વગર ખાવા બેસતા નહિ; તેનો સૌથી નાનો ભાઈ નિશાળેથી આવતાં દિદિના હાથના કોળિયા ખાવા માગતો; સવારે તે તેની સાથે પાન બનાવવા બેસતી, અને બપોરે મા તેના વાળ બાંધી આપતી. ઘરનો એકેએક ઝીણામાં ઝીણો ખૂણો અને દિવસભરનું એકેએક ઝીણામાં ઝીણું કામ હવે તેના મનમાં ઝળહળી ઊઠવા લાગ્યું. હવે તેને લાગ્યું કે મારું એ એકાન્ત જીવન અને મારો એ ક્ષુદ્ર સંસાર એ જ ખરું સ્વર્ગ હતું. એ પાન બનાવવાનું, વાળ હોળવાનું, પિતાને જમતી વખતે પંખો નાખવાનું, રજાને દિવસે બપોરે તેઓ સૂતા હોય ત્યારે તેમના પાકા વાળ ચૂંટી આપવાનું, ભાઈઓનો જુલમ સહન કરવાનું-આ બધું હવે તેને પરમ શાંતિભર્યાં દુર્લભ સુખ સમું લાગવા માંડ્યું —હવે તેને લાગ્યું કે આ બધું હોય તો સંસારમાં બીજા કોઈ સુખની જરૂર નથી!'

તેને થયું કે આખી દુનિયામાં ઘરે ઘરે કુળકન્યાઓ અત્યારે ગાઢ ઊંઘમાં પડેલી હશે. અરે! પોતાના ઘરમાં, પોતાની પથારીમાં, શાંત રાત્રિની નિશ્ચિંત નિદ્રામાં કેટલું સુખ છે તેની આ પહેલાં મને કેમ ખબર પડી નહિ! ઘરની સ્ત્રીઓ કાલે સવારે ઘરમાં જાગશે, અને નિઃસંકોચે પોતાનું નિત્યકર્મ કરવા લાગશે; પણ ઘરમાંથી ભાગેલી આ હેમશશીની નિદ્રાહીન રાત ક્યાં પૂરી થશે ને એનું સવાર ક્યાં પડશે! અને એ આનંદહીણી સવારે મારા પેલા નાનકડા ઘરમાં સવારનો ચિરપરિચિત શાંતિમય હાસ્યમય તડકો આવીને પડશે ત્યારે

ત્યાં એકદમ કેવી લજ્જા ફેલાઈ જશે, કેવી લાંછના ને કેવો હાહાકાર વ્યાપી જશે!

હેમ છાતીફાટ રૂદન કરવા લાગી. અતિ કરૂણ સ્વરે તે કરગરવા લાગીઃ 'હજી રાત છે! હજી મારી મા અને મારા બે ભાઈ જાગ્યા નથી; હજી મને પાછી મૂકી આવો!'

પરંતુ એનો દેવતા કશું સાંભળતો નહોતો. એક બીજા વર્ગની ગાડીમાં બેસાડીને તે તેને, ઘણા દિવસના ધારેલા સ્વર્ગલોક ભણી લઇ ચાલ્યો.

આ પછી થોડા વખતમાં જ દેવતા અને સ્વર્ગ ફરી પાછા એક બીજા વર્ગના જીર્ણ રથમાં ચડીને બીજી તરફ ઊપડી ગયા—રમણી ગળાબૂડ કાદવમાં ડૂબેલી જ રહી.

: ૩ :

મોહિતમોહનના પાછલા ઇતિહાસમાંથી અહીં માત્ર આ એક જ ઘટનાનો ઉલ્લેખ કર્યો છે. વાર્તા ' એક તરફી ' બની જાય એ બીકે બીજી ઘટનાઓ નથી લખતો.

અત્યારે એ બધી જૂની વાતો ઉખેડવાની કંઈ જરૂર પણ નથી. આજે એ વિનોદચંદ્ર નામ યાદ રાખી રહ્યું હોય એવું કોઈ આ ધરતી પર હયાત હશે કે કેમ તે પણ સંદેહ છે.

હવે મોહિત શુદ્ધાચારી બન્યો છે, તે આહ્નિક તર્પણ વગેરે કરે છે; અને આખો દિવસ શાસ્ત્રચર્ચા કરે છે, પોતાના નાના નાના છોકરાઓને પણ તે યોગાભ્યાસ કરાવે છે, અને ઘરની સ્ત્રીઓની, સૂર્ય ચંદ્ર અને વાયુ પણ ન પ્રવેશી શકે એવા અંતઃપુરમાં કડક દેખરેખ રાખીને રક્ષા કરે છે.

પરંતુ એક વખતે તે પોતે એક કરતાં વધારે સ્ત્રીઓનો ગુનેગાર બન્યો હતો, તેથી આજે સ્ત્રીઓના તમામ સામાજિક ગુનાઓની તે સખતમાં સખત સજા ફટકારે છે.

ક્ષીરોદાને ફાંસીની સજાનો હુકમ થયો, તે પછી એક બે દિવસ કેડે, ભોજન વિલાસી મોહિત જેલના બગીચામાંથી મનપસંદ શાકતરકારી વીણવા ગયો હતો. તે વખતે, ક્ષીરોદા પોતાના પતિત જીવનના ભયંકર અપરાધોને યાદ કરી પસ્તાવો કરે છે કે નહિ તે જાણવાનું તેને કુતૂહલ થયું.

મોહિતે સ્ત્રીઓના વોર્ડમાં પ્રવેશ કર્યો.

દૂરથી તેને કોઈ કજીયાનો અવાજ સંભળાતો હતો. જઈને જોયું તો ક્ષીરોદા પહેરેગીરની સાથે બાઝતી હતી.

મોહિત મનમાં મનમાં હસ્યો. તેને થયું કે સ્ત્રીઓનો સ્વભાવ જ આવો છે! મોત પાસે આવ્યું છે તો યે એ ઝગડો છોડતી નથી! મરી ગયા પછી જમને ઘેર પણ એ જમના દૂતની સાથે બાઝ્યા વિના નહિ રહે.

મોહિતને થયું કે એને જરા ઠપકો અને ઉપદેશ આપીને હવે એનો દિલમાં પસ્તાવો પેદા કરવો જોઈએ. આ શુભ ઉદ્દેશથી તે ક્ષીરોદાની પાસે ગયો, એટલામાં તો ક્ષીરોદા કરુણ સ્વરે હાથ જોડીને બોલી ઊઠી: 'ઓ જજ બાબુ! આપને પગે પડું! આને કહો કે મારી વીંટી પાછી આપે!'

પૂછતાં ખબર પડી કે ક્ષીરોદાના માથાના વાળમાં એક વીંટી સંતાડેલી હતી—દૈવયોગે એ પહેરેગીરની નજરે પડી જવાથી તેણે એ ખેંચી લીધી હતી.

મોહિત ફરી મનમાં મનમાં હસ્યો. એને થયું: વાહ! કાલે તો ફાંસીના લાકડે ચડવાની છે તો યે વીંટીનો મોહ છૂટતો નથી; ઘરેણું જ સ્ત્રીઓનું સર્વસ્વ છે!

પછી તેણે પહેરેગીરને કહ્યું: 'જોઉં, વીંટી કેવી છે?'

પહેરેગીરે તેના હાથમાં વીંટી મૂકી.

જાણે હાથમાં જલતો અંગારો પડયો હોય તેમ તે ચળકી પડયો. વીંટીમાં એક તરફ હાથ દાંતની અંદર તૈલ રંગે ચીતરેલી, એક દાઢી મૂછવાળા જુવાનની ખૂબ બારીક છબી બેસાડેલી હતી, અને બીજી તરફ સોનામાં નામ કોતરેલું હતું: 'વિનોદચંદ્ર'!

હવે મોહિતે વીંટી પરથી મોં ઊંચું કરી, એકવાર ક્ષીરોદાના મોં સામે ધારીને જોયું. તેને ચોવીસ વરસ પહેલાંનું એક અશ્રુભીનું પ્રતિકોમળ લજ્જાળુ મુખ યાદ આવ્યું. એ મોંની સાથે આ મળતું આવતું હતું!

મોહિતે ફરી પાછું વીંટી સામું જોયું; હવે જ્યારે વીંટી પરથી તેણે ધીરે ધીરે મોં ઊંચું કર્યું ત્યારે તેની સામે ઊભેલી એ કલંકિની પતિતા રમણી, તેને એક નાનકડી સોનાની વીંટીના ઉજ્જવળ પ્રકાશમાં, સુવર્ણમયી દેવી પ્રતિમા સમી દેખાઈ!

# સુભા

## : ૧ :

છોકરીનું નામ જ્યારે સુભાષિણી પાડવામાં આવ્યું, ત્યારે કોને ખબર હતી કે બોબડી નીકળશે? તેની બે મોટી બહેનોનાં નામ સુકેશિની અને સુહાસિની પાડવામાં આવ્યાં હતાં, તેથી બાપે, તે બેની સાથે મેળ મળે તેટલા માટે છોકરીનું નામ સુભાષિણી રાખ્યું હતું.

આજે બધા એને ટૂંકમાં સુભા કહે છે.

રિવાજ મુજબ શોધખોળ ચાલી, પૈસો ખરચ્યો અને મોટી બે છોકરીઓનાં લગન થઈ ગયાં. હવે નાની છોકરી માતાપિતાના હૃદય ઉપર મૂંગા ભારની પેઠે વિરાજી રહી.

જે બોલી શકતું નથી, તેને લાગણી થતી હશે એવું કોઈના મનમાં આવતું નથી. આથી એના દેખતાં જ બધાં ચિંતા કરતા

કે આનું શું થશે? નાનપણથી જ સુભા સમજી ગઈ હતી કે વિધાતાના શાપ રૂપે મારા બાપને ઘેર અવતરી છું આનું પરિણામ એ આવ્યું હતું કે સૌના નજરથી હમેશાં છૂપી રહેવાનો જ તે પ્રયાસ કરતી રહેતી, બધા મને ભૂલી જાય તો સારૂં એવું જ તેને થયા કરતું. પણ પીડા કોઈ કદી ભૂલી શકે છે ખરૂં?

એટલે માતાપિતાના મનમાં તે હમેશાં જાગૃત જ હતી.

વળી એની મા એને પોતાની જ કોઈ ભૂલ રૂપે ગણતી હતી. કારણું કે માતા છોકરા કરતાં છોકરીને પોતાના અંશરૂપે ગણે છે—છોકરીમાં કંઇ ખામી જુએ તો મા તેમાં પોતાને જ ખાસ શરમાવા જેવું ગણે છે. આથી ઊલટું, સુભાના પિતા વાણીકંઠ સુભાને પોતાની બીજી છોકરીઓ કરતાં જરા વધારે ચાહતા હતા, પરંતુ માતા તો તેને પોતાનું કલંક સમજીને તેના ઉપર ખૂબ જ ચીડાયેલી રહેતી.

સુભાને જીભ નહોતી, પણ તેને વિશાળ પાંપણોવાળી મોટી મોટી કાળી ભમર આંખો હતી,—અને તેના હોઠ લાગણીના આભાસમાં પણ કોમ કમળપત્રની પેઠે ફફડી ઊઠતા.

શબ્દોમાં આપણે જે ભાવ પ્રગટ કરીએ છીએ તે ઘણુંખરું તો આપણે જાતે પ્રયાસ કરીને ઊભો કરીએ છીએ. તરજૂમો કરતા હોઇએ એવું એ છે. બધી જ વખતે ભાવ બરાબર પ્રગટ થાય છે એવું પણ કંઇ નથી, અશક્તિને લીધે ઘણીવાર ભૂલો પણ થાય છે.

પરંતુ કાળી આંખોને કંઇ તરજૂમો કરવો પડતો નથી. મન પોતે જ આપોઆપ તેની ઉપર છાયા ઢોળે છે, ભાવ પોતે જ કોઈ વખત એ આંખો ઉપર પ્રસરી રહે છે, તો કોઈ વખત ભકભક સળગી ઊઠે છે, તો કોઈ વખતે ઝાંખો ઝાંખો થઇને હોલવાતો હોય છે, તો

કોઈ વખત આથમતા ચંદ્રની પેઠે તાકીને જોઈ રહે છે, તો કોઈ વખત ઝબકારા કરતી વીજળીની પેઠે દશે દિશાઓને ચમકાવે છે.

સુખના ભાવ સિવાય જેની પાસે જન્મથી બીજી કોઈ ભાષા નથી, તેની આંખોની ભાષા અત્યંત ઉદાર અને અતાગ ગંભીર હોય છે. જાણે સ્વચ્છ આકાશ જોઈ લ્યો !—ઉદય–અસ્ત અને છાયા ઉજાસની રંગભૂમિ સમજી લ્યો !

એવા કાવ્યહીન મનુષ્યની અંદર વિરાટ પ્રકૃતિની પેઠે કોઈ વિરલ મહત્તા હોય છે. આથી જ સાધારણ છોકરા છોકરીઓ સુભાથી કંઈક ડરતાં રહેતાં, એની સાથે રમતાં નહિ.

નિર્જન મધ્યાહ્નના જેવી એ શબ્દહીન અને સંગીહીન હતી.

: ૨ :

ગામનું નામ હતું ચંડીપુર. નદી બહુ નાની છે—ગૃહસ્થ ઘરની છોકરી જેવી. એનો હાથ બહુ લાંબો પહોંચતો નહોતો. એ દુબળી હતી, પણ આળસુ નહોતી—પોતાના કુલકિનારાનું રક્ષણ કરીને એ પોતાનું કામ કર્યે જતી હતી. બંને કિનારે વસેલાં ગામોનાં એકેએક માનવીની સાથે તેને કંઈ ને કંઈ સંબંધ હતો, બંને કિનારે ગામો હતાં, અને ઝાડોની છાયાવાળી ઊંચી તટભૂમિ હતી, એની નીચેથી ઝાડલક્ષ્મી સમી સ્રોતસ્વિની પોતાના મનની મસ્તીમાં ભાન ભૂલી, ઝડપથી, પ્રફુલ્લ હૃદયે પોતાનાં અગણિત કલ્યાણ કર્મો કરતી ચાલી જતી હતી.

વાણીકંઠનું ઘર બરાબર નદીને કિનારે હતું, એનું ઘર, ઘરની વાડ, ક્યારા, કોઢ, ખાણિયા, ઘાસની ગંજી, આમલીની નીચેનો ઓટલો, કેરી ફણસ અને કેળાંની વાડી વગેરે બધું જતા આવતા તમામ નૌકા-પ્રવાસીઓનું ધ્યાન ખેંચતું. આ ગૃહસ્થ ઘરની રોશનીમાં બોબડી છોકરી કોઈની નજરે પડતી કે નહિ તેની મને ખબર નથી, પરંતુ કામકાજમાંથી નવરી થતાં જ એ નદીકિનારે આવીને બેસતી,

કોઇ વખત આથમતા ચંદ્રની પેઠે તાકીને જોઇ રહે છે, તો કોઇ વખત ઝબકારા કરતી વીજળીની પેઠે દશે દિશાઓને ચમકાવે છે.

મુખના ભાવ સિવાય જેની પાસે જન્મથી બીજી કોઈ ભાષા નથી, તેની આંખોની ભાષા અત્યંત ઉદાર અને અતાગ ગંભીર હોય છે. જાણે સ્વચ્છ આકાશ જોઈ લ્યો !—ઉદય-અસ્ત અને છાયા ઉજાસની રંગભૂમિ સમજી લ્યો !

એવા કાવ્યહીન મનુષ્યની અંદર વિરાટ પ્રકૃતિની પેઠે કોઇ વિરલ મહત્તા હોય છે. આથી જ સાધારણ છોકરા છોકરીઓ સુભાષી કંઇક ડરતાં રહેતાં, એની સાથે રમતાં નહિ.

નિર્જન મધ્યાહ્નના જેવી એ શબ્દહીન અને સંગીહીન હતી.

સુભા કોઢમાં પેંસીને બન્ને બાહુ વડે સર્વશીની ડોક બાઝી પડતી, અને તેના કાન પાસે પોતાના ગાલ ઘસતી, અને પાંગુલી સ્નેહભરી નજરે તેની સામે જોઈ તેનું શરીર ચાટતી.

સુભા દિવસમાં ત્રણ વખત નિયમિત કોઢમાં જતી, તે સિવાય અનિયમિત જવાનું પણ ઘણીવાર બનતું. ઘરમાં જ્યારે કંઈ કડવાં વેણ સાંભળતી, ત્યારે એ પોતાની આ બે મૂગી સહિયરો પાસે દોડી આવતી—તે વખતે સુભાની સહિષ્ણુતાથી ભરેલી વિષાદમયી શાંત દૃષ્ટિ જોઈને, ગાયો કોઈ આંધળી અનુમાન શક્તિ દ્વારા તેની મર્મ-વેદના સમજી જતી, અને ધીરે ધીરે સુભાના શરીર સાથે ઘસાઈને તેના બાહુમાં શિગડાં ઘસી, તેને મૂગી વ્યાકુળતાપૂર્વક દિલાસો આપવાનો પ્રયત્ન કરતી.

આ સિવાય એક બકરીનું બચ્ચું અને એક બિલાડીનું બચ્ચું પણ હતું: એમની સાથે સુભાને એવો સમાન મૈત્રીભાવ નહોતો, તો પણ તેને તેમની સારી સહાનુભૂતિ મળેલી હતી. બિલાડીનું બચ્ચું રાતે દિવસે ફાવે ત્યારે સુભાના કુંફાળા ખોળામાં આવી ભરાતું ને ઊંઘવાની કોશિશ કરતું, અને સુભા તેની ડોક ને પીઠ પર પોતાની કોમળ આંગળીઓ ફેરવે તો તેને ઊંઘવાનું બહુ સહેલું લાગે છે એવો ભાવ પણ તે મોં પર પ્રગટ કરતું.

એની ભાષાની ખોટ જાણે પ્રકૃતિ પૂરી કરતી હોય એવું લાગતું હતું. જાણે પ્રકૃતિ એની વતી બોલતી હતી. નદીનો કલકલ અવાજ, લોકોનો કોલાહલ, હોડીવાળાનું ગાન, પંખીઓનો કલરવ, ઝાડનો મર્મર અવાજ, આ બધું ચારે દિશાઓની ચંચળતાની સાથે એક થઈને, સમુદ્રનાં મોજાંની પેઠે, સુભાના સદાના શાંત હૃદય કિનારે આવીને અથડાતું હતું. પ્રકૃતિનો આ વિવિધ અવાજ અને પ્રકૃતિની આ વિચિત્ર ગતિ—એ પણ બોબડાની ભાષા છે તો! મોટી મોટી આંખોવાળી સુભાની જ વિશ્વવ્યાપી આકૃતિ છે. કંસારી તમરાંના અવાજથી પૂર્ણ તટભૂમિથી માંડીને શબ્દાતીત નક્ષત્રલોક સુધીનું બધું કેવળ ઈંગિત છે, ભંગી છે, સંગીત છે, રૂદન છે, અને દીર્ઘ નિઃશ્વાસ છે.

અને, બપોરે જ્યારે માછીઓ–હોડીવાળાઓ ઘેર ખાવા જતા. ગૃહસ્થો ઘરમાં ઊંઘી જતા, પંખીઓ જંપી જતાં, હોડીઓ બંધ થઈ જતી, આખી સૃષ્ટિ બધાં કામકાજ બાજુએ મૂકી, એકદમ થંભી જઈ, ભયાનક રૂપ ધારણ કરતી, ત્યારે ભીષણ મહાકાશની નીચે કેવળ એક મૂગી પ્રકૃતિ અને બીજી આ મૂગી છોકરી સામસામાં ચુપચુપ બેસી રહેતાં—એક જણ અતિ વિસ્તીર્ણ તડકામાં અને બીજું ક્ષુદ્ર ઝાડની છાયામાં.

સુભાને કોઈ અંતરંગ મિત્રો નહોતાં એમ નહિ. સર્વશી અને પાંગુલી નામની કોઢમાં બે ગાયો હતી. આ નામો એ ગાયોએ આ છોકરીના મોઢે કદી સાંભળ્યા નહોતાં, પરંતુ એ છોકરીનો પગરવ તેઓ ઓળખી જતી હતી. એ પગરવને પોતાને નીરવ કરુણ અવાજ હતો; એ અવાજનો મર્મ એ ગાયો ભાષાના કરતાં યે વધારે સારી રીતે અને સહેલાઈથી સમજી જતી; સુભા ક્યારે ગેલ કરે છે, ક્યારે ઠપકો દે છે, ને ક્યારે કરગરે છે તેની એ ગાયોને માણસોના કરતાં યે વધારે સારી રીતે ખબર પડતી હતી.

આનંદ વિનોદમાં જ્યારે પણ કોઈ માણસની ખોટ પડે ત્યારે તેઓ હાથે ચડેલા જ હોય છે.

પ્રતાપનો ખાસ શોખ હતો માછલાં પકડવાનો. આથી જોઈએ તેટલો વખત સહેલાઈથી કાપી શકાય છે. બપોર પછી ઘણી વખત પ્રતાપ નદી કાંઠે આ કામમાં મશગૂલ દેખાતો. અને એવી રીતે જ ઘણી વખત સુભાને તેનો મેળાપ થતો. ગમે તે કામમાં હોય, પણ કોઈ સોબતી હોય તો પ્રતાપને સારું લાગતું. માછલાં પકડતી વખતે તો આવો મૂગો સોબતી હોય એ જ સૌથી સારું—એટલે પ્રતાપ સુભાની મર્યાદા સમજતો હતો. આથી, બધા સુભાને સુભા કહેતા, પણ પ્રતાપ તેને જરા વધારે સ્નેહથી કેવળ 'સુ' કહીને બોલાવતો.

સુભા આમલીના ઝાડ હેઠળ બેસી રહેતી, અને પ્રતાપ થોડે દૂર બેઠો બેઠો પાણી તરફ જોઈ રહેતો. પ્રતાપને પાન ખાવાની ટેવ હતી, સુભા જાતે પાન બનાવીને એને માટે લાવતી. ઘણી વખત એ એની પાસે બેઠી બેઠી વિચાર કરતી કે પ્રતાપને હું કંઈ ખાસ મદદ કરું, કોઈ રીતે એનું કંઈ કામ કરું, કોઈ રીતે એની હું ખાતરી કરાવું કે આ દુનિયામાં હું પણ ઓછી ઉપયોગી નથી!

પરંતુ કશું કામ હોય તો ને?

પછી તે વિધાતાને મનમાં મનમાં અલૌકિક શક્તિ માટે પ્રાર્થના કરતી; મંત્રબળે એકદમ એવો ચમત્કાર કરી નાખવાનું તેને મન થતું કે પ્રતાપ એ જોઈને નવાઈ પામી જાય ને કહેઃ 'ઓહો! અમારી સુભીમાં આટલી તાકાત હશે એની અમને ખબર નહિ!'

સુભા વિચાર કરતી કે જો હું જલકુમારી હોત તો ધીરે ધીરે જળમાંથી નીકળી, એક સાપના માથાનો મણિ લાવીને ઘાટ પર મૂકી જાત; પછી પ્રતાપ એનું માછલાં પકડવાનું બંધ કરી એ મણિ

: ૩ :

ઊંચા પ્રકારના જીવોમાં સુબાને એક બીજો સાથીદાર મળી ગયો હતો. પરંતુ તેની સાથે સુબાને ચોક્કસ કઈ જાતનો સંબંધ હતો તે નક્કી કરવું કઠણ છે, કારણ કે તે ભાષાવાળો જીવ છે. એટલે બેની વચ્ચે કોઈ સમભાષા નહોતી.

એ ગોસાઈનો નાનો છોકરો હતો. એનું નામ પ્રતાપ બિલકુલ એદી હતો. એ કંઈ કામકાજ કરીને બે પૈસા કમાવાનો પ્રયત્ન કરે એવી એનાં બાપને હવે આશા નહોતી.

એદી માણસોને એક ફાયદો એ હોય છે કે ઘરનાં માણસો ભલે તેમની ઉપર ગુસ્સે થાય, પરંતુ બીજાં માણસોમાં તેઓ ઘણુંખરું પ્રીતિપાત્ર બની જાય છે. કારણ કે કોઈ પણ કાર્યમાં બંધાયેલા નહિ હોવાને લીધે, તેઓ જાહેર મિલકત બની જાય છે. શહેરમાં જેવી રીતે એકાદ જાહેર બગીચો હોવો જોઈએ તેવી રીતે ગામમાં કામકાજ વગરના બે ચાર જાહેર માણસો હોવાની ખાસ જરૂર છે. કામકાજમાં

સુશ્રાની ઉંમર વધતી જતી હતી, ધીમે ધીમે તે પોતે પોતાને ઓળખતી થઈ હતી. જાણે કોઇ પૂર્ણિમાએ, કોઈ સમુદ્રમાંથી, કોઈ ભરતીનું મોજું આવીને તેના અંતરાત્માને કોઇ નૂતન અનિવર્ચનીય ચેતનાશક્તિથી પરિપૂર્ણ કરી રહ્યું હતું.

ગંભીર પૂર્ણિમાની રાતે તેણે એક વખત ધીરે ધીરે શયનખંડનું બારણું ઉઘાડીને બીતાં બીતાં મોં બહાર કાઢી, બહાર નજર કરીને જોયું તો પૂર્ણિમા–પ્રકૃતિ પણ સુભાની પેઠે એકલી સુપ્ત જગતને માથે જાગતી બેઠી હતી, અને યૌવનના આનંદથી, વિષાદથી, અનંત નિર્જનતાની છેક છેલ્લી સીમા સુધી, અરે, એની યે પેલી પાર સુધી સળવળતી હતી, પણ કશું બોલી શકતી નહોતી.

આ નિસ્તબ્ધ વ્યાકુળ પ્રકૃતિને એક ખૂણે એક નિસ્તબ્ધ વ્યાકુળ બાલિકા એકલી ઊભી હતી.

આ તરફ છોકરીને મોટી થતી જોઈ માબાપ ચિંતામાં પડી

એને એકદમ પાણીમાં ડૂબકી મારત; અને પાતાળમાં જઈને દેખત કે રૂપાંના મહેલમાં સોનાના પલંગમાં—ઓહ! આ કોણ બેઠું છે? ઓહ! આ તો આપણા વાણીકંઠની પેલી બોબડી છોકરી સૂ—આપણી સૂ આ હીરામાણેકથી ઝગમગતી વિરાટ પાતાળપુરીની એકની એક રાજકન્યા છે.

તે વિચાર કરતી કે શું હું આવી ન બની શકત? જરૂર બની શકત, કશું જ અસંભવિત નથી, પરંતુ, ગમે તેમ, હું પાતાળના રાજવંશની એકની એક દીકરી થવાને બદલે વાણીકંઠના ઘરમાં જન્મી છું, અને ગોંસાઈના છોકરા પ્રતાપને કોઈ રીતે ચમકાવી શકતી નથી!

સુભાની ઉંમર વધતી જતી હતી, ધીમે ધીમે તે પોતે પોતાને ઓળખતી થઈ હતી. જાણે કોઈ પૂર્ણિમાએ, કોઈ સમુદ્રમાંથી, કોઈ ભરતીનું મોજું આવીને તેના અંતરાત્માને કોઈ નૂતન અનિર્વચનીય ચેતનાશક્તિથી પરિપૂર્ણ કરી રહ્યું હતું.

ગંભીર પૂર્ણિમાની રાતે તેણે એક વખત ધીરે ધીરે શયનખંડનું બારણું ઉઘાડીને બીતાં બીતાં મોં બહાર કાઢી, બહાર નજર કરીને જોયું તો પૂર્ણિમા–પ્રકૃતિ પણ સુભાની પેઠે એકલી સુપ્ત જગતને માથે જાગતી બેઠી હતી, અને યૌવનના આનંદથી, વિષાદથી, અનંત નિર્જનતાની છેક છેલ્લી સીમા સુધી, અરે, એની યે પેલી પાર સુધી સળવળતી હતી, પણ કશું બોલી શકતી નહોતી.

આ નિસ્તબ્ધ વ્યાકુળ પ્રકૃતિને એક ખૂણે એક નિસ્તબ્ધ વ્યાકુળ બાલિકા એકલી ઊભી હતી.

આ તરફ છોકરીને મોટી થતી જોઈ માબાપ ચિંતામાં પડી

ગયાં હતાં. લોકોએ પણ નિંદા કરવા માંડી હતી. એટલે સુધી કે નાતબહાર મૂકવાની વાતો પણ સંભળાતી હતી.

વાણીકંઠની આર્થિક દશા સારી હતી, બે ટંક ભરી થાળીએ ખાતો હતો, એટલે એના દુશ્મનો ઓછા હતા.

પતિપત્નીએ લાંબી મસલત ચલાવી.

થોડા દિવસ વાણી બહારગામ ગયો.

છેવટે વાણીએ પાછા આવીને કહ્યું: 'ચાલો, કલકત્તા જઈએ!'

પરદેશ જવાની તૈયારીઓ થવા માંડી, ધુમ્મસથી ઢંકાયેલા પ્રભાતની પેઠે સુભાનું આખું હૃદય આંસુનાં ધુમ્મસથી એકદમ ભરાઈ ગયું. કોઈ અજાણી આશંકાથી તે થોડા દિવસ થયાં મૂગા પ્રાણીની પેઠે તેનાં માબાપની પાછળ પાછળ ફરતી હતી; અને આંખો ફાડીને એમનાં મોં સામે જોઇ કંઇક સમજવાનો પ્રયત્ન કરતી હતી. પરંતુ એ લોકો એને સમજાવીને કશું કહેતા નહોતા.

એવામાં એક દિવસ બપોર પછી માછલાં પકડવા બેસતી વખતે પ્રતાપે હસીને કહ્યું: 'કેમ રે સુ, તારો વર જડી ગયો, હવે તું પરણવા જાય છે ખરું ને? જોજે. અમને ભૂલી ના જતી.'

આમ કહી ફરી તેણે કામમાં મન પરોવ્યું.

હૃદયમાં વીંધાયેલી હરણી શિકારીની સામે જોઈને મૂગી ભાષામાં કહે કે મેં તારું શું બગાડ્યું હતું? તેની રીતે સુભાએ પ્રતાપની સામે જોયું.

આજે સુભા ઝાડની નીચે બેસી રહી નહિ. વાણીકંઠ ઊંઘમાંથી ઊઠીને શયનખંડમાં હુક્કો ગગડાવતો હતો, સુભા તેના પગ આગળ બેસીને તેના મોં સામે જોઈ રોવા લાગી.

છેવટે દીકરીને દિલાસો આપવા જતાં વાણીકંઠના સૂકા ગાલ ઉપર થઈને આંસુ ટપકવા લાગ્યાં.

કાલે કલકત્તા જવાનું છે. સુભા કોઢમાં પોતાની બાલ્ય સખીઓની વિદાય લેવા ગઇ. તેણે તેમને પોતાને હાથે ખવડાવ્યું, તેમને ગળે વળગી બન્ને આંખોમાં બને તેટલી ભાષા ભરીને, એમની સામે જોયું એની આંખોમાંથી ટપ ટપ કરતું પાણી પડવા માંડ્યું.

તે દિવસે સુદ બારશની રાત હતી.

સુભા શયનખંડમાંથી બહાર નીકળી પોતાની ચિરપરિચિત નદીને કાંઠે ગઈ અને ઘાસમાં આળોટી પડી—જાણે મનુષ્યોની વિરાટ મૂગી માતા ધરતીને, બે બાહુથી વળગી તે કહેવા ઇચ્છતી હતી 'કે ઓ મા! તું મને ન છોડ! મા! મારી પેઠે તારા બાહુ લંબાવીને તું પણ મને વળગી પડ!'

સૌ કલકત્તા પહોંચી ગયાં. એક ઘરમાં રહેવા માંડ્યું.

એક દિવસ સુભાની માએ સુભાને ખૂબ શણગારી વાળ હોળીને સેનો જરીના દોરાથી અંબોડો બાંધ્યો. પછી દાગીના પહેરાવી તેના સ્વાભાવિક રૂપને બને તેટલું ગુમ કરી દીધું. સુભાની આંખોમાંથી આંસુ પડતાં હતાં, વખતે આંખો ફૂલી જાય ને ખરાબ દેખાય એ બીકે તેની માએ તેને ખૂબ ઠપકો આપ્યો, પરંતુ આંસુએ એનો ઠપકો માન્યો નહિ.

મિત્રને લઇને વર પોતે કન્યાને જોવા આવ્યો.

કન્યાનાં માબાપ ખૂબ ચિંતાતુર બની ગયાં, ભયભીત બની ગયાં, ગભરાઇ ગયાં; જાણે દેવતા પોતે પોતાના બલિદાનનું પશુ પસંદ કરવા આવ્યા હોય એવું એમને લાગ્યું. તેમણે નેપથ્યમાંથી ખૂબ

તર્જન, ગર્જન, અને બુમાટા કરીને સુભાનો અશ્રુપ્રવાહ બમણો વહેવડાવીને, પરીક્ષકની આગળ તેને ધકેલી.

લાંબી પરીક્ષા કર્યા પછી પરીક્ષકે કહ્યું: 'ઠીક છે.'

ખાસ કરીને છોકરીનું રૂદન જોઇને તેમને લાગ્યું કે એને હૃદય છે; વળી એણે હિસાબ કરી જોયો કે જે હૃદય આજે માબાપના વિયોગની બીકે આટલું દુઃખી થાય છે તે આજે, નહિ તો કાલે, મને ખપ લાગશે.

આમ છીપનાં મોતીની પેઠે, બાલિકાનાં અશ્રુજળે કેવળ બાલિકાનું મૂલ્ય વધારવાનું જ કામ કર્યું—બાલિકાની વતી કહેવાનું કશું કહ્યું નહિ.

પંચાંગ જોઈ શુભમુહૂર્તે લગન થઈ ગયાં.

બોબડી છોકરીને પારકાના હાથમાં સોંપીને બાપ–મા દેશમાં પાછાં ફર્યાં. તેઓ નાતબહાર થતાં બચી ગયાં, અને તેમનું મોત પણ સુધરી ગયું.



વર પશ્ચિમમાં નોકરી કરતો હતો. લગન પછી થોડા દિવસમાં તે સ્ત્રીને પશ્ચિમમાં લઈ ગયો.

અઠવાડિયામાં જ સૌને ખબર પડી ગઈ કે વહુ બોબડી છે. પરંતુ એમાં એનો વાંક નથી, એણે કોઇને છેતરવાનું કર્યું નથી, એ વાત કોઈ સમજ્યું નહિ. એની આંખોએ તો ક્યારની યે એ વાત જાહેર કરી હતી, પરંતુ કોઈ તે સમજી શક્યું નહોતું. તે ચારે તરફ જોતી હતી, પણ બોલી શકતી નહોતી; અને મૂંગીની ભાષા સમજી શકનારાં એનાં જનમનાં પરિચિત મુખ કોઈ ત્યાં હતાં નહિ—એના સદાના શાંત હૃદયમાં એક અનંત અવ્યક્ત ક્રંદન ગાજતું હતું—અંતર્યામી સિવાય બીજું કોઈ તે સાંભળતું નહોતું.

આ વખતે તેનો પતિ આંખો અને કાન દ્વારા પરીક્ષા કરીને એક જીભવાળી કન્યાને પરણી લાવ્યો.